મોજ-મજાહની સાતમા વર્ષની ભેટ.

# વિલસુ

યાને

# પ્યારની પુતળી.

પ્રયોજક:

રા. વસંતરાય હરરાય દેશાઇ.

કિં. ૨-૮-૦.

પ્ર. સ. ૧૯૩૦.

મોજ-મજાહની સાતમા વર્ષની ભેટ

# વિલસુ

યાને

# પ્યારની પુતળી.

પ્રયોજક

રા. વસંતરાય હરરાય દેશાઇ.

કિં. ૨-૮-૦.

ઇ. સ. ૧૯૩૦.

# મોજ મજાહે અત્યાર સુધીમાં આપેલ ભેટો.

| ઇ. સ. | | મુલ્ય. |
|---|---|---|
| ૧૯૨૪ | ૧ આશકની આત્મકથા | રૂ. ૧—૮ |
| ૧૯૨૫ | ૨ શિયળની કસોટી | રૂ. ૧—૮ |
| ૧૯૨૬ | ૩ યમરાજનો દરબાર | રૂ. ૧—૮ |
| ૧૯૨૭ | ૪ મોજીલી માશુક | રૂ. ૨—૮ |
| ૧૯૨૮ | ૫ સુવર્ણકેશી | રૂ. ૩—૦ |
| ૧૯૨૯ | ૬ પાષાણ પ્રતિમા | રૂ. ૨—૦ |
| ૧૯૩૦ | ૭ વિલસુ યાને પ્યારની પુતળી | રૂ. ૨—૮ |

ઉપરના પુસ્તકોની પહેલા વર્ષ સીવાય બાકીનાની માત્ર થોડી નકલો બાકી છે. મોજ મજાહના નવા ગ્રાહકોને અરધી કીંમતે આપવામાં આવશે.

# વિલાસુ

યાને

# પ્યારની પુતળી

## પ્રકરણ ૧ લું.

સાયંકાળનો સમય હતો. રાજપુર ગામને પાદરે આવેલા રાજેશ્વર મહાદેવના મંદિરમાં આરતીની ધામધુમ મચી રહી હતી. ગામના ભાવિક પુરૂષો જેમાં મોટે ભાગે વૃધ્ધોજ હતા-તથા સ્ત્રીઓ અને તેટલાંજ બાળકો મંદિરમાં ભેગાં થયાં હતાં. આ ટોળામાં એક સોળ સત્તર વર્ષની કન્યા કોઇનું પણ ધ્યાન ખેંચી લે એવી હતી. હજુ તો તે બાળિકાજ હતી. યુવાવસ્થામાં પ્રવેશ કર્યો હોવા છતાં ગામડાંની શાંત જીંદગીને લીધે તેટલી ઉમરની શહેરમાં ઉછરેલી કન્યાના જેટલો તેનામાં 'કળીયુગ' નહોતો. તો પણ સારૂં નરસું સમજવાની તેણીની નૈસર્ગિક શક્તિ પુરેપુરી ખીલેલી હતી એમ કહ્યા વીના ચાલતું નથી.

આરતી થઇ રહી. પ્રસાદ વ્હેંચાવા માંડયો. તે લેવા છોકરાંઓની પડાપડ થતી હતી તે વખતે બાલિકાની નજર હીરજી નામના જુવાન ઉપર પડી, અને તેનાથી દૂર થવાની ખાતર આરતી લઇ હાથ ધોવાને મસે મંદિરમાંથી ચાલી નીકળી. મંદિરના ચોગાનમાં થોડે દૂર એક કુવો હતો; ત્યાં તેણી ગઇ અને હાથ ધોઇ કુવાની બીજી બાજુ પર આવેલાં એક ચંપાના ઝાડ નીચે બેઠી અને વિચાર મગ્ન થઇ ગઇ.

થોડી વાર પછી કોઇનાં પગલાં સંભળાયાં. જો કે આવનાર શખ્સ પગલાંનો અવાજ નહિ થવા દેવાની બનતી સાવચેતી વાપરી ધીમે ધીમે આવતો હતો તોપણ તેના આવવાની ખબર વિચાર નિમગ્ન બાળાને પડ્યા વીના રહી નહિ. તેણીએ ઉંચું જોયું અને હીરજીને જોઇ તેણીના મુખ ઉપર નાખુશી-ક્રોધની છાયા ફેલાઇ રહી. તેણીએ હીરજીને ઉદ્દેશીને કહ્યું:-"હીરજીભાઇ-તમે અહીં શા માટે આવ્યા ?"

હીરજીએ કરૂણ સ્વરે કહ્યું:-"શા માટે આવ્યો ! હું શા માટે આવ્યો તે તું નથી જાણતી ? દીનરાત હું તારૂંજ ચિંતન કરૂં છું-પણ તારી પાસે આવવાથી તું નારાજ થાય છે તે જાણી તારાથી દુર રહું છું-પણ જ્યારે તને એકલી જોઉં છું ત્યારે તારી પાસે આવવાની મારી લાલચ થોભાવી શકતો નથી."

બાળા વિશેષ વિરક્ત થઇ બોલી:-"હું અનેક વાર તમને કહી ચુકી છું કે તમે મારી આશા છોડી દો. હું પરણનાર નથી."

હીરજી:-"તું નાદાન છે તેથીજ આમ બોલે છે. દુનીઆમાં ડોસો કુંવારો સાંભળ્યો હશે, પણ ક્યાંય ડોશી કુંવારી સાંભળી છે ? તારી ડોશી હમણાં તો તારૂં પુરૂં કરે છે પણ તે કાંઇ હંમેશ બેસી રહેવાની છે ? તો પછી વિવાહ કર્યા વિના તારો છુટકો છે ?"

બાળા બોલી:-"એ બધી પંચાત કરવા મેં તમને નથી કહ્યું. હું ગરીબ છું-અનાથ છું પણ મારા મનની માલીક છું, અને—"

હીરજી:-"વિલસુ-તું જાણે છે કે તારી ડોશીએ મારી પાસેથી કેટલા પૈસા કઢાવ્યા છે ?"

વિલસુ:-"મારે તે જાણવાની શી જરૂર ?"

હીરજી:-"તને નથી પણ મારે છે કેની ! તારી સાથે મારો વિવાહ કરી આપવાનું કહી કહીને ડોસીએ મારી પાસેથી અવાર નવાર પૈસા ઓકાવ્યા છે. પણ હું તારી સાથે જોર

જુલમથી વિવાહ કરવા ચ્હાતો નથી તેથીજ તારી આગળ આટલા કાલાવાલા કરૂં છું. વિલસુ, મારૂં કહેવું માની મારી સાથે લગ્ન કર. હું તને તમામ પ્રકારનું સુખ આપીશ. મારી પાસે પણ બે પૈસાનો જીવ છે એટલે તારી હરેકે દરેક ઇચ્છા પૂર્ણ કરીશ. બોલ, બીજું તારે શું જોઇએ?"

વિલસુઃ-"તમારા પૈસા તમારી પાસે રહેવા દ્યો. મારે તેની દરકાર નથી."

હીરજીઃ-"તો શું તારી ઇચ્છા બીજા કોઇની સાથે લગ્ન કરવાની છે?"

વિલસુઃ-"મારે પરણવુંજ નથી. પરણવાની જરૂરજ શું છે તે હું સમજી શકતી નથી."

હીરજીઃ-"વિલસુ-વિલસુ, તારાં સૌંદર્ય પર હું મોહિત થયો છું અને તેથીજ તારી સાથે વિવાહ કરવા આતુર છું. જો કે, તેમ કરવામાં ન્યાત જાતમાં મારે નીચું જોવાનું થશે તે પણ હું જાણું છું. કેમકે તારાં માબાપ કોણ છે તે કોઇ જાણતું નથી. બેના ડોશી માત્ર એટલુંજ કહે છે કે તું તેણીની બેનની દોહીત્રી છે. બેના ડોશી જેવી એક રસોઇ કરનાર બ્રાહ્મણીની સગી સાથે મારા જેવો એક પ્રતિષ્ઠીત માણસ વિવાહ કરવા તૈયાર થાય તે તેને માટે કેટલું શોભા ભર્યું ગણાય તેનો તને વિચારજ કયાં છે?"

વિલસુઃ-"મારે તમારી કોઇ વાત સાંભળવી નથી-હું તમને સાફ કહી દઉં છું કે મારે તમારી સાથે પરણવું નથી માટે તમારે લાયક કોઇ સારા ઘરની છોકરી શોધી લગ્ન કરી લો."

હીરજીઃ-"મૂર્ખ છોકરી! જો તું સીધી રીતે નહિજ માને તો તારી ડોશી પાસે તારાં મારી સાથે બળજબરીથી લગ્ન કરાવ્યા સિવાય રહેવાનો નથી."

વિલસુઃ-"તે વખત આવે ત્યારે વાત-તે વખતે તેનો ઉપાય થઇ રહેશે."

હીરજીઃ-"શું ઉપાય કરશે?"

વિલસુઃ-" બે આનાનું અફીણ મારી પાસેજ રાખું છું-તે ખાતાં વાર નહિ લાગે."

હીરજીઃ-"એ બ્હીકથીજ અત્યારસુધી તને મનાવ્યા કરૂં છું. જ્યારે ત્યારે ઝેર ખાવાની ધમકી આપી સારાં કામમાં વિઘ્ન નાખ્યા કરે છે. વારૂ વિલસુ-જરા મને કહેશે કે તું કોઇની સાથે પ્યારમાં છે?"

વિલસુઃ-" હા."

હીરજીઃ-" બોલ-વિલસુ બોલ-તે ભાગ્યવંત નર કોણ છે?"

વિલસુઃ-" યમદેવ."

હીરજી આ સાંભળી ઝંખવાણો પડી ગયો. તેણે વાતનો વિષય બદલતાં કહ્યું-" તું જાણે છે વિલસુ કે તું આ પ્રમાણે આ એકાન્ત નિર્જન સ્થાન પર વારંવાર એકલી આવ્યા કરે છે તેથી લોકોમાં અનેક પ્રકારની વાત થાય છે."

વિલસુઃ-" થાય છે તો થવા દો."

હીરજી ફરીવાર મ્હાત થયો એટલે તેણે વાત પલટાવતાં કહ્યુંઃ-" મેં તો અનેકવાર તારી ગુપ્ત તપાસ કરી છે પણ તારી સાથે બીજા કોઇ માણસને વાત કરતો પણ જોયો નથી. એટલે મને તો કોઇ જાતની શંકા છેજ નહિ."

વિલસુ હવે વાગ્યુદ્ધ કરતાં થાકી. તેણીએ હીરજીને પગે પડી કહ્યું-" હીરજીભાઇ, કૃપા કરી મારો પીછો છોડો. હું જાણું છું કે હું એક નિરાધાર કન્યા છું-મારે માટે લોકો અનેક પ્રકારની વાતો કરતાં મેં સાંભળ્યાં છે અને તેથી મારા હૃદયમાં અનેકવાર તીવ્ર વેદના થઇ છે. તો તેવા જનસમાજથી દૂર રહેવામાં શું ખોટું છે. આ એકાંતમાં હું મારૂં દુઃખ કાંઇક અંશે વિસરી શકું છું. તો સમાજને તેમાં પણ કુશંકા કરવાનું મળે છે. તો મારી આટલી અવગણના કરનાર સમાજમાં ભેળાવાનું મારે શું કામ છે?"

હીરજીઃ-" પણ તું મારી સાથે લગ્ન કર. પછી જોઉં છું કે કોણ તારી સામે આંગળી પણ ચીંધી શકે."

આ સાંભળી વિલસુ ઉશ્કેરાઇ ગઇ અને બોલીઃ-" તમારા જેવા દારૂડીઆ-દુરાચારી-પશુ વૃત્તિવાળા માણસ સાથે લગ્ન કરવા કરતાં મરવું બહેતર છે." હીરજીને આ સાંભળી ઝાટકો તો લાગ્યો પણ પોતાના મન પર કાબુ રાખી કહ્યું:- "તું મારી સાથે લગ્ન કરે તો મારા તમામ દુર્ગુણો દૂર થશે."

વિલસુઃ-"હું અભાગણી છું-લાચાર છું. મારા જેવી નિરાધારને કષ્ટ આપવાથી તમને શું સુખ મળે છે ! અરેરે ! જો તમારી પાસે હૃદય જેવી કાંઇ વસ્તુ હોત તો માત્ર વિષય લાલસાની તૃપ્તિ માટે એક અરક્ષિતા અબળાને આટલો ત્રાસ ન આપત." હીરજી હવે વધારે વાર ધીરજ રાખી શક્યો નહિ. તેણે ઉશ્કેરાઇને કહ્યું:-" હું તારા વગર રહી શકનાર નથી. ગમે તેટલો ખર્ચ થાય-ગમે તે કષ્ટ સહન કરવું પડે તે બધું કરીશ પણ એક વખત તો મારી બનાવીશ ત્યારેજ જંપીશ."

વિલસુ બુદ્ધિમાન બાળા હતી. તેણીને લાગ્યું કે હીરજીની મોહતૃષા પ્રબળ હતી. તે નિરાશાનીરથી એકાએક છીપે તેમ નહોતી. તેણીને હવે સ્પષ્ટ સમજાયું કે રાજપુરમાં રહેવામાં તેણીની સલામતી નથી. પણ રાજપુર છોડાય શી રીતે-રાજપુર છોડીને જવું ક્યાં ? તેણીનું આ દુનીઆમાં સગું વ્હાલું તેણીની જાણમાં નહોતું. તેને માટે પણ તેણીને બહુ વિચાર કરવાનો હતો. જ્યાંસુધી રાજપુર છોડવાનું બની શકે નહિ ત્યાંસુધી હીરજીને ઠંડો મીઠો રાખવામાંજ માલ છે. આ વિચારથી તેણીએ જરા નમ્રતાથી કહ્યું:-"હીરજીભાઇ, મારૂં એક કહેવું માનશો ?" હીરજીના મુખ પર સંતોષ ફેલાઇ ગયો. તેણે આતુરતાથી કહ્યું:-"એકવાર નહિ પણ હજારવાર-તું કહે એટલે તે કરવા હું તૈયાર છું."

" જુઓ, સાંભળો. મને મારા મન સાથે પુરતો વિચાર કરવાની જરૂર છે, કે મારે લગ્ન કરવાની આવશ્યકતા છે કે કેમ; અને તેટલા માટે મારે એકદમ શાંતિની જરૂર છે. માટે છ માસ સુધી તમારે મારૂં નામ લેવું નહિ. એટલું વચન આપો."

આટલા વખતમાં હીરજીએ વિલસુને આટલી નમ્રતાપૂર્વક વાત કરતી સાંભળી નહોતી. તિરસ્કાર અને ઉપહાસ સિવાય વિલસુ તરફથી બીજા કશાની તેને પ્રાપ્તી થઇ નહોતી. આથી વિલસુનામાં આટલું પરિવર્તન જોઇ તેના મનમાં નવીન આશાનો સંચાર થયો. તેણે ઉલ્લાસપૂર્વક કહ્યું:–"તારી મરજી તેમ હોય તો તેમ છ મહીના તો કાલે પૂરા થશે. તેટલો વખત તારૂં નામ પણ નહિ લેવાની અત્યારેજ પ્રતિજ્ઞા કરૂં છું. પણ વિલસુ મને ભૂલતી નહિ હો."

"ઠીક, ત્યારે હવે તમે જાઓ." વિલસુએ સૂચના કરી.

"વિલસુ-જો રાત પડવા આવી છે. નદી કિનારો નજીક હોવાથી આ તરફ ભૂત પિચાશનો ભય વિશેષ રહે છે. તું પણ ઘેર ચાલ."

આ સાંભળી વિલસુ ખડખડાટ હસતાં બોલી:–"મારા જેવીને તો ભૂત પણ અડકે નહિ. તમે તમારે ચાલ્યા જાઓ."

હીરજી નિરાશ હૃદયે મંદિર તરફ ચાલતો થયો.



# પ્રકરણ ૨ જું.

હીરજી ચાલ્યો ગયો. વિલસુ થોડીવાર ત્યાંજ બેસી રહી. તેણીને થોડાં પુલ ચુંટી મહાદેવને ચઢાવવાનું મન થયું. તેણીને મહાદેવ ઉપર બહુ શ્રદ્ધા હતી. ભોળાનાથ પ્રસન્ન થાય તો તેણીની મુશ્કેલીનો અંત આવે એમ તેણીને થતું હતું. પરંતુ ચંપાના ઝાડપરથી સ્હેલાઇથી પુલ તેણીને હાથ આવે તેમ નહતું. કેટલાંક પુલ સ્હેજ નીચે હતાં ખરાં પણ તેણીનો હાથ ત્યાંસુધી પહોંચતો નહોતો. એકાદ બે વખત કુદકા મારીને તે પુલ તોડવા પ્રયત્ન કર્યો પણ તે સફળ થયો નહિ. તેણી પુષ્પ મેળવવાના ખ્યાલમાં એટલી તો મશગુલ હતી કે તેણીની આસપાસ શું થતું હતું તેનો તેણીને સ્હેજ પણ ખ્યાલ નહોતો. એટલામાં તેણીની પાછળથી કોઇનો અપરિચિત સ્વર આવ્યોઃ-"હું પુલ તોડી આપું ?"

વિલસુએ પાછળ ફરીને જોયું તો એક સોહામણો યુવાન તેણીની પાછળ ઉભો હતો. તેણીને લાગ્યું કે તેના મુખ ઉપર સ્હેજ હાસ્યની છાયા હતી અને તેનાથી તે યુવાન વધારે સુંદર લાગતો હતો. તેણીને તેના પર ગુસ્સો કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી પણ તેમ કરી શકી નહિ. આખરે તેણીએ કાંઇક ક્ષોભ પામતાં જવાબ આપ્યોઃ-"ના, ના આપને મારે ખાતર એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી. મારે કાંઇ પુલનું ખાસ કામ નથી. એ તો હું અમસ્થી—" એટલું બોલતાં વિલસુ અચકાઇ "હું રમત કરતી હતી" એમ તેણી બોલી શકી નહિ. તેને બદલે તેણીએ બીજો પ્રશ્ન કર્યો "આપ કોણ છો ?"

તે યુવાને જવાબ આપ્યોઃ-"હું એક મુસાફર છું. મારી મોટરમાં કાંઇ કામ નીકળવાથી મારો ડ્રાઇવર તે સમારતો હતો તેવામાં મારી નજર આ શિવાલય ઉપર પડતાં મહાદેવનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. દેવાલયમાંથી નીકળતાં

તમને એકલાં પુષ્પ તોડવાનો મિથ્યા પ્રયત્ન કરતાં જોયાં અને મને લાગ્યું કે આપના કાર્યમાં મદદ કરવાની મારી એક પુરૂષ તરીકે ફરજ છે, તેથી આ તરફ આવ્યો. હવે આપનો પરિચય માગું તો તેમાં કાંઇ હરકત છે?"

"મારૂં નામ વિલસુ છે. આ સામે દેખાતાં રાજપુર ગામમાં મારી માશી સાથે રહું છું. આ જગત્‌માં મારૂં કોઇ નથી તેથી મને કુદરતને ખોળે રમવાનું વિશેષ ગમે છે. આપનું નામ?" વિલસુએ જરા અચકાતાં પુછ્યું.

વિલસુની સરળ વાતચીત અને તેના નિર્દોષ ચહેરા પરથી આવનાર યુવાન તેણીનું સરળ અંતઃકરણ જોઇ શક્યો. તેણીની સાથે વધારે વાતચીત કરવાને તે લલચાયો. તેથી તેણે જવાબ આપ્યો, "મારૂં નામ નવિનચંદ્ર. જો તમને વાંધો ન હોય તો હવે તમને થોડાં પુલ તોડી આપી જાઉં."

વિલસુ નિરૂત્તર રહી. અંગ્રેજી સાહિત્યમાં નિપુણ નવિનચંદ્રે "Silence is Concent" એ સૂત્રનો આશ્રય લીધો અને પુલ તોડવા ચંપાના ઝાડ પર ચઢ્યો. તેણે નજીકની ડાળીઓ પરથી થોડાં ફૂલ તોડી નીચે નાંખ્યાં, એટલે વિલસુએ તેને પોતાના ખોળામાં ઝીલી લીધાં. થોડીજ વારમાં તેનો ખોળો પુલથી ભરાઇ જવા આવ્યો એટલે તેણી બોલી, "બહુ થયા, હવે ઉતરી જાઓ. આમાંથી થોડાં પુલ તમે પણ લઇ જજો અને મહાદેવજીને ચઢાવજો." આટલું બોલતાં વિલસુ ઉંચે જોવા લાગી. નવિનચંદ્ર આથમતા સૂર્યના કિરણોથી શોભાયમાન થયેલું તેણીનું મુખકમળ જોઇ રહ્યો હતો. તેણીની સુંદરતામાં જરા ઉપરની ડાળી પર આવેલો પુલનો એક ગુચ્છ કોઇ ઓરજ વધારો કરશે એમ તેને લાગ્યું. તેથી તે બોલ્યો, "આટલો ગુચ્છ તમારા અંબોડાને માટે ઉતારીને પછી નીચે ઉતરૂં છું." એમ કહી તે ગુચ્છ લેવા તેણે હાથ લંબાવ્યો, પણ તે ગુચ્છ પવનમાં તેનાથી છટકી જવા લાગ્યો. ગુચ્છ મેળવવાની આતુરતામાં પોતે ક્યાં પગ મૂકે છે તેનું નવિનચંદ્રને ભાન રહ્યું નહિ અને બીજીજ

પળે કડાકા સાથે તે ચંપાવૃક્ષની ડાળી તુટી પડી અને તેની સાથે નવિનચંદ્ર પણ પડયો. તેને પડતો જોઇ ઉપકારવશ થયલી વિલાસુ પોતાની શક્તિનો વિચાર કર્યા વીના તેની મદદે દોડી. પરિણામે બન્ને જણુ જમીનપર ઝીકાયાં. ડાળીનાં ઝાંખરામાંથી બેઠી થઇ વિલાસુએ જોયું તો નવિનચંદ્રનું માથું ત્યાં પડેલા એક પત્થર સાથે અથડાવાથી તેમાંથી લોહી નિકળતું હતું અને તે બેહોશ થઇને પડયો હતો. વિલાસુને પણ થોડું ઘણું વાગ્યું હતું પરંતુ નવિનચંદ્રને બેહોશ પડેલો જોઇ તેણી પોતાની વેદના તો ભૂલીજ ગઇ. તેણીએ પોતાનાં વસ્ત્ર ફાડી નવિનચંદ્રને જ્યાં ઘા પડયો હતો ત્યાં બાંધ્યા, જેથી લોહી તો વહેતું બંધ થયું, પણ તેથી નવિનચંદ્રને ચેતન આવ્યું નહિ.

આ બધી ઘટના બની તે અરસામાં અંધારૂં થઇ ચુકયું હતું. એકાદ બે વાર વિજળીના ચમકારા પણ થયા. આકાશમાં ગડગડાટ થવા માંડયો અને થોડીજ વારમાં મુસળધાર વૃષ્ટી શરૂ થઇ. પણ થોડી વારમાં વરસાદ બંધ પડયો પણ વાદળાં હજુ વિખરાયાં નહોતાં. વરસાદ બંધ થયા પછી પવન જોસભેર ફુંકાવા મંડયો. આથી રક્તપ્રવાહથી અચેત પડેલા નવિનચંદ્રના શરીરમાં ભયાનક કંપ થવા લાગ્યો. આ જોઇ વિલાસુને બહુ સંતાપ થવા લાગ્યો. તેણીને પોતાના જીવની તો ફીકર હતીજ નહિ. તેને તો માત્ર આ ભદ્ર યુવકને માટે ચિંતા થવા લાગી. કેમકે તેણીના માટે પુષ્પ તોડવા જતાં તે આ આફતમાં આવી પડયો હતો.

ચારે તરફ અંધકારનું સામ્રાજ્ય હતું. કોઇ મનુષ્ય પણ આસપાસ નજરે પડતું નહોતું. તે યુવકની આ હાલતનો સંદેશો ગામમાં પહોંચાડી મદદ મેળવવાનું પણ અશક્ય હતું-કેમકે નવિનચંદ્રને આવી હાલતમાં એકલો મુકી પોતાને જવાનું પણ તેણીને ઠીક લાગ્યું નહિ. તેણીના પોતાના તેમજ તે યુવકનાં તમામ વસ્ત્રો પાણીથી તરબોળ થઇ ગયાં હતાં.

આ પ્રમાણે આફતમાં ફસેલી તે બાળાથી રડી દેવાયું. તેમ કરતાં તેણીને વીચાર આવ્યો કે તે યુવકના કંપતા દેહને ગરમી આપવા તેણી તેના શરીરને આલીંગન આપે તો. વધારે વિચાર ન કરતાં તેણીએ તેનો અમલ કર્યો. તેણીના થાકેલા જીવને કાંઇક રાહત મળી અને થોડીવારમાં તેજ હાલતમાં તેણી નિદ્રાવશ થઇ.

સદ્‌ભાગ્યે થોડીવારમાં વાદળાં વિખરાવા મંડયા. પવન પણ બંધ પડયો. રાત્રી કૃષ્ણપક્ષની આઠેમની હતી. તેથી ચંદ્રનો ઉદય થયો હતો. તેનો પ્રકાશ સર્વત્ર ફેલાવા મંડયો.

બીજી બાજુ મોટર ડ્રાઇવર મોટરનું સમારકામ પુરૂં કરી શેઠની પાછા ફરવાની રાહ જોઇ રહ્યો હતો. કેટલીકવાર વાટ જોયા બાદ શેઠ પાછા નહિ આવવાથી તેને ચિંતા લાગી, એટલે શેઠની શોધમાં નિકળવાનો તેણે વિચાર કર્યો. પણ એટલામાં વરસાદ પડવા લાગ્યો તેથી તેને વિચાર થયો કે વરસાદને લીધે શેઠે દેવાલયમાંજ આશ્રય લીધો હશે. પરંતુ જ્યારે વરસાદ રહી ગયો ત્યારે પણ શેઠ પાછા ફર્યા નહિ ત્યારે તેની ચિંતા વધી અને શેઠની શોધમાં દેવાલય તરફ ગયો. પણ દેવાલયમાં કોઇ મનુષ્ય હોવાનો તેને કાંઇ ભાસ થયો નહિ. એટલામાં ચંદ્રનો પ્રકાશ નિકળ્યો, એટલે તેણે આમ તેમ નજર ફેરવવા માંડી. થોડે દૂર ચંપાના વૃક્ષ નીચે તેને કોઇ માણસની આકૃતિ જેવું દેખાયું, એટલે તેણે તે તરફ ચાલવા માંડયું.

મોટર ડ્રાઇવરના પગલાંના અવાજથી વિલાસુ નિદ્રામાંથી જાગૃત થઇ ઉઠી. તેણે કોઇને નજીક આવતું જોઇ પૂછયું:-
"ભાઇ આપ કોણ છો?"

ડ્રાઇવર એક સ્ત્રીનો અવાજ મધરાતને વખતે આવી નિર્જન જગ્યામાંથી આવતો સાંભળી ચમકીને ઉભો રહ્યો. તેથી વિલાસુએ ફરી કહ્યું:-"ભાઇ, આપ જે હો તે પણ આ ભદ્ર-પુરૂષની હાલત ગંભીર લાગે છે-તેને તાત્કાલીક મદદની જરૂર છે." આ સાંભળી ડ્રાઇવર નજીક ગયો એટલે તરતજ તેણે

પોતાના માલીકને ઓળખ્યા. તેને લોહીલુહાણ હાલતમાં બેશુધ્ધ પડેલા જોઇ તે નિમકહલાલ નોકરને ચિંતા થવા લાગી. તેણે પૂછ્યું:-"સાહેબને શું થયું!"

ડ્રાઇવરના આ પ્રશ્નથી વિલાસુને લાગ્યું કે નવો આવનાર માણુસ આ ભદ્રપુરૂષનો નોકર હોવો જોઇએ. તેથી તેણીને કાંઇક હિમ્મત આવી. તેણીએ કહ્યું-"એમને અકસ્માત થયો છે. અને તેમને સારવાર માટે ગામમાં તાબડતોબ લઇ જવાની જરૂર છે. તમે અને હું થઇને તેમને ગામમાં લઇ જઇ શકીશું."

ડ્રાઇવરે જવાબ આપ્યો:-"અહીંથી અમારી મોટર બહુ દૂર નથી. ત્યાં સુધી તો હું તેમને મારી ખાંધ ઉપર લઇ જઇશ. પણ હું આ ગામમાં અજાણ્યો છું માટે તમે સાથે આવશો તો ઠીક પડશે."

વિલાસુએ તરતજ સમ્મતિ દર્શાવી એટલે વિલાસુ અને ડ્રાઇવર મળીને બેશુદ્ધ નવિનચંદ્રને મોટર સુધી લઇ ગયાં. મોટરના પાછલા ભાગમાં નવિનચંદ્રને સુવાડી તેના શરીરપર ડ્રાઇવરનો ગરમ કોટ ઓઢાડી વિલાસુ તેની પાસે જરાવાર બેઠી એટલે ડ્રાઇવરે તેણીને ગામના કયા ભાગમાં જવાનું છે તે પુછતાં તેણીએ ઘટતી સુચના આપી. ડ્રાઇવરે તે મુજબ હળવે હળવે ગાડી હાંકતાં રાજપુર ગામમાં પ્રવેશ કર્યો

થોડીવારમાં મોટર વિલાસુની સુચના મુજબ એક સાંકડી ગલીમાં દાખલ થઇ. એટલે તેણીએ ગાડીને એક નાના મકાન આગળ થોભવા જણાવ્યું, અને પોતે સાવચેતીથી નીચે ઉતરી ને ઘરનું બારણું ખખડાવવા માંડયું; એટલે અંદરથી કોઇનો ગુસ્સાભેર બબડવાનો અવાજ સંભળાયો.

---

## પ્રકરણ ૩ જું.

પહેલાં બે પ્રકરણોમાં આવી ગયેલાં પાત્રોની વધારે ઓળખાણ આપવાની આવશ્યકતા છે, તેથી તેનો સવિસ્તર ઇતિહાસ આપવાની જરૂર છે.

વિલસુનાં માતપિતા કોણ હતાં તે રાજપુરમાં કોઇજ જાણતું નહોતું. તેણી જ્યારે ત્રણ વરસની બાલિકા હતી ત્યારે બેના ડોસી તેને ત્યાં લઇ આવી હતી, અને ત્યારબાદ તેણીએજ તે બાલિકાને ઉછેરીને મોટી કરી હતી. બેના ડોસી માત્ર એટલુંજ કહેતી કે તે તેણીની બ્હેનની દોહીત્રી હતી. તેણીના માતપિતા ગુજરી જવા પછી તેણીનું બીજું કોઇ સગું વ્હાલું નહિ હોવાથી તેણી તેને પોતાને ત્યાં લઇ આવી હતી. તે વખતે તેણીના સંબંધમાં વધારે પુછપરછ કરવાની કોઇને ગરજ નહોતી એટલે વિલસુ બેનાડોશીની બ્હેનની દોહીત્રી તરિકે ઓળખાવા લાગી.

એમ કરતાં કરતાં બાર વર્ષ વીતી ગયાં. વિલસુ હવે બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થાના દ્વારમાં પ્રવેશ કરતી હતી. સરળ સ્વભાવની સ્વરૂપવાન બાળા હવે યુવતિ થઇ હતી. અને તેણીનું રૂપ જોઇ અનેક ગૃહસ્થોને તેણીને પુત્રવધુ બનાવવાનો વિચાર થયો. તે વખતે તેણીના કુળની તપાસ થવા લાગી, પણ તેણીના માબાપ સંબંધે કોઇને સંતોષકારક ખુલાસો મળી શકયો નહિ. બેનાડોશી તે વાત અનેક પ્રકારે ઉડાવવાની કોશેષ કરતી એટલે લોકોએ તે સંબંધે અનેક સાચા ખોટા તર્કવિતર્ક કરવા માંડયા અને તરેહતરેહની વાતો તેણીના કુળના સંબંધમાં ઉડી રહી.

બેના ડોશી એક આબરૂદાર ગૃહસ્થને ત્યાં રસોઇ કરવાનું કામ કરતી હતી. એટલે તેણીનું પોતાનું કુળ તો ઉંચુ નજ ગણાય એ તો સ્વાભાવિક હતું. આનું પરિણામ એ આવ્યું કે વિલસુ વિવાહયોગ્ય ઉમ્મરે પહોંચવા છતાં પણ કોઇ સારા

કુટુંબમાંથી તેણીને માગણી થઇ નહિ. કાળ કોને માટે થોભે છે! કાળે કરીને યૌવન દેવતાએ વિલસુના અંગેઅંગમાં સૌંદર્ય ભરી દીધું. આખાં ગામમાં તેણીનાં લાવણ્યની સુવાસ ફેલાઇ રહી હતી.

જે શેરીમાં બેના ડોશી રહેતી હતી તેજ શેરીમાં હીરજી નામનો એક બ્રાહ્મણ યુવક પણ રહેતો હતો. તેનો પિતા વ્યાપાર અર્થે સુરત ગયો હતો અને ત્યાં સહકુટુંબ રહેતો હતો. સુરતમાં જ્યારે પ્લેગનો સપાટો આવ્યો ત્યારે તેણે પોતાને ગામ જવાનો વિચાર કર્યો પણ તે વિચાર અમલમાં મુકાય તે પહેલાંજ તેના કુટુંબનો એક બાળક તેમાં સપડાયો. તેની સારવાર કરવા બધાંને રોકાવું પડ્યું અને પરિણામે તે આખું કુટુંબ પ્લેગના પંજામાં સપડાયું. હીરજી તેઓની ખબર લેવા ત્યાં ગયો હતો પણ તે ત્યાં પહોંચે તેટલામાં તો તે આખું કુટુંબ કાળના મુખમાં સપડાઇ ચુકયું હતું એટલે હીરજી પોતાના પિતાની માલ મિલકત લઇ રાજપુર પાછો ફર્યો હતો અને બાપકમાઇના પૈસા પર તાગડધિન્ના કરતો હતો.

ન્હાનાં ગામમાં થોડા ઘણા પૈસાવાળો માણસ ધનવાન લેખાય છે એટલે હીરજીભાઇ પણ ધનવાનમાં ખપવા માંડયા. તેને માટે અનેક કન્યાઓનાં માગાં આવવા લાગ્યાં. પણ તે અરસામાં વિલસુની ખુબસુરતીએ તેનું ધ્યાન ખેંચ્યું હતું એટલે તેણે તેમાંથી એકેનો સ્વીકાર કર્યો નહોતો. તે સ્વભાવે ઉચ્છૃંખલ હતો. સહેજસાજ અંગ્રેજી ભણેલો હોવાથી સુધરેલમાં ખપવાની હોંશ રાખતો. તેણે વિલસુના નામઠામની પરવાહ કર્યા વિના તેણીની સાથે લગ્ન કરવાની ઇચ્છા બેનાડોશી આગળ પ્રદર્શિત કરી. વિલસુને તો પુછેજ કોણ? બેનાડોશીએ તે માગણી સ્વીકારી પણ ખરી. પરંતુ વિલસુને તે વાત રૂચતિ નહોતી. તેણીએ કહ્યું:—"મારા જેવી નામઠામ વિનાની હતભાગીનીને વિવાહ કરવાની જરૂરજ શું છે? મારાં નસીબમાં જો સંસારસુખ લખેલું હોય તો મારા આવા

હાલ થઃયજ શા માટે? છતાં જો મને જબરદસ્તીથી પરણાવવાનું કરશો તો હું આત્મહત્યા કરીશ.”

હીરજીભાઇને કાને આ વાત પહોંચી હતી. છતાં પણ વિલસુનાં સૌંદર્યથી તે દિવાનો બન્યો હતો. તેથી તેણીને છોડવાનો તેનો વિચાર થયો નહિ વિલસુની સાથે સંબંધ બાંધવાની ખાતર તેણે બેનાડોશીને હાથમાં લેવાની તજવીજ કીધી, અને કાંકરાની માફક તેણીની પાછળ તેણે પૈસા ખરચવા માંડયા.

વિલસુ જાણતી હતી કે હીરજી તેણીની સાથે લગ્ન કરવાને અનેક પ્રકારના પ્રયત્નો કરી રહ્યો હતો, પણ વિલસુ એકની બે થઇ નહિ. જનસમાજથી વંચિત થયેલી વિલસુને એકજ વિચાર આવતો હતો કે મારા જેવીને લગ્ન કરવાથી શું સુખ મળનાર છે–સમાજમાં પણ શું સ્થાન મળનાર છે? તે ઉપરાંત હીરજીનું ચારિત્ર તેણીનાથી અજાણ્યું નહોતું એટલે તેના તરફ તે તિરસ્કારની નજરથી જોતી એટલે પછી તેની સાથે વિવાહનો વિચાર પણ ક્યાંથી હોય? જનસમાજનો તેણીના તરફ અભાવ હતો એટલે તેણી સમાજ તરફ બેદરકારજ હતી–એટલે કુદરતીરીતે તેણીનું ધ્યાન કાંઇક ભક્તિ તરફ અને તેથી પણ વધારે એકાંતવાસ સેવવા તરફ હતું. વિવાહ એટલે સમાજનું બંધન—અને જે સમાજ તેણીના તરફ આટલો નિષ્ઠુર હતો તેમાં બંધાવાનો વિચારજ તેણીને અપ્રિય લાગતો હતો. તેણી કુદરતની લીલાનું અવલોકન કરવામાં–કુદરતને ખોળે રમવામાં આનંદ મેળવતી. આ આનંદ મેળવવાનું તેણીનું માનીતું સ્થાન તે રાજેશ્વર મહાદેવનું દેવાલય હતું. આ જાતીને ઉચીત લજ્જા કે ભયને હજુ તે ઓળખતી નહોતી. તેણીએ ગામડાંની કન્યાશાળામાં મળી શકે તેટલું સાધારણ શિક્ષણ મેળવ્યું હતું. છતાં કાવ્ય ઉપર તેણીને વિશેષ અનુરાગ હતો અને પોતાને પ્રિય કાવ્યો તે એકાંતમાં કોઇવાર લલકારતી ત્યારે સાંભળનારને ત્યાંથી ખસવું ગમતું નહોતું. છતાં પોતાના સૂરિલા કંઠની

તેણીને જાણે ખબરજ ન હોય એવું તેણીના નિરભિમાનથી લાગતું.

હવે આપણે નવિનચંદ્રની ઓળખાણ કરીએ. રાજપુરથી છ સાત માઇલ પર વજેપુર નામનો કસ્બો આવેલો છે. સાધારણ રીતે ગામ સારૂં ગણાતું. ત્યાં બ્રાહ્મણ-વાણીઆ કણબી-વગેરેની સારી વસ્તી હતી. ત્યાંના જાગીરદાર પરગણામાં સંભાવીત ગૃહસ્થ ગણાતા હતા. ગામમાં સરકારી કચેરી-ગુજરાતી, અંગ્રેજી નિશાળ-તાર તથા ટપાલ ઓફીસ, દવાખાનું, સાર્વજનિક વાંચનાલય વગેરે સંસ્થાઓ સારી ગણાતી હતી. એકંદર ગામ સુખી ગણાતું અને ત્યાંના વતનીઓ બીજાં ગામોની સરખામણીમાં કુલીન ગણાતા.

વજેપુરમાં નવનિતરાય દેસાઇ મ્હોટા જાગીરદાર હતા. એમના વડવાઓને કેટલાય વર્ષો થયા જાગીરી મળી હતી અને વંશપરંપરા તેનો ઉપભોગ તેમના કુટુંબીઓ કરતા આવતા હતા. ગામના ઘરડાઓ વાત કરતા હતા કે પેશ્વાઇના વખતમાં તેમને પરાક્રમની કદરદાની તરીકે એ જાગીર મળેલી ત્યારે કેટલાક કહેતા કે મુગલાઇના વખતમાં મુત્સદ્દીપણાનાં ઇનામ તરીકે તે જાગીર આપવામાં આવી હતી. પણ તેમાંથી કોણ ખરૂં હતું તે કોઇ કહી શકતું નહિ. પણ એટલું તો ચોક્કસ હતું કે સેંકડો વરસ થયાં દેસાઇજીનું કુટુંબ વજેપુરમાં રહેતુ હતું અને જાગીરનો ઉપભોગ માનપ્રતિષ્ઠા સાથે કરતું હતું.

દેસાઇજીના કુટુંબની હવેલી-તેને ફરતો કોટ હવે જીર્ણાવસ્થામાં આવી પડયાં છે. તેનું કારણ તેની મરામત કરવાને જાગીરદાર પાસે પૈસા નથી. આવક તો આગળના જેટલીજ છે પણ રૂપીઆની કિંમત આગળના જેટલી રહી નથી. અને પોતાના નામ પ્રમાણે ખર્ચ તો કરવો જોઇએ-એવી આસપાસના સઘળાઓની સલાહથી દોરવાઇને ખર્ચો થયા કરે તો પછી તે જાગીરની આવક શી રીતે પહોંચી શકે? તેને પરિણામે જાગીરદાર કરજમાં ડુબવા મંડયા!

દર વરસે કરજ વધતું જાય છે, પણ ખોટી આબરૂની દરકાર કરતાં ખરી પાયમાલીનો માર્ગ મુકતા નથી. નવનીતરાયજીને ન્યાય આપવાની ખાતર એટલું તો કહેવું પડશે તેમણે એકલાએજ કુટુંબપર કરજનો બોજો નાંખ્યો નથી. તેમના પિતા અને પિતામહે પણ તેમને વારસામાં થોડું કરજ આપેલું તેને નવનીતરાયજીએ વધારીને પોતાનો મોભો જાળવવા પ્રયત્ન કીધેલો અને પરિણામે રાજપુરના દુર્લભજી પટેલને ત્યાં તેમની આખી જાગીર ગીરવી મુકાઇ હતી. હવે એ રૂપીઆનું વ્યાજ પણ ભરી શકાતું નહોતું તો પછી મુદ્દલ પાછા આપવાની તો આશાજ કયાંથી રખાય!

આજે કેટલોક વખત થયાં દુર્લભજી પટેલ નાણાં માટે બહુ તકાજો કરી રહ્યા હતા. હવે નવનીતરાયજીને લાગ્યું કે પોતાની સારી જાગીર અને તમામ સંપત્તિ આપી દેવા છતાં પણ તેમનું કરજ ફીટાડી શકાય તેમ નથી. તેથી તેમની વ્યાકુળતાનો પાર નહોતો. એક તો નવનીતરાયજીની ઉમ્મર થઇ હતી. તેમનો દમનો વ્યાધી તો હતોજ તેમાં આ કરજની ઉપાધીએ વધારો કર્યો હતો. તેથી તેઓ માંદગીને બીછાને પટકાઇ પડયા હતા. આ વખતે નવનીતરાયજીનો એકનોએક પુત્ર નવિનચંદ્ર–બીજો કાંઇ ઉપાય ન દેખાતાં–દુર્લભજી પટેલને રૂબરૂ મળીને રૂપીઆને માટે થોડો વખત થોભી જવા વિનંતી કરવા રાજપુર જતો હતો. ત્યાં રસ્તામાં બનેલી ઘટના આપણે આગળ જોઇ ગયા છીએ.

દેશાઇને ત્યાં કારભારી–કારકુન નહોતા તેથી નવિનચંદ્ર રાજપુર જવા નીકળ્યો હતો એમ વાંચકને સમજવાની જરૂર નથી. નવિનચંદ્રને જાતે જવાનું એક બીજું ખાસ કારણ હતું. તે આગળ ચાલતાં સમજાશે.

રાજપુરવાળા દુર્લભજી પટેલ કાંઇ મૂળ ત્યાંના વતની નહોતા. કેટલોક વખત પહેલાં અન્ય મુલકમાંથી પૈસો કમાઇ લાવી તેમણે રાજપુરમાં વસવાટ કર્યો હતો. તેથી તેમને રાજપુરની પટેલાઇ મળી હતી. જોકે પટેલાઇ કાંઇ આવકનું

સાધન સમજીને તેમણે સ્વીકારી નહોતી પણ ગામના લો-કોમાં મોભો વધારવા-સરકાર દરબારમાં સંબંધ વધારવાને માટેજ તેમણે એ ઉપાધી વ્હોરી હતી. એટલે પટેલની અટક પડી ગયેલી હોવા છતાં તેઓ નવનિતરાય જાગીરદારની જ્ઞાતિનાજ હતા. અલબત તેમનાં કુટુંબને કોઇ ઓળખતું નહોતું પણ "સર્વે ગુણાઃ કાન્ચનમાશ્રયન્તે."

રાજપુરમાં આવી રહ્યા બાદ થોડા સમયમાં દુર્લભજી પટેલના પત્નિ ગુજરી ગયાં. તેમને સંતતિમાં માત્ર એક કુમળી બાળકીજ હતી. તે કન્યાનું પટેલે ભલી રીતે લાલન-પાલન કરી હતી, અને કન્યાના હીતની ખાતર તેમણે બીજું લગ્ન કર્યું નહોતું—એમ તેમનું પોતાનું કહેવું હતું. પટેલની પુત્રી અત્યારે ચૌદેક વરસની થઇ હતી અને પટેલ તેણીનો વિવાહ કરવાની ચિંતામાં પડયા હતા. પટેલની પાસે પૈસો તો સારો હતો પણ જે જ્ઞાતિમાં કુળનું અભિમાન હોય છે ત્યાં પૈસાનું સન્માન થતું નથી. અપ્રસિદ્ધ કુટુંબને કન્યા આપવામાંજ નહિ પણ તે કુટુંબની કન્યા લેવામાં પણ બાધ ગણાય છે, અને તે કારણથી પટેલને મનગમતો મોટા ઘરનો કોઇ યુવાન તેમનો જમાઇ થવા સંમત થતો નહોતો એ પણ જાણીતી વાત હતી કે દુર્લભજી પટેલની વિપુલ સંપત્તિની માલીક તેની એકની એક પુત્રીજ થશે છતાં પણ સમાજ શાસનના ભયથી તેણીની સાથે સંબંધ જોડવા ખાનદાન કુટુંબોમાંથી કોઇ રાજી નહોતાં. આટલી સંપત્તિ મેળવ્યા પછી દુર્લભજી પટેલની એકજ આકાંક્ષા હતી અને તે એ કે જ્ઞાતિના કોઇ મ્હોટાં ગણાતાં ખાનદાનમાં પોતાની એકની એક પુત્રીનો સંબંધ જોડવો. અજ્ઞાન કુલના એ દુર્લભજી પટેલની લાડકી કન્યાનું નામ અલકરંભા હતું.

જ્યારે નવનિતરાય દેસાઇ દુર્લભજી પટેલની ઋણજાળમાં સંપુર્ણરીતે સપડાયા ત્યારે પટેલે દેસાઇજીને કહેવડાવ્યું કે "મારૂં જે છે તે મારી પુત્રીનુંજ છે. આપને પણ એક

પુત્રજ છે. તો આપ આપના પુત્ર નવિનચંદ્ર સાથે મારી પુત્રીનો વિવાહ કરી નાંખો તો પછી આપને ઋણની ચિંતા કરવાનું કારણ રહેશે નહિ. માટે આપ એ બાબત ગંભી-રાઇથી વિચાર કરી મને જણાવશો."

જ્ઞાતિના આગેવાન ગણાતા પ્રતિષ્ઠિત દેશાઇજીને પોતાની મહાન ચિંતાનો આ પ્રમાણે સ્હેલાઇથી નિકાલ થવાનો માર્ગ દેખી બહુ આનંદ થયો. શા માટે નહિ થાય? એમના પુત્રના દુર્લભજી પટેલની પુત્રી સાથે વિવાહ થાય તેમાં કોઇથી કાંઇ બોલાય તેમ નહોતું. તેમ કરવાથી કાંઇ તેમનું કુટુંબ નીચું થઇ જવાનો ભય નહોતો. વળી તેમ થવાથી દુર્લભજી પટેલનું પણ કુળ જ્ઞાતિમાં કેટલું ઉંચું ચઢી જાય! એટલે આ સંબંધ બાંધવામાં નવનિતરામજી સંપુર્ણ રીતે સંમત હતા, અને પટેલની ખુશાલીનું તો પુછવુંજ શું? કદાચ તમે એમ પણ માની લેશો કે પટેલે આ ઇરાદાથીજ નવનિતરામજીને તેમની જાગીરની પણ કીંમત કરતાં વધારે રકમ ધીરી હશે!

નવિનચંદ્રે કોલેજની કેળવણી પણ સારી રીતે લીધી હતી અને ગ્રેજ્યુએટ થઇને વકીલાતનો અભ્યાસ કરવાની તેની અભિલાષા હતી. પોતાના પિતાના માગનારની કન્યા સાથે લગ્ન કરવાનું—એક વ્યાપારી સાટું ઠોકાતું હોય તેવી રીતે પોતાનું વેચાણ કરવાની તે વિરૂદ્ધ હતો. તેના આશયો ઉમદા હતા. તે સારી પેઠે સમજતો હતો કે આવો સંબંધ તેને નીચું જોવરાવનારો અને તેની કેળવણીને કલંક લગાડનારો હતો. આવા સંબંધમાં જોડાવા કરતાં પોતાની સારી જાગીર વેચાઇ જાય તે તે વધારે પસંદ કરતો હતો. પરંતુ પત્નિના અનુગ્રહથી જમીનદારી જાળવી રાખવાની તેને ઇચ્છા નહોતી. "સ્ત્રી સ્વામીને આધીન હોય છે—સ્વામીની ફરજ પત્નિને વસ્ત્રાલંકારથી શણગારવાની છે. અલકના પિતાનું કરજ ચુકવવામાં પોતાની આખી જાગીર વેચાઇ જવાનો સંભવ છે જ્યારે તેણીની સાથે વિવાહ કરવાથી જાગીર બચી

શકે છે. પરંતુ આવી સ્થિતીમાં અલકરંભાની સાથે લગ્ન કરવાથી ખરી રીતે તો અલકજ જાગીરની માલીક ગણાય જ્યારે પોતે કોણુ-માત્ર તેણીના——" આ વિચારજ તેનું મગજ ફેરવી નાંખવાને પુરતો હતો.

દુર્લભજી પટેલ બહુજ વ્યવહારકુશળ હતા. તેમણે પોતાની ચાલાકીથી દેશાઇજીને ધીરેલા રૂપીઆનું ગીરોખત પોતાની પુત્રી અલકરંભાને નામનુંજ કરાવ્યું હતું. અને તે વખતે એવું કહ્યું હતું કે તે રૂપીઆ અલકરંભાના છે એટલે વાસ્તવિક રીતે તો નવનીતરાયજીની જાગીર અલકરંભાને ત્યાં ગીરો હતી. હવે જ્યારે વિવાહની વાત નીકળી ત્યારે પટેલે દેશાઇજીને કહ્યું કે—"મારી તો તમામ મિલ્કતની વારસ અલકજ છે પણ જે રકમ આપને આપી છે તે અલકની સ્વતંત્ર માલેકીની છે તેથી તેણીના લગ્ન બાદ આપની જાગીર જે ગીરો છે તે અલકના નામપર સરકારમાં પણ ફેરવી આપવી પડશે. એમાં આપને વાંધો હોવા જેવું નથી કારણ કે આપને એકજ પુત્ર છે અને મારે પણ એકજ પુત્રી છે. અને તમામ સંપત્તિ આપની પુત્રવધુના નામપર હોય એમાં શું હરકત હોઇ શકે! ખરૂં કારણ કહેવાની પટેલની હિમ્મત ચાલતી નહોતી, કેમકે તેમ કરવામાં કદાચ દેશાઇજીને ખોટું લાગે તો વખતે વિવાહની વાતમાં વિક્ષેપ આવે. તેમની ન્યાતમાં કન્યાની છત હતી અને વરવિક્રયનો રિવાજ હોવાથી તેમજ દેશાઇજીનું ખાનદાન ઉત્તમ પંક્તિનું હોવાથી તેમને એક સ્ત્રી હોવા છતાં બીજી કન્યા આપનાર મળી રહે તેમાં કાંઇ શક નહોતો. અને જો કદાચ વિવાહબાદ ગીરોખત રદ કરીને નવિનચંદ્રના નામપર કરી આપવામાં આવે અને પાછળથી-માત્ર ખુબસને ખાતર પણ-તે બીજીવાર લગ્ન કરે તો પોતાની પુત્રીને ઘેર બેસવાનો વખત આવે એવો સંભવ રહે જ્યારે પુત્રીના નામપર જાગીર જો હોય તો તેણીનો પતિ પણ તેણીનાથી દબાયલો રહે! આવા વિચારથી નવિનચંદ્ર જેવા ખાનદાન સંસ્કારી યુવકની ઉચ્ચ

ભાવનાઓથી અજાણ દુર્લભજી પટેલે પોતાની પસંદગી જણાવા દીધા વીના દેશાઇજીની સમ્મતિ મેળવવા તજવીજ કરી હતી.

કરજની જાળમાં ફસાયલા જાગીરદાર સાહેબે તે કબુલ પણ કીધું, પરંતુ સ્વમાનની લાગણીવાળા નવિનચંદ્રે તે વાતનો સ્વીકાર કરવાની નાખુશી દર્શાવી. નવિનચંદ્ર દરેક રીતે કહ્યાગરો હતો પણ પોતાના સિધ્ધાન્તની વિરૂધ્ધની કોઇ પણ વાત સ્વીકારવાને તેને કોઇપણ સમજાવી શકે તેમ નહોતું. તેના પિતાએ પોતે, તેની માતાએ, કારભારી વગેરેએ આ સંબંધ બાંધવા તેને બહુ બહુ સમજાવ્યો પરંતુ તેણે પોતાના સ્વમાનને ભોગે તે વાત કબુલ કરવાની ચોખ્ખા શબ્દોમાં ના પાડી દીધી. તેણે તેમને સ્પષ્ટ કહી દીધું કે "સ્રીની સં-પત્તિથી જાગીર સાચવી રાખવા કરતાં તે જાગીર ગુમાવી સા-ધારણ ગરીબ હાલતમાં રહીને પણ પોતાનાં બાલબચ્ચાંનું પાલન કરવામાંજ તે ખરૂં પુરૂષત્વ સમજતો હતો.

આ પ્રમાણે જ્યારે દુર્લભજી પટેલની પુત્રી સાથે વિવાહ કરવાને નવિનચંદ્રને કોઈ સમજાવી શક્યું નહિ ત્યારે તેની માતાની મારફત તે સંબંધ બાંધવાનું બીડું એક બાઇએ ઝડપ્યું. તેણી નવનિતરાયજીની દૂરની સગી થતી હતી અને બાળવિધવા હતી. તેણીનું નજીકનું સગું વ્હાલું કોઇ નહોતું તેમજ તેણીના શ્વસુરપક્ષની સ્થિતિ પણ બહુ સારી નહોતી. તેથી તેણી દેશાઇના ઘરમાંજ રહેતી હતી. અને તેનું સારી રીતે ત્યાં ભરણ પોષણ થતું હતું. તેણીનું નામ ચંચળ હતું. તેણી નવિનચંદ્રના આ વિવાહનું કારણ બરાબર સમજતી હતી અને એ સંબંધ ન જોડાય તો તેનું પરિણામ શું આવે તે પણ સમજતી હતી. તેણીએ એક દિવસ લાગ જોઇને નવિનચંદ્રની માતાને કહ્યું:–"ભાભીજી, મેં તો અલકરંભાને બે ત્રણવાર જોઇ છે અને મારી ખાત્રી છે કે જો ભાઇ (નવિન-ચંદ્ર) એકવાર તેણીને જુએ અને તેણીના સહવાસમાં આવે તો તેણીના રૂપ-ગુણથી મોહીત થઇ પોતાની મેળે લગ્ન ક-રવા તૈયાર થઇ જાય. માટે મારૂં કહ્યું માનો, કોઇ પણ

બહાને ભાઇને એકવાર દુર્લભજી પટેલને ઘેર થોડા દિવસ મોકલી આપો.”

નવિનચંદ્રની માતાના ધ્યાનમાં પણ આ વાત ઉતરી ખરી. તેણીએ દેશાઇજી આગળ તે વાત કરી અને તેમને પણ એ વાત ગળે ઉતરી. તેમણે પટેલને એક કાગળ લખી પોતાની ઇચ્છા જણાવી એટલે કરજના સંબંધમાં વાતચીત કરવાને તથા ઘણા વખતનો હિસાબ કિતાબ કરવાને નવિનચંદ્રને રાજપુર મોકલવાનું ઠર્યું. રાજપુર જતાં રસ્તામાં રાજેશ્વર મહાદેવના દેવાલયમાં દર્શન કર્યા બાદ જે ઘટના બની તે તો વાંચકવર્ગને માલુમ છેજ.



## પ્રકરણ ૪ થું.

બીજા પ્રકરણની આખરમાં ગુસ્સાભેર બડબડાટનો અ-વાજ સંભળાયો હતો તે મેના ડોશીનો હતો. આટલી મોડી રાતે પોતાને ઉંઘમાંથી ઉઠવું પડયું એટલે તેણીને ગુસ્સો આવે એ પણ કુદરતીજ હતું. બારણું ઉઘાડતાંજ તેણીએ વિલસુને જોઇ ખીજવાવાનું શરૂ કર્યું:-"આટલી મોડી રાત સુધી બહાર ભટકવું એ કાંઇ સારાં લક્ષણ ન કહેવાય. અને આમ સ્વચ્છંદે રખડવા માટેજ તું હીરજીભટની સાથે લગ્ન કરવા ના પાડે છે તે હવે મને બરાબર સમજાય છે, પણ હું તને હવે ચોખ્ખું કહી દઉં છું કે મારા ઘરમાં રહીને તેમ હું ચાલવા દેનાર નથી. ખબરદાર જો હવેથી રાતના બહાર ગઇ છે તો." આટલું બોલવા બાદ ડોસીની નજર વિલસુની પાછળ ઉભેલા મોટર ડ્રાઇવર પર પડી એટલે ડોસી બોલતી બંધ થઇ. અત્યારે પોતાની સાથે નવિનચંદ્ર આવી ગંભીર હાલતનાં ન હોત તો વિલસુએ ડોસીને કાંઇક જડ-બાંતોડ જવાબ આપ્યો હોત. પણ અત્યારે તેણી કાંઇ પણ બોલ્યા વિના ઘરમાં દાખલ થઇ, અને ડ્રાઇવરને બતાવી બોલી-"મા-મા, અત્યારે ગડબડ ન કરો. જુઓ આ એક ગૃહસ્થને અકસ્માત થયો છે તેને તત્કાળીક સારવારની જરૂર છે." હવે ડોસીએ જોયું તો ડ્રાઇવર પોતાની ખાંધપર કોઇ મનુષ્યને ઉંચકી ઉભેલો છે. એટલે તેણી ગુપચુપ ઘરમાં ચાલી ગઇ અને દીવો લઇ આવી ડ્રાઇવરને પોતાની પાછળ આવવા સુચવ્યું. ડ્રાઇવર વિલસુના ઇસારાથી તેણીની પાછળ ગયો અને એક ઓરડામાં એક ઢોલીઆપર નવિનચંદ્રને સુવડાવ્યો.

નવિનચંદ્ર હજુ શુદ્ધિમાં આવ્યો નહોતો. વિલસુ ચિંતા-તુર ચહેરે તેના સામું જોઇ રહી હતી. એટલામાં બીજા ઓરડામાંથી મેના ડોસી આવી. તેણીએ પુછયું-"એ કોણ છે?"

"એ કોણ છે, તે તો હું પણ જાણતી નથી." વિલસુએ જવાબ આપ્યો.

"ત્યારે તું એને લાવી કેવી રીતે?" ડોસીએ સામો સવાલ કર્યો.

"રાજેશ્વર મહાદેવના બાગમાં એમને અકસ્માત થયો. ત્યાંથી હું એમને અહીં લાવી."

"ત્યાં અકસ્માત શી રીતે થયો!"

"ચંપાની ડાળી તુટવાથી તે નીચે પડયા અને વાગ્યું."

"આવા ગૃહસ્થ માણસને ઝાડપર ચડવાનું શું કામ?"

"મારે માટે ફુલ તોડવા તેઓ ઉપર ચઢયા હતા." વિલસુએ કાંઇક ડરતાં કહ્યું.

"મુઇ, તું રાંડ અભાગણી! આને મળવા માટેજ તું રોજ મહાદેવનાં દર્શનને બ્હાને ભટકતી ફરતી હશે તે હવે મને સમજાયું." ડોસીએ તડુકો કર્યો.

"નહિ, નહિ, મા. હું સોગંદપર કહું છું કે મેં એમને આજ પહેલાં કદી જોયા પણ નથી."

હવે વિલસુએ સઘળી હકીકત ધીમે ધીમે ડોસીને કહી. બેના ડોસીને પણ તે વાત સાચી તો લાગી એટલે નવિનચંદ્રના ઘા પર લગાડવાને એક જાતનું તેલ લાવી વિલસુને ચુલો સળગાવી શેક કરવાની તૈયારી કરવા કહ્યું. તેલ ઘાપર લગાડતાં લગાડતાં તેણીએ મોટર ડ્રાઇવર જે ત્યાંજ ઉભેલો હતો તેને પુછ્યું:-"તમારે કયાં રહેવું?" ડ્રાઇવરે વિવેકથી જવાબ આપ્યો:-"અમારૂં ગામ વજેપુર."

"કયું વજેપુર? પેલા દેશાઇજી જાગીરદારનું?"

"હાજી તેજ વજેપુર—અને આ પોતે દેશાઇજી સાહેબના એકના એક પુત્ર નવિનભાઇ."

"ચાલો-એ બહાને મારૂં ગરીબનું ઘર પાવન થયું, નહિ તો એવા મોટા માણસનાં પગલાં અમારા જેવાંને ત્યાં

ક્યાંથી? પણ તમે જતા હતા ક્યાં?"

"અમે અહીંજ આવતા હતા—આ ગામમાં દુર્લભજી પટેલ છે તેમને ત્યાં જવાના હતા. પણ રસ્તામાં આવો બનાવ બન્યો. જુઓ તો ખરાં માજી, એમના શરીરનો કંપ હજુ પણ ઓછો થતો નથી. આટલામાં કોઇ વૈદ કે ડાકટર તો હશે. તેને બોલાવો જે ખર્ચ થશે તે આપીશું પણ કૃપા કરી જલદી ડાકટરને બોલાવો."

"તમે મારી સાથે ચાલો—નજીકમાંજ ડાકટર ભગવાનદાસ રહે છે. તેને બોલાવી લાવીએ."

"ચાલો હું તૈયાર છું—તમે કહો ત્યાં જવા તૈયાર છુ" એમ કહી ડ્રાઇવર ઉભો થયો. તેમના ગયા બાદ વિલસુએ દેવતા સળગાવ્યો અને નવિનચંદ્રને શેક કરવા માંડયો.

ડાકટર ભગવાનદાસનું ઘર નજીકમાંજ હતું. પણ રાતની વખતે એકલાં જવાની ડોશીની મરજી નહોતી. વળી તેનાથી ડાકટરને ઉઠાડવા મોટેથી બોલાય તેમ નહોતું તેથી મોટર ડ્રાઇવરને સામે લીધો હતો. સલામતીને ખાતર ડ્રાઇવરે મોટરનું એક ફાનસ રસ્તો જોવા સાથે લઇ લીધું હતું. રસ્તામાં કાંઇ વધુ વાતચીત થઇ નહિ એટલામાં ડાકટરનું ઘર આવી લાગ્યું. ડાકટર અવાજ સાંભળતાંજ બહાર આવ્યા અને ડ્રાઇવરની હકીકત સાંભળી લઇ જોઇતી દવાઓ વગેરે લઇ તેઓની સાથે ચાલ્યા.

ડાકટર ભગવાનદાસ સરકારી દવાખાનામાં ડાકટર હતા. તેમનો સ્વભાવ બહુજ મળતાવડો અને વિવેકી હતો. ખાસ રાજપુર ગામના લોકો પાસેથી ફી માગવાનો તેમણે રિવાજ રાખ્યો નહોતો એથી ડાકટરના ભારે વખાણ થતાં અને તેને પરિણામે ડાકટરને આજુબાજુના ગામમાંથી સારી 'પ્રેકટીસ' મળતી. તેને કામપ્રસંગે વજેપુર જવાનું અવાર નવાર થતું હતું એટલે તેમને દેશાઇજીના ઘરનો સહેજ પરીચય હતો, અને નવિનચંદ્રના મળતાવડા હસમુખા સ્વભાવને લીધે તેની

સાથે જરા વધારે પરીચય થયો હતો. તેણે નવિનચંદ્રને એના ડોશીને ઘેર આવેલો જોઇ અજાયબી દેખાડી પણ રસ્તે ડ્રાઇવરે બધી હકીકત જાહેર કરતાં તેના મનનું સમાધાન થયું હતું.

ડાકટરે નવિનચંદ્રની સઘળી ઇજા તપાસી જોઇ. તાવ કેટલો હતો-નાડી કેમ હતી વગેરેની બારીક તપાસ કરી-એટલે વિલસુએ આતુરતાથી પુછયુંઃ "ડાકટર સાહેબ, એમને કેમ છે?" ડાકટરે શાંતિપૂર્વક જવાબ આપ્યોઃ "હાલત તો બેશક ગંભીર છે પણ તેનો ઉપાય કરીશ. હવે પછી કાંઇ નવી ઉપાધી નહિ વધે તો જરૂર કેસ સુધરશે."

"એમને માથામાં બહુજ વાગ્યું છે ખરૂં?" વિલસુએ પાછું પુછયું. ડાકટરે હા કહી.

"પણ એમને સારૂં તો થશે ને?" જવાબમાં ડાકટરે પાછું માથું ધુણાવ્યું તે પરથી જણાતું હતું કે ડાકટર કાંઇ વિચારમાં છે. ડાકટરે જવાની તૈયારી કરતાં વિલસુને કહ્યું "આમને દવા કરતાં સારી સારવાની વિશેષ જરૂર છ. સારી કાળજીવંત સારવાર વિના દવાનો ફાયદો બરાબર થઇ શકે નહિ. માટે—"

"સારવારનું કામ તમે કહેશો તેમ હું કરીશ." વિલસુએ ડાકટરને બોલતાં અટકાવી કહ્યું "માટે તમે મને જે સુચના આપવાની હોય તે આપો. તમે કહેશો તો ચોવીશ કલાકનો ઉજાગરો કરવા તૈયાર છું-બાકીનું કામ તમારૂં છે. આપની મહેનત અફળ નહિ જાય-આપ તે બાબત નિશ્ચિંત રહે જો."

"મારા કર્તવ્યના સંબંધમાં તમારે મને નહિ કહેવું પડે. તમે માત્ર જરા અગવડ વેઠી આમની ચાકરી કરશો તો યશ મળવાનો સંભવ છે-પણ આ શું તમારાં વસ્ત્રપર લોહીના ડાઘ કયાંથી?" ડાકટરે વિલસુના વસ્ત્રપર લોહીના ડાઘ જોઇ પુછયું.

"આમને ડાળી સાથે પડતા જોઇ તેમને મદદ કરવાના હેતુથી હું તે પકડવા ગઇ હતી, અને તેમ કરતાં મને પણ સ્હેજ સાજ વાગ્યું હશે." વિલસુએ જરા શરમાતાં ખુલાસો કર્યો.

"તમને પણ સારી પેઠે વાગ્યું જણાય છે! તમારે માટે પણ દવા મોકલીશ."

"મારી ચિંતા ન કરશો. આપ એમના તરફજ હાલમાં તો ધ્યાન આપશો તો ઠીક."

"આ ભાઇ તમારા સંબંધમાં છે?" ડાકટરે પુછ્યું.

"નાજી—હું એમને ઓળખતી પણ નથી." શરમાતા વિલસુએ જવાબ વાળ્યો. કહેવાની જરૂર નથી કે બેના ડોશી અને મોટર ડ્રાઇવર વચ્ચે તેમના ગામ ઠામની વાત થતી હતી ત્યારે શેકની તૈયારી કરવા ચુલો સળગાવવા બીજા ઓરડામાં ગઇ હતી જેથી નાવનચંદ્રના સંબંધમાં કશી હકીકત તે જાણતી નહોતી એ વાત ખરીજ હતી.

"જ્યારે તમે એને ઓળખતાં પણ નથી ત્યારે તેમની સારવાર માટે આટલી બધી કાળજી કેમ રાખો છો?" ડાકટરે કાંઇક કુતુહલથી પુછ્યું.

"મેં આપને પહેલેથીજ કહ્યું કે આ શેઠ મારે માટે ફુલ ચુંટવા ઝાડપર ચઢયા અને તેથીજ તેમની આ દશા થઇ. એમને કાંઇ થશે તો દુનીઆને હું શુ મોઢું બતાવીશ."

"વારૂ ઠીક છે. તમે તમારૂં કર્તવ્ય સમજીને આટલી મહેનત કરવા તૈયાર છો તે સારી વાત છે. પણ મારી દવા અને મહેનતના પૈસા કોણ આપશે? અત્યારે એમને સારામાં સારી અને કીમતી દવાની ખાસ જરૂર છે." ડાકટરે સહેજ હસીને સવાલ કર્યો.

આ પ્રશ્ન સાંભળી વિલસુ મોટી મુંઝવણમાં પડી. તેણીની પોતાની પાસે તો એક રાતી પાઇ પણ નહોતી. બેના ડોસી તેને ખરચના પૈસા આપતી. તેણીને ખર્ચ શું?

કોઇવાર એક સાડી કે ચોળી-તે સિવાય તેણીએ કદી બેના ડોસી પાસે કાંઈ માંગ્યું નહોતું તેમ ડોસીએ તેણીને કાંઇ આપ્યું નહોતું. ત્યારે હવે ડાકટરના પૈસાનું શું ! આખરે વિચાર કરી તેણીએ ગળગળા અવાજે કહ્યું:- "ડાકટર સાહેબ- જો કોઇ ગરીબ માણસ ઔષધ વિના મરતો હોય-અને ઔ-ષધ માટે તેની પાસે પૈસા ન હોય તો તેવા ગરીબ દરદીને મફત દવા આપી તેના પ્રાણ બચાવવાનું આપના વૈદકશા-સ્ત્રમાં નથી લખ્યું?"

"ત્યારે આ માણસ ગરીબ છે એમ તમને કોણે કહ્યું."

"એ ગરીબ છે એમ હું ક્યાં કહું છું. ગરીબ માણસ મોટરમાં ક્યાંથી ફરે-પણ આ સમયે તો એમની આવી અવસ્થામાં પૈસાનો વિચાર પણ બીજાને ક્યાંથી આવે !"

"ચિંતા ન કરો-વિલસુબ્હેન. આ ગૃહસ્થને તમે નહિ ઓળખતાં હો પણ હું તો સારી રીતે ઓળખું છું." ડા-કટરે કાંઇક આશ્વાસન આપવાના હેતુથી ખરી હકીકત કહી.

"આપ એમને ઓળખો છો—તેઓ કોણ છે?" વિલ-સુએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"વજેપુરના જાગીરદાર નવનીતરાય દેશાઇજીનું નામ તો તમે સાંભળ્યું હશે."

"હાસ્તો-અમારી ન્યાતના તો એ આગેવાન છે. એમને કોણ નહિ ઓળખતું હોય!"

"એજ દેશાઇજીનો એકનો એક પુત્ર નવિનચંદ્ર આજે તમારે ત્યાં માંદગીને બીછાને મ્હેમાન છે. એમની દવા દારૂ કે મારી ફીના સંબંધમાં તમારે ચિંતા કરવાનું કારણ નથી. કાલે સવારે એમને ઘેર એમના અકસ્માતની ખબર પડતાં દોડાદોડી થઇ રહેશે."

વિલસુ તો આ હકીકત સાંભળી સ્તબ્ધજ બની ગઇ. આવા મ્હોટા માણસ પોતાને માટે ફુલ તોડવા ઝાડપર ચઢયા હતા અને આ હાલતે પહોંચ્યા હતા! તેણીને વિચાર આવ્યો. "આવા મોટા માણસ મારે ખાતર મોતના મુખમાં આવી

પડ્યા તેની સેવા કરવાનું પણ મારા ભાગ્યમાં નહિ? કાલે સવારે એમના પિતાને ખબર મળતાંજ એમને લઇ જશે. એટલે મારાથી એમના ઉપકારનો રજ પણ બદલો વાળવાનું મારા નસીબમાં નથી! અરેરે! એઓ કોઇ ગરીબના પુત્ર હોત તો કેવું સારૂં! મને મારૂં કર્તવ્ય બજાવવાની તો તક મળત. મારે માટે આમ મરણતોલ હાલતે પહોંચનારની સેવા પણ કરવાનું મળી શકત તો મારા હૃદયનો ભાર કાંઇક હળવો થાત. ઓ પ્રભુ! મારા પર આટલી બધી અકૃપા!"

ડાકટર પોતાની સાથે હેન્ડબેગમાં થોડી દવાઓ લાવ્યા હતા; તેમાંથી મીક્ષચર તૈયાર કરી તેને એક બાટલીમાં ભરી વિલસુને આપતાં તેણે કહ્યું:-"આ બાટલીમાં છ ભાગ દવાના છે અને તેનાપર ભાગ પાડેલા છે. તેમાંથી એક એક કલાકે એક એક ભાગ દરદીને પાજો. એ દવાથી એ બરાબર શુદ્ધિમાં આવશે. સવાર સુધી એની પાસે બેસી કહેવા પ્રમાણે એમને બરાબર દવા આપજો અને હજુ પણ એક કલાક બરાબર શેક કરજો, અને સવારના મને એમની તબીઅતના સમાચાર કહાવજો." "આપના કહેવા મુજબ કલાક કલાકે દવા આપીશ અને શેક પણ કરીશ તે બાબત આપ નિશ્ચિંત રહેજો." વિલસુએ ડાકટરને ખાત્રી આપી. ત્યારબાદ ડાકટર ચાલ્યા ગયા.

ડાકટરના જવા બાદ બેના ડોસી બોલી:-"જો વિલસુ-મારૂં તો માથું બહુજ દુખે છે માટે મારાથી બેસાશે નહિ-તું બરાબર જાગૃત રહીને ભાઇસાહેબને દવા આપજે." તેને પણ વિલસુએ સુઇ જવાનું કહ્યું. બિચારો મોટર ડ્રાઇવર પણ થાકેલો હતો તેને પણ સુઇ જવાની રજા આપતાં તે પણ પોતાની ગાડીમાં જઇ સુઇ રહ્યો. આવી સ્થિતિમાં એકલી વિલસુ જાગતી બેઠી નવિનચંદ્રની સુશ્રુષા કરી રહી હતી.

એમ કરતાં સવાર થયું. નિશાનાથ ચંદ્રમા જાણે રાત્રીના જાગરણથી કંટાળીને ધીરે ધીરે પશ્ચિમદિશાની ગગન-શય્યામાં સુઇ ગયા હતા. પ્રાતઃકાળનો મધુર વાયુ આળસુ

મનુષ્યને શય્યા ત્યાગ કરતાં જાણે અટકાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ આ સમયે પણ વિલસુ નવિનચંદ્રના ઢોલીઆની પાંગતે બેસી તેના મુખ તરફ ટગર ટગર જોયા કરતી હતી. ડાકટરની સુચના મુજબ તેના ગયા બાદ એક કલાક સુધી તેણીએ બરાબર શેક કર્યો હતો. થોડા વખત પહેલાંજ તે દવાનો ચોથો ભાગ આપી ચુકી હતી. અત્યારે તેણીને બીજું કશું કરવાનું નહોતું. એટલે તેણી વિચારને ઝુલે ઝુલવા લાગી હતી. માત્ર તેની આંખો નવિનચંદ્રને જોઇ રહી હતી. એટલામાં નવિનચંદ્રના હોઠ હાલ્યા–તેણે સહેજ આંખ ઉઘાડી એક સંતોષની હાય સાથે વિલસુ તેના મુખ પાસે પોતાનું મુખ લઇ જઇ તે શું કહેતો હતો તે સાંભળવા પ્રયત્ન કરવા લાગી. નવિનચંદ્રે ધીરે ધીરે સંપુર્ણ આંખો ઉઘાડી પુછ્યું—"હું કયાં છું?"

વિલસુએ ધીમેથી જવાબ આપ્યો:-"આપની તબીઅત વિશેષ નરમ છે—માટે હાલ આપ આરામથી સુઇ રહો."

નવિનચંદ્રે પાછી આંખો મીંચી દીધી. થોડીવાર તે એમને એમ પડી રહ્યો, અને પાછી આંખો ઉઘાડી બોલ્યો–"રાજેશ્વર મહાદેવના દેવાલયના ચોગાનમાં ચંપાના ઝાડપર હું ચઢયો હતો-હા ત્યાંથી હું પડી ગયો હતો—પણ હમણાં હું કયાં છું? જેને માટે હું ફુલ ચુંટવા ચઢયો હતો તે બાળા કયાં છે?"

વિલસુએ સ્હેજ અચકાઇને જવાબ આપ્યો-"આપનાપર આ પ્રકારની આફત લાવવા માટે ખરી રીતે જવાબદાર તે હતભાગી બાળા હુંજ છું. મેંજ—"

ન૦—"ત્યારે અત્યારે હું કોના ઘરમાં છું?"

વિ૦—"આપ મારા ઘરમાં છો."

ન૦—"તમારા ઘરમાં?"

વિ૦—"હા-જી."

ન૦—"ત્યારે આ રાજપુર છે?"

વિ૦—"હા-જી."

ન૦—"હું આજ ગામમાં દુર્લભજી પટેલને ઘેર જવાનો હતો."

વિ૦—"આપ અત્યારે વિશેષ ન બોલશો. આપના શરીરમાં અશક્તિ ઘણી છે-આપના શરીરમાંથી ઘણું રૂધીર વહી ગયું છે. "આપ હવે દવા લેશો?"

ન૦—"દવા?-દવા ક્યાંથી આવી?"

વિ૦—"અહીં નજીકમાં એક બહુજ ભલા ડાકટર રહે છે-તે દવા આપી ગયા છે."

ન૦—"મને તમારે ત્યાં કોણ લાવ્યું."

વિ૦—"આપનો મોટર ડ્રાઇવર-મારી અરજપરથી અહીં લાવ્યો હતો. હવે દવા પી-લો."

એમ કહી વિલસુએ એક ભાગ દવાનો પીવરાવ્યો ત્યારબાદ થોડીવાર પછી નવિનચંદ્ર પાછો અચેત અવસ્થામાં આવી ગયો.



# પ્રકરણ ૫ મું.

ડાકટર ભગવાનદાસ નવિનચંદ્રને માટે દવા આપી પોતાને દવાખાને ગયા. ત્યાંથી એક કાગળ લખી તરતજ તેમણે તે પત્રને એક ખાસ માણસ સાથે વજેપુર મોકલી આપ્યો. આ પત્ર સવારના પહોરમાં દેશાઇજીના હાથમાં આવ્યો.

એપીઆએ પહેલવહેલો તે પત્ર કારભારીને આપ્યો. તેણે વાંચીને દેશાઇજીને સમાચાર આપ્યા. વાતવાતમાં નવિનચંદ્રને થયલા અકસ્માતની ખબર આખા ઘરમાં--બલ્કે આખા ગામમાં ફેલાઇ ગઇ. દરેક જણ તે સાંભળીને દિલગીર થતું હતું. મુળ તો હમણાં કેટલોક સમય થયાં દેશાઇજીની તબીઅત નરમ ચાલતી હતી–તેમનામાં ઉઠવાની શક્તિ પણ બરાબર નહોતી–તેમને આ સમાચારથી વધારે આઘાત થયો. તરતજ તેમની સુચનાથી કારભારી તથા ત્યાંના ડાકટરને એક બે નોકરો સાથે રાજપુર મોકલવામાં આવ્યા. નવિનચંદ્રની માતા તો આ સમાચાર સાંભળી બહુ ઉદ્વિગ્ન અને શોકાતુર થઇ ગઇ હતી.

જે વખતે વજેપુરના માણસો રાજપુર પહોંચ્યા ત્યારે એક પ્રહર દિવસ ચઢી ચુકયો હતો. દુર્લભજી પટેલ પણ આ સમાચાર મળતાં નવિનચંદ્રની ખબર લેવા આવી પહોંચ્યા હતા. તે વખતે ડાકટર ભગવાનદાસ પણ હાજર હતા. કારભારીને પોતાના માલીકના એકના એક પુત્રની અવસ્થા જોઇ બહુ ચિંતા ઉપજી. તેણે ડાકટરને પુછયું "ડાકટર સાહેબ, આપે કયારથી ભાઇની દવા શરૂ કરી છે–હમારી સાથે પણ ડાકટર આવેલા છે. આપને અડચણ ન હોય તો એમને પણ તપાસી અભિપ્રાય આપવા દો."

ડાકટર ભગવાનદાસે જવાબ આપ્યો, "જેવી આપની મરજી–મને શા માટે વાંધો હોય. ત્યારબાદ ડાકટર ભગવાનદાસે વજેપુરના ડાકટરને સર્વ હકીકત જણાવી. તેણે પણ

દરદીને તપાસી એજ અભિપ્રાય આપ્યો કે "હવે પછી જો કાંઈ નવિન ઉપાધી ઉપસ્થિત ન થાય તો કાંઈ ભય જેવું નથી. પરંતુ મને ધાસ્તી લાગે છે કે કાંઈક તાવનું જોર વધશે ખરૂં. બિચારા કારભારીને તો આ અભિપ્રાય સાંભળી બહુ નિરાશા ઉપજી. તેને નવિનચંદ્રની માતાને માટે વિશેષ લાગતું હતું. તેણી આ સમાચાર સાંભળી શુંનું શું કરી નાંખશે તેણે ડાકટર ભગવાનદાસ તથા પોતાના ગામના ડાકટરને સંબોધીને કહ્યું:-"આપ બન્ને જણ બહુ હુશીઆર છો-અમારો તો શું પણ આખાં તાલુકાનો આપના પર વિશ્વાસ છે. આપ ખર્ચનો વિચાર ન કરતાં ન્હાના દેશાઈજીને જેમ જલદીથી આરામ થાય તેમ કરો." ત્યારબાદ વજેપુરના ડાકટરે અભિપ્રાય આપ્યો કે આ કેસ શરૂઆતથીજ ડાકટર ભગવાનદાસ પાસે છે અને મને પોતાને પણ તેમને માટે બહુ માન છે માટે એમનીજ સારવાર ચાલુ રહે તો વધારે સારૂં.

આ બધી વાટાઘાટ ચાલતી હતી તે દરમ્યાન વિલસુ નવિનચંદ્રના પલંગ પાસે બેસી તેની સારવારમાં રોકાઈ હતી. તેણી કોઇ સાથે એક શબ્દ પણ બોલી નહોતી. બેના ડોશીએ વજેપુરથી આવેલા માણસોને અકસ્માતને લગતી બધી હકીકત કહી સંભળાવી. કારભારીએ ત્યારપછી વિલસુને ધ્યાનથી નિહાળી. તેણીના સૌંદર્યેજ છોટા દેશાઈજીને અંધ બનાવ્યા હશે-તેનુંજ આ બધું પરિણામ છે. જમાનાના ખાધેલા વૃદ્ધ કારભારીએ વિચાર કર્યો કે નવિનચંદ્ર આ બિમારીમાંથી ઉઠે તો પણ આ લાવણ્યનું ઝેર તો તેને ઉતરવાનું નથી-અને તેનું પરિણામ શું આવે તે તો ભગવાન જાણે. તેની એટલી તો ખાતરી થઈ ચુકી હતી કે આ સૌંદર્યજ્વાલા જરૂર મોટી આગ લગાડશે અને તેમાં કોણ કોણ બચશે અને કોણ કોણ ભસ્મિભૂત થશે તેની અત્યારે કલ્પના થઇ શકે નહિ. તેણે આસપાસની ગરીબાનો વિચાર કરી કહે તો હોય એમ દેખાવ કરી કહ્યું-"જાગીરદારજીના પુત્રને માટે

આ સ્થાનમાં અનુકુળતા નહિ આવે. આ ઘરમાં ભેજ વધારે જણાય છે. તો આપણે નાના દેશાઇજીને પાલખીમાં વજેપુર લઇ જવાની ગોઠવણ કરીએ."

ડાકટર ભગવાનદાસે વજેપુરના ડાકટરને પુછીને જવાબ આપ્યો—"નહિ-કારભારી સાહેબ-દરદીની અવસ્થા જોતાં અત્યારે તેમને અહીંથી ખસેડવાનું હું જોખમકારક ધારૂં છું. તેમને થોડા દિવસ અહીંજ રાખવા પડશે."

આ સાંભળી દુર્લભજી પટેલ બોલ્યાઃ-"વજેપુર જરા દૂર છે–ત્યાં લઇ જવા જેટલો શ્રમ આપવામાં જોખમ છે-માટે એમને મારે ઘેર લઇ જઇશું. એમાં તો કાંઇ હરકત જેવું નથી ને ડાકટર સાહેબ?"

ડાકટર ભગવાનદાસે નવિનચંદ્ર તરફ બારીકીથી જોઇ જવાબ આપ્યોઃ- "ત્રણ ચાર દિવસ સુધી તો આ બિછાનામાંથી પણ ખસેડવાની હું સલાહ આપી શકું નહિ."

બિચારી વિલાસુ આ વાદવિવાદ સાંભળીને નિરાશ થઇ ગઇ હતી. પણ ડાકટર ભગવાનદાસના છેલ્લા શબ્દો સાંભળી તેણે છુટકારાનો–આશાનો દમ ખેંચ્યો.

વળી પાછા દુર્લભજી પટેલ બોલ્યાઃ–"આ ઘરમાં ન્હાના દેશાઇજીની સારવાર બરાબર શી રીતે થઇ શકશે— તેમને જરૂર અહીં ઘણી અગવડ પડશે."

ડાકટર ભગવાનદાસે શાંતિથી જવાબ આપ્યોઃ–"ઘર ન્હાનું છે પણ સ્વચ્છ છે. હવા ઉજાસ પણ પુરતો છે. નહિ તો પણ બીજો ઉપાયજ નથી. દરદીને આ હાલતમાં અહીંથી સ્હેજ પણ ખસેડવામાં જોખમ છે. હું ધારૂં છું કે ત્રણ ચાર દિવસમાં દરદીની તબીઅતમાં સારો સુધારો થઇ જશે. ત્યાર બાદ બનશે તો આપને ઘેર લઇ જવામાં હરકત આવશે નહિ. પણ વજેપુર જતાં તો હજુ ઘણા દિવસ લાગશે.

આખરે એવો ઠરાવ થયો કે કારભારી તથા ડાકટરે ન-

વિનચંદ્રની સારવાર માટે નોકર અને એક વૃદ્ધ દાસીને ત્યાં મુકી તે દીવસે વજેપુર પાછાં જવું. દુર્લભજી પટેલ પણ સવાર સાંજ ફેરો મારવાનું કહી ઘેર ગયા.

નવિનચંદ્ર આખો દીવસ કાંઇ પણ બોલી શકયો ન હોતો. કદાચ શરીરની અસ્વસ્થતાને લીધે કે ડાકટરની દવાની અસરને લીધે તેમ થયું હોય તે બનવા જોગ છે. પણ તેથી વિલસુ જરા ચિંતાતુર થઇ હતી. સાંજની વખતે નવિનચંદ્ર જાગૃત થયો. બીચારી વિલસુને જોઇ તેને આનંદ થયો તે વર્ણવી શકાય તેમ નથી. આખો દિવસ તેણી નવિનચંદ્રના બીછાનાની પાસે એકસરખી બેસી રહી હતી. માત્ર બપોરે બેના ડોસીને ત્યાં બેસાડી પા કલાક જમવા ગઇ હતી–તેણી તેના માથાની બાજુપર બેઠેલી હોવાથી નવિનચંદ્ર તેને જોઇ શકયો નહોતો. થોડીવાર તો તેણે પડયા પડયા જોયા કીધું. સઘળી ઘટના તેના મનમાં તાજી થઇ. તેણે આસ્તેથી કહ્યું:– "તમે કયાં છો?"

આ અવાજ સાંભળતાંજ વિલસુ બાજુમાં સરકી આવી અને બોલી:–"હું અહીં આપની પાસેજ છું–હવે આપને કેમ લાગે છે?"

"હવે જરા ઠીક લાગે છે. અત્યારે કેટલા વાગ્યા હશે?"

"સાંજ પડવા આવી છે-થોડીવારમાં સૂર્ય અસ્ત પામશે."

"મને તરસ લાગી છે—જરા પાણી આપશો?"

પાસેજ પાણીનો કુંજો રાખેલો હતો. તેમાંથી એક પ્યાલામાં પાણી ભરી લાવી વિલસુએ તેના મ્હોં આગળ ધર્યું. નવિનચંદ્રે શાંતિથી પાણી પીધું. ત્યાર બાદ વિલસુ પાણીનું પ્યાલું તેની જગ્યાએ મુકી પોતાની જગ્યાપર બેસવા જતી હતી તે વખતે નવિનચંદ્રે કહ્યું:–"જરા આ તરફ આવશો!"

વિલસુ તેની પાસે જઇને બેઠી. નવિનચંદ્રે તેણીને પુછયું:–"તમે આ રૂમાણે એકલાં મારી પાસે બેસી રહો છો તમને કોઇ તમારાપર ગુસ્સે તો નહિ થાય?"

ઉદાસી ભર્યું સ્હેજ સ્મિત કરી વિલક્ષુએ ઉત્તર આપ્યો:-"મારાપર ગુસ્સો કરે એવું કોણ છે? આ જગતમાં એવું મારૂં કોણ છે જેની ખુશી નાખુશીની પરવા મારે કરવી જોઇએ. હું આ જગતમાં એકલી-અટુલી-નિરાધાર છું-મારૂં કોઇ નથી."

"ત્યારે આ ઘરમાં તમે એકલાં રહો છો?"

"નહિજી-મારી મોટી માશીની સાથે રહું છું."

"ત્યારે તમે એમ કેમ કહો છો કે મારૂં કોઇ નથી?"

"મોટી માશી છે ખરી પણ ખરેખર એ મારી સગી છે, એમ માનવાનું મને કારણ નથી. મને તો લાગે છે કે મારી સાથે કાંઇ સગપણ છેજ નહિ-માત્ર સ્વાર્થને ખાતર-ધન મેળવવાને ખાતર કે બીજા કોઇ હેતુથી તે મારૂં પાલન કરે છે."

"એમ તમે શા ઉપરથી કહો છો તે મારી સમજમાં બરાબર આવી શકતું નથી."

"અત્યારે આપને તે બધું સમજવાની જરૂર નથી-તમારૂં શરીર બહુ નબળું પડી ગયું છે-અત્યારે એ વાત રહેવા ધો."

"અત્યારે મને જરા સારૂં લાગે છે. મનમાં પણ જરા સ્ફુર્તિ આવી હોય એમ જણાય છે. એટલે ગુપચુપ પડી રહેવાનું મને ગમતું નથી. તમારી હકીકત કહેશો તો સુતો સુતો સાંભળીશ."

વિ:-"મારી હકીકત તો હું પોતે પણ બરાબર જાણતી નથી. તો પછી આપને શી રીતે સંભળાવું?"

ન:-"જેટલું જાણતાં હોવ એટલું તો સંભળાવો. મને સાંભળવાની બહુ ઉત્કંઠા થઇ છે."

વિ:-"તમારી માફક બીજાઓએ પણ મારી હકીકત જાણવા ઇચ્છા કરી છે; પરંતુ મેં કોઇ આગળ મારી હકીકત કહી નથી. તેમ કરવાનું કારણ નહોતું તેથી પણ મેં કોઇને કાંઇ કહ્યું નથી, અને કહેવાની મરજી પણ થતી ન-

હોતી એ પણ એક કારણ હતું. વળી મને એમ પણ લાગે છે કે મને કહેવાથી પણ કાંઇ લાભ નથી છતાં તમને કહેવાની ઇચ્છા થાય છે."

ન:-" મને કહેવાની ઇચ્છા કેમ થાય છે!"

વિ:-" ઇચ્છા કેમ થાય છે તે તો હું પણ નથી જાણુતી. માત્ર એટલું જાણું છું કે કહેવાની ઇચ્છા થાય છે ખરી"

ન:-" ઠીક ત્યારે તો કહો."

વિ:-" શું કહું? મને પોતાને હું કોણ છું તેની ખબર નથી તો આપને શું કહું? હું નથી જાણુતી કે મારાં માતપિતા કોણ છે. હું એ પણ નથી જાણુતી કે કયા દેશમાં કયા ગામમાં કે કેવી અવસ્થામાં મારો જન્મ થયો છે. તેમ આ જગતમાં બીજું કોઇ પણ એ જાણુતું હશે કે કેમ તે પણ હું કહી શકતી નથી. જ્યારથી હું સમજણી થઇ ત્યારથી હું આ ઘરમાં છું. આ ઘરની માલીક બેના ડોસીએ મને ઉછેરીને મોટી કરી છે. એ મારી મોટી માશી-માની માશી થાય છે એમ મને કહેવામાં આવ્યું છે"

ન:-" તમે હમણુાંજ કહ્યું કે એ વાતની ાને ખાતરી નથી, તેનું કારણ શું તે જણાવશો?"

વિ:-" જો બેના ડોશી ખરેખર મારી સગીજ હોત-તેને મારી સાથે સગપણનો જરાપણ સંબંધ હોત-તો તે મને પૈસા મેળવવાનું સાધન સમજી મારૂં લાલન પાલન કરત નહિ."

ન: " એ શું કહો છો? બેના ડોશી તમારાથી અનુચીત ઉપાયો વડે પૈસા મેળવવાની તજવીજ કરે છે?"

વિ:-" ના-ના. એમ નથી. આ ગામમાં હીરજીભટ નામનો એક પૈસાદાર યુવક રહે છે. તેનાં લક્ષણ સારાં નથી. તેની સાથે મારો વિવાહ કરીને મોટી માસી તેની પાસે પૈસા લેવાની તજવીજ કરી રહી છે."

ન:-" એવું તો આ જમાનામાં અનેક માબાપો કરે છે!

આ અભાગી દેશમાં સેંકડો માબાપો પોતાના પુત્ર કે પુત્રીનો વિવાહ કરીને તેના બદલામાં પૈસા લેવાનો લોભ રાખે છે. જાણે પુત્ર કે પુત્રીને વેચવા કાઢયાં હોય એવો તેમનો આચાર છે. તમારી મોટી માસી ગરીબ છે-પારકે ઘેર રસોઇ કરીને પોતાનો તેમજ તમારો નિર્વાહ ચલાવે છે. તેથી તેના દીલમાં જો એવી ઇચ્છા થઇ હોય તો તેમાં કાંઇ બહુ નવાઇ ન કહેવાય."

વિઃ-"પણ બીજો એક ભેદ છે!"

નઃ-"કદાચ તે મને જણાવતાં તમારા મનમાં સંકોચ થતો હશે?"

વિઃ-તમારી સામે! તમને કહેવામાં મને કાંઇ સંકોચ નથી. આ દુનીઆમાં જે વાત બીજા કોઇની આગળ ન કહી શકું તે તમારી આગળ કરવાને મને સંકોચ થતો નથી."

નઃ-"કેમ? હું તમારો કાંઇ સંબંધી નથી."

વિઃ-"તમે મારા સંબંધી તો નથી-બીલકુલ નહિ. પરંતુ એવું નથી બનતું કે કોઇ અપરિચીત માણસ એક ઘડીના પરિચયમાં પણ લાંબા વખતના પરિચય જેટલો-સગા સહોદર જેટલો વિશ્વાસ મેળવી શકે છે? તમારી બાબતમાં પણ મને એમજ થયું હોય એમ લાગે છે. મને તમારાપર વિશ્વાસ આવે છે એટલે એક સ્નેહી કે મીત્ર બરાબર સમજી તમારી આગળ મને બધું કહેવાનું મન થાય છે. મને પુરેપુરી ખાત્રી છે કે તમારી આગળ હું જે કાંઇ કહીશ તે તમારા મોઢેથી બીજા કોઇને કાને તે વાત જશે નહિ."

નવિનચંદ્રે સ્થિરતાથી શાંત ચહેરે વિલાસુ તરફ જોયા કર્યું. તેને લાગ્યું કે વિલાસુના ચ્હેરાપર કોઇ નવોજ ભાવ દેખાય છે. તેની આંખોમાં એક નવિન પ્રકારનો ચળકાટ લાગે છે. તેના હોઠપર એક જાતનો કંપ નજરે પડે છે. તેણીની મોહક કાન્તિ નવિનચંદ્રને પહેલી વખત-હમણાંજ-આકર્ષણ કરી રહી હતી. અત્યારેજ તેના હૃદયમાં પ્રેમનાં અંકુર ફુટયા. તેને લાગ્યું કે વિલાસુ તેના હૃદયમાં ઘર કરી બેઠી

હતી. તેના દીલપરની તેની કોતરાયલી મૂર્તિ કદી ભૂસાય તેવી નહોતી. વિલસુથી સર્વાંશે મોહ પામેલા નવિનચંદ્રે કહ્યુંઃ-"વિલસુ-તમારૂં અનુમાન ખોટું નથી; મારી આગળ તમે જે કાંઇ વાત કહેશો તે બીજાને કાને જશે નહિ એ તમે નિશ્ચય માનજો."

વિલસુ બોલીઃ-"દુર્લભજી પટેલ સાથે તમારે વિશેષ પરિચય હોય એમ જણાય છે."

નવિનઃ-"હા-એમની સાથે અમારે પરિચય છે. પણ વિલસુ હું એક વાત પુછું: તમારે અને મારે હજુ જુજ પરિચય છે તો પણ તમે મને "આપ" કહીને નહિ બોલાવતાં "તમે" કહીને બોલાવો છો એનો અર્થ શું?"

વિઃ-"મને માફ કરજો-અમારા જેવા ગામડીઆ લોકોમાં વિવેકવિચાર બહુ થોડો હોય છે. વળી સભ્ય સમાજપર મને અને સમાજને મારા પર તિરસ્કાર-ધૃણા છે. તે કારણથી હું સમાજમાં ભળવાનું પસંદ કરતી નથી. તેના કરતાં નદી કીનારે કે આંબાવાડીમાં અથવા તો મહાદેવના દેવાલયમાં ફરીને અથવા ઘરમાં બેસીને મારૂં જીવન વિતાવું છું."

નઃ-(જરા સ્મિત કરીને) વારૂં તો પછી ગઇ કાલે તો તમે "આપ" વગેરે આદરસુચક શબ્દોથી મને બોલાવતાં હતાં તેનું શું કારણ?"

વિઃ-"ભલે હું કબુલ કરૂં છું કે હમણાં મારી ભુલ થઇ હતી-હવેથી "આપ" કહીને બોલાવીશ."

નઃ-"હવે મને "આપ" કહેશો તો મને જરૂર ખોટું લાગશે."

વિઃ-"ત્યારે શું કહી બોલાવું?"

નઃ-"બસ 'તમે' એટલુંજ."

વિઃ-"એમ તો હું કહેતી હતી ત્યારે તો તમને ખોટું લાગ્યું હતું ને!"

નઃ-"કોણે કહ્યું કે ખોટું લાગ્યું હતું-તમારે મોઢે એ

શબ્દો તો બહુ મીઠા લાગતા હતા."

વિઃ-"ઠીક, તમને જે શબ્દો સારા લાગે તે વાપરીશ. જો "આપ" કહેવાથી સંતોષ થતો હોય તો "આપ" કહીશ અને "તમે" કહેવાથી સંતુષ્ટ થશો તો 'તમે' કહીશ."

નઃ-"તમે" કહેશો તો વધારે સંતુષ્ટ થઇશ-અત્યાર સુધી જેમ કહેતાં હતાં તેમજ કહો-અને તમારી વાત આગળ ચલાવો."

વિઃ-"હું શું કહેતી હતી જો! ભૂલી ગઇ. વચમાં બીજી વાત નિકળતાં શું કહેતી હતી તે વિસરી ગઇ."

નઃ "આટલો બધો ભૂલકણો સ્વભાવ!"

વિ૦:-ભૂલકણો સ્વભાવ તો મારો જન્મથીજ છે. મને કોઇ વાત યાદ રહેતીજ નથી! આ દુનીઆમાં મારે યાદ રાખવા જેવી બાબત કાંઇ પણ હોય તો મને યાદ રાખવાની ટેવ હોયને? જે જોઉં છું-જે સાંભળું છું તે યાદ રાખવા જોગ હોતું નથી. જે હૃદયસ્પર્શી નથી હોતું તેને યાદ રાખવાની જરૂર શું? તેથી મારો સ્વભાવજ ભૂલકણો થઇ ગયો છે."

નઃ-ત્યારે તો હું તમારે ઘેરથી જતો રહીશ એટલે મને પણ ભૂલી જશો એમને?"

વિલાસુના ગુલાબી ગાલપર રતાશ ચઢી આવી. તેણીની આંખોમાં એક નવાજ પ્રકારનો ચળકાટ દેખાયો. તેણે કાંઇક શરમાતાં જવાબ આપ્યોઃ-"એમ કેમ બને?"

કરૂણાયુક્ત સ્વરે નવિનચંદ્રે જવાબ વાળ્યો "તમારો સ્વભાવ ભૂલકણો હોવાથી મારે પુછવું પડે છે."

વિઃ-"અગર ભૂલી જાઉં તો તેમાં તમને શું નુકશાન છે?"

નઃ-"મારા નુકસાનની વાત તો જે જાણી શકે તેજ જાણે."

વિઃ-"તમે ખોટું બોલતા નથી તો પછી આ ખોટી વાત કેમ કરો છો. તમે જાગીરદાર છો, વાતવાતમાં ઉંડુ

પદવી ધરાવો છો, સરકાર દરબારમાં પ્રતિષ્ઠીત છો–તમારે અનેક દાસદાસીઓ છે. તમને શું નુકસાન થવાનું હતું. જો ભુલી ન જાઉં તો નુકસાન મને છે. સ્નેહી સમજીને કે મિત્ર સમજીને, આત્મિય માનીને કે પ્રિય માનીને–ગમે તે માનીને હું તમારી પાસે કદી આવી શકીશ નહિ–કદી તમારાં દર્શન પણ કરી શકીશ નહિ. હું સદાની દુખીઆરી છું–અભાગી છું"

નવિનચંદ્ર એકીટસે વિલસુના મુખ સામે જોઇ રહ્યો હતો. તે જોઇ શકતો હતો કે આટલું બોલતાં વિલસુનું મુખ લાલચોળ થઇ ગયું હતું. તેની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં હતાં. તેણીને શું જવાબ આપવો તે નવિનચંદ્રને સૂઝયું નહિ. તેણીના સંતપ્ત હૃદયને શાંત્વન આપવાના શબ્દો સુશિક્ષિત યુવકને જડયા નહિ. તે માત્ર એટલુંજ બોલી શકયો "તમને મારી નજર આગળથી કદી દૂર કરી શકીશ નહિ. વિલસુએ વાંકી ડોક કરી જવાબ આપ્યો, "છી છી, તમારે તમારી નિંદા કરાવવી છે!"

આશ્ચર્ય પામીને નવિનચંદ્રે પુછયું:–"એમાં નિંદા શાની?"

વિ:–"તમે જાગીરદાર છો–માલદાર છો. ન્યાતજાતમાં આગેવાન છો. જ્યારે હું ભીખારી છું–સમાજથી તરછોડાયલી છું. તમારી સાથે મારો.........કેમ બની શકે–અને તેમ હું થવા પણ ન દઉં."

નવિનચંદ્ર મનમાંને મનમાં બહુ શરમાયો. તેને લાગ્યું કે કદાચ વિલસુ મારા કહેવાનો અર્થ ઉલટોજ સમજી છે. તે પોતાના જાતને તિરસ્કારવા લાગ્યો. આટલો ભણેલો ગણેલો–મુંબઇ યુનિવર્સીટીનો પદ્વિધર આવી સાદી વાત પણ જેમ કહેવી જોઇએ તેવા રૂપમાં કહી ન શકયો!

## પ્રકરણ ૬ ઠું.

થોડીવાર મૌન રહી નવિનચંદ્ર બોલ્યો:-"વિલસુ-મારા બોલવાનો અવળો અર્થ કરી ખોટું નહિ લગાડશો. મેં દુષિત ભાવથી કાંઇ કહ્યું નથી. તમારી સાથે આટલો પરિચય થયો છે-પ્રેમ થયો છે-તેથી મારાથી સહજ મારા દિલની વાત કહેવાઇ ગઇ. તેમ છતાં તમને જો ખોટું લાગ્યું હોય તો મને માફ કરશો."

આ શબ્દો સાંભળી વિલસુના મ્લાન મુખ ઉપર એક જાતની હાસ્યની સુરખી ફુટી નીકળી. જેમ નિરાશામાં આશા અને અંધારામાં પ્રકાશ પ્રગટ થાય તેમ વિલસુનો ચેહેરો એક પ્રકારના આલ્હાદજનક ભાવથી ખીલી નીકળ્યો. તેણી જરા ફીકકું હસી અને બોલી "મારી ગરીબની મશ્કરી કરો છો! આટલા પરિચયમાં મારી સાથે પ્રેમ થઇ ગયો છે કહો છો? હું કોણ! મારા જેવી નિરાધાર સાથે તમે પ્રેમની વાત કરો તે કેમ સંભવે! તેથી તમને થોડોજ કાંઇ ફાયદો થવાનો છે?"

નવિનચંદ્રે કાંઇક જુસ્સાથી જવાબ આપ્યો:-"શું ફાયદો મેળવવાજ પ્રેમ કરવામાં આવે છે? પ્રેમ-નિર્મળ નિઃસ્વાર્થી પ્રેમ દુનીઆમાં હોઇ શકતોજ નથી!"

વિ:-"થતો તો હશે-નહિ તો તેને માટે આટલાં આટલાં પુસ્તકો લખાત નહિ. પરંતુ એ પ્રકારના પ્રેમ કરવાવાળા આ સંસારમાં ભાગ્યેજ જોવામાં આવે છે. તેમાં પણ મારા જેવી અભાગણીપર એવો પ્રેમ દર્શાવનાર ક્યાંથી હોઇ શકે!"

ન:-"એમ કેમ બોલો છો? શું હીરજી તમારા તરફ પ્રેમ દર્શાવતો નથી?"

વિ:-"એ વાત તમને કોણે કહી?"

ન:-"તમેજ હમણાં કહ્યું તે ભૂલી ગયાં!"

વિ:-"મેં કહ્યું! મેં એમ ક્યારે કહ્યું કે હીરજી

મારા તરફ પ્રેમ દર્શાવે છે–તે તો માત્ર મારી સાથે લગ્ન કરવા માગે છે.”

ન:–“જો તેને પ્રેમ ન હોય તો તે લગ્ન કરવા શું કામ ઇચ્છે?”

વિ:–“શું લગ્ન કરવાની ઇચ્છાનું નામજ પ્રેમ છે! મને તો ખબર નથી કે પ્રેમ કોને કહે છે. મને તો એ પણ ખબર નથી કે જેની સાથે પ્રેમ થયો હોય તેની સાથે કેવો વર્તાવ રાખવો જોઇએ. મેં મારી જીંદગીમાં કોઇ સાથે પ્રેમ કર્યો નથી. અગર પ્રેમ થતાંજ લગ્નની ઇચ્છા થઇ જતી હોય તો પ્રેમ કોની સાથે કરવો તે પણ મને સમજાતું નથી. શું તમે પણ મારાપર એવાજ પ્રકારનો પ્રેમ ધરાવો છો!”

એમ કહી વિલસુ ખડખડાટ હસી પડી. તે જોઇ નવિનચંદ્રને તાજુબી લાગી. તેણે આવા પ્રશ્નની કલ્પના પણ કીધી નહોતી. તેણીને જવાબ આપવા ઉત્તર શોધવા માંડયો પરંતુ મળ્યો નહિ. પણ તેના હાવભાવથી તેની એટલી તો ખાત્રી થઇ ચુકી કે તેણીનું હૃદય સરલ અને શુદ્ધ છે. તેણીના હૃદયમાં પ્રેમ અને ઉપહાસ–કોમળતા અને કઠોરતા–સરળતા અને દૃઢતા કોઇ અજબ પ્રકારે મિશ્ર થઇને રહેલાં હતાં. ખરેખર વિલસુ એક રત્ન હતું એમ તેને ખાત્રી થઇ–પણ એવું અમૂલ્ય રત્ન પ્રેમપૂર્વક ગળામાં ધારણ કરવાને કોણ ભાગ્યવંત થશે!

નવિનચંદ્રે ઝવેરી બની રત્નને ઓળખ્યું–પારખ્યું તો ખરૂં. પણ વિલસુ નવિનચંદ્રને ઓળખી શકી કે નહિ તે બરાબર કહી શકાતુ નથી. તો પણ તેની વાતચીત કરવાના ઢંગથી અને તેણીની આંખમાંના નવિન તેજથી ખચીત એટલું તો અનુમાન થઇ શકે કે નવિનચંદ્રના ગુણથી તે તેના તરફ આકર્ષાઇ હતી.

રસજ્ઞજનો અને તેમાં પણ જેઓએ પ્રેમરસનો એકવાર સ્વાદ ચાખ્યો છે તેઓ એટલું તો કબુલ કરે છે કે ઉપકાર–પ્રત્યુપકારથી, રૂપ અને ગુણ સમાનતાથી, હૃદયની વૃત્તિ

એકતાર થવાથી બે હૃદયો એક થઇ જવાની જે આકાંક્ષા તેનું નામ પ્રેમ. આ સિવાય બીજી કોઇ પ્રેમની વ્યાખ્યા તમારા જાણવામાં હોય તો જણાવશો!

વિલસુ અને નવિનચંદ્ર વચ્ચેની વાતચીતપરથી એટલું તો સ્પષ્ટ દેખાય છે કે તે બેઉની દશા કાંઇક આવાજ પ્રકારની હતી. એક બીજાની વાતચીતથી-એક બીજાના દૃષ્ટિ પાતથી-એક એક શ્વાસ્છોશ્વાસથી આકુળ વ્યાકુળ થઇ જતાં હતાં. તેઓ પોતાનાં અંતઃકરણના દ્વાર ખોલીને એક બીજાને કાંઇ ગુપ્ત વાત કહેવાને ઉત્સુક થઇ રહ્યાં હતાં.

સંધ્યાનો સમય થઇ ચુકયો હતો, તેથી નવિનચંદ્રે કહ્યુંઃ- "અંધારૂં થવા આવ્યું છે. દિવો કોઇ સળગાવી જશે કે તમારેજ તસ્દી લેવી પડશે?"

જવાબમાં વીલસુ હસી. તે જોઇને નવીનચંદ્રનો ચ્હેરો પ્રફુલ્લિત થઇ ગયો. એટલે વિલસુ બોલી, "હું કાંઇ જાગીરદારની દીકરી નથી કે મારે ત્યાં દાસ દાસીઓ હોય. હમણાંજ હું દીવો કરીશ. તમારા કારભારી દાસદાસી મુકી ગયા હતા પણ મેં તેમને દુર્લભજી પટેલને ત્યાં મોકલી આપ્યાં છે. મારા ગરીબ ઘરમાં એ ધમાલ શા માટે જોઇએ!"

એમ કહી વિલસુએ દીસાસળી ઘસી કોડીઆનો દીવો સળગાવ્યો. ત્યાર બાદ નવિનચંદ્રને દવાનો એક ભાગ આપ્યો. તે વખતે બેના ડોશી ઘરમાં આવી. વિલસુ નવિનચંદ્રની પથારી ઉપર-પાંગત આગળ બેઠી હતી તે જોઇ ડોશી ખીજવાઇને બોલીઃ-"નીચે નથી બેસાતું? મેમાનને અડચણ પડે છે તે નથી સમજાતું?"

પણ વિલસુને અત્યારે ડોસીને ચીડવવાનુંજ મન થયું હતું, તેથી તેણીએ જવાબ આપ્યોઃ-"અડચણ પડતી હશે તો કહી દેશે, તે વખતે હું નીચે બેસીશ."

એટલે નવિનચંદ્ર બોલી ઉઠયોઃ-"નહિ નહિ મને જરાએ અડચણ નથી પડતી. એમની આટલી કાળજી નહોત તો મને કેટલી અડચણ પડતે."

પોતાનાં વખાણુ થતાં અટકાવવાને ખાતર વિલસુએ પુછયું, "આપને હવે કેમ લાગે?"

નઃ-"હવે જરા વધારે આરામ જણાય છે." તે સાંભળી કાંઇક સંતોષ દર્શાવતાં ડોસી બોલ્યા, "આપને આરામ થઇ જાય એટલે હું નચિંત થાઉં. અભાગી વિલસુને ખાતર આપને કેટલું બધું કષ્ટ વેઠવું પડે છે! આપનું દરદ મારાથી જોવાતું નથી."

નઃ-"અરેરેરે-એમ શું બોલો છો. એને લીધે મારે શું કષ્ટ વેઠવું પડયું છે. ખરૂં પુછો તો તેમને મેં વિશેષ કષ્ટ આપ્યું છે. તે ખાવાનું-ઉંઘવાનું-કામકાજ વગેરે છોડી મારી સુશ્રુષા કરે છે. એ ઉપકારનો બદલો કયે દીવસે વાળી શકાય તેમ છે! આ જીંદગીમાં તો વિલસુના ઉપકારનો બદલો મારાથી નહિજ વળાય."

તે સાંભળી વિલસુ સ્હેજ સ્મિત કરી બોલીઃ-"શ્રીકૃષ્ણ ભગવાનથી રાધાજી ઉપરનો બદલો નહિ વાળી શકાયો તેથી તો તેમને ચૈતન્ય થવું પડયું હતું. તેમ કદાચ વિલસુના ઉપકારનો બદલો નહિ વળાતાં નવિનચંદ્રજીને અચૈતન્ય થવું ના પડે!"

શાંત ચિત્તે હવે નવિનચંદ્રે વિલસુ તરફ નિહાળીને જોવા માંડયું, પોતે ધારતો હતો તેના કરતાં કાંઇક વધારે સંસ્કૃતિ તેને હવે વિલસુમાં દેખાવા માંડી હતી, એટલામાં એના ડોસીનો કઠોર અવાજ તેના કાનપર અથડાતાં તેને તે ડોસી ત્યાં હતી તેનો વિચાર આવ્યો. ડોસી ખીજવાઇને બોલીઃ-"વિલસુ-તને તે ભાન કયારે આવશે! ન્હાને મોઢે મોટી વાત કરતાં લજવાતીએ નથી. હજુ છ મહીનાની છોકરી છે!"

વિલસુએ કરડાકીમાં પુછયુઃ-"વળી મેં શું કર્યું?"

ડોસીએ ચીડવાઇને કહ્યુંઃ-"આવા મોટા માણસના દેખતાં તું ગમે તેમ બકે છે તેનું તને કાંઇ ભાન છે!"

વિઃ-"તેમાં શું? એમને ખોટું લાગે એવું મેં તો કાંઇ

કહ્યું નથી."

આ ખટપટ આગળ વધતી અટકાવવાને ખાતર નવિન-ચંદ્રે ડાસીને પુછ્યું, "તમે હજુ સુધી વિલસુના લગનનો વિચાર કેમ નથી કર્યો ?"

ડાશીઃ-"એ વાત બહુ લાંબી છે. આપને નકામો કંટાળો આવશે."

નઃ-"નહિ નહિ મને કંટાળો નહિ લાગે પણ તમને વાંધો ન હોય તો કહો."

ડોઃ-"વિલસુના માતપિતાનું ઘર અહિં નથી. તે તો એને ત્રણ વરસની મુકી મરી ગયાં હતાં. મેં તેને ઉછેરી મોટી કરી છે હું રહી ગરીબ માણસ એટલે કોઇ સારા કુળમાં એનું સગપણ થતું નથી. અને બીજા એને ગમતા નથી."

નઃ-"ત્યારે શું કુંવારી રાખશો ?"

ડોઃ-"અહીં એક હીરજી ભટ કરીને સારા ગૃહસ્થ છે, આપ તો કદાચ તેને ઓળખતા હશો.

નઃ-"નહિ હું એમને નથી ઓળખતો આ ગામમાં મારો પરિચય જુજ છે."

ડોઃ-"આ ગામમાં સારા ગૃહસ્થ ગણાય છે. પાસે બે પૈસાનો જીવ છે. ગામમાં કેવી મઝાની હવેલી બંધાવી છે. વળી ઉમર પણ મોટી નથી."

"મારે તેની વાત નથી જોઇતી" વિલસુ ખીજવાઇને વચ્ચે બોલી ઉઠી.

બેના ડાશીને આથી ચટકો લાગ્યો, તેણી નવિનચંદ્ર તરફ ફરીને બોલીઃ-"આ છોકરીને મેં ઉછેરી મોટી કરી તે આ પ્રમાણે તેના જોંસા ખાવા! આવડી મોટી છોકરી થઇ, તેના વિવાહનો વિચાર કરવાનો મારા વગર બીજો કોને રહ્યો ?"

નવિનચંદ્રે ડાશીની દલીલનો સ્વીકાર કરતાં કહ્યુંઃ-"ખરી વાત છે-વિલસુ માજીને ફીકર ન હોય તો બીજા કોને હોય ?"

બેના ડાશીએ ઉત્તેજીત થઇ આગળ ચલાવ્યુંઃ-"એ તો વિવાહની વાત કરૂં છું ત્યારે કહે છે કે, મારા શરીરને

પીઠી લગાડશો તેજ વખતે હું ઝેર ખાઇને જીવ આપીશ "

નવિનચંદ્રે તાજુબ થઇ વિલાસુ તરફ જોઇ પૂછ્યું:-"આમ કરવાનું કારણ ?"

"કારણ ! કારણ એજ કે મારૂં હૃદય હું સમજી શકું છું. જ્યાં હૃદયદાન ન થાય ત્યાં હાથ આપવાથી શો ફાયદો ! એજ કારણસર હું વિવાહ કરવાની ના પાડું છું."

નઃ-" પણ તેથી તો લોકોમાં તમારી વાત થશે."

વિઃ-" મારી વાત થવાની શું બાકી છે ! મારાં માત પિતા કોણ છે તે હું પોતે જાણુતી નથી--દુનિઆને કહી શકતી નથી એટલે તેજ દુનિઆને વાત કરવાનું ઓછું કારણ છે !"

નઃ-" પણ વિવાહ કરવામાં તમને વાંધો શું છે ?"

વિઃ-" વાંધો શું છે ! સાંભળો ! વિવાહ કરવાથી પારકાનાં થવું પડે છે. બિચારી બાળાને લગ્ન કરતાંજ માત, પિતા, ભાઇ, ભાડું વગેરેને છોડી દેવું પડે છે- જે થોડી ઘણી સ્વતંત્રતા હોય છે તેને તિલાંજલી આપવી પડે છે--અરે ખુદ હૃદયની સ્વતંત્રતા પણ સ્વામિનાથના ચરણ પર ધરવી પડે છે. આમ જીવતાં જીવત પરાધીનતાની બેડીમાં જકડાઇ મરણાવસ્થા ભોગવવા હું તૈયાર નથી. આટલોજ વાંધો છે--સમજ્યા !"

નવિનચંદ્રઃ-" પણ તમને એવો પતિ મળે કે જે તમને પરાધીન બનાવવાને બદલે તમારે સ્વાધીન થઇ રહે તો !"

વિલાસુ મંદ મંદ હસી. તે નવિનચંદ્રને ઉત્તર આપી શકી નહિ.



## પ્રકરણ ૭ મું.

આગલા પ્રકરણમાં થયલી વાતચીતને બીજે દિવસે ડાક્ટર ભગવાનદાસ તથા દુર્લભજી પટેલ નવિનચંદ્રની ખબર લેવા આવ્યા. ડાકટરે નવિનચંદ્રની તબીઅત જોઇ સંતોષ સાથે જણાવ્યું કે, "તમારી તબીઅતમાં ધારવા કરતાં વધારે સુધારો દેખાય છે. પ્રભુની ઇચ્છા હશે તો હવે થોડાજ દિવસમાં સંપૂર્ણ આરામ થઇ જશે."

આ સાંભળી દુર્લભજી પટેલે પુછયું:–"તો હવે એમને આપણે બંગલે લઇ જઇએ તો કેમ?"

"હજુ બે ચાર દિવસ બાદ એમને અહીંથી ખસેડવાની મારી સલાહ છે–તો આપની મરજી."

"પણ અહિંના કરતાં આપણે ત્યાંની ખુલ્લી હવાથી એમને જલદી આરામ થશે. આજે એમને લઇ જવામાં શું હરકત છે?" પટેલ બોલ્યા.

"ભલે જેવી તમારી મરજી" ડાકટરે કચવાતે મને અનુમતિ આપી.

"પાછલા પહોરે દેશાઇજીને બંગલે લઇ જવાનું રાખજો. અને એમની પાલખીમાં બહુજ નરમ બિછાનું પથરાવજો."

નવિનચંદ્ર કાંઇપણ બોલ્યો નહિ. વિલસુ આ ગોઠવણ થતી જોઇ ચમકી ઉઠી. પણ તેણે મન વાળવા માંડયું. "એમના જવાથી મને શું નુકશાન–મારે ને એમને શું?"

ડાકટર દવાનો બંદોબસ્ત કરી ચાલ્યા ગયા એટલે વિલસુ પણ નવિનચંદ્રને માટે કાંઇ ખાવાનું કરી લાવવા ઘરમાં ગઇ.

બપોરના જમીને નવિનચંદ્ર સુતો હતો, એટલે વિલસુ પણ સ્નાન ભોજન કરવા ગઇ. અરધા કલાકમાં તે આટોપી નવિનચંદ્રના ઓરડામાં પ્રવેશ કર્યો. ઘર તદ્દન શાંત હતું. નવિનચંદ્ર આરામથી ઉંઘતો હતો. કોઇ કોઇવાર મધ્યાન્હના

વાયુથી તેનાં કપડાં સ્હેજ ફરફરતાં હતાં. પાસેની આંબા વાડીમાં કોયલ ટહુકા કરી રહી હતી.

વિલાસુ નવિનચંદ્રની પથારીની પાંગતે બેઠી અને સ્થિર દ્રષ્ટિએ ઉંઘતા મ્હેમાનના મુખમંડળ તરફ જોઈ રહી.

નવિનચંદ્ર શાંત નિંદ્રા અનુભવતો હતો. તેનાં નેત્રો બંધ હતાં. સુંદર નાસિકા પર પરસેવાનાં ઝીણાં ઝીણાં ટીપાં બાઝી રહ્યાં હતાં કોઈકવાર ઉંઘમાં સ્હેજ હોઠ હાલતા હતા. વિલાસુ આ બધું એકીટસે જોઈ રહી હતી. ઘણો સમય આ પ્રમાણે જોયા કરવા છતાં-નિહાળવા છતાં તેનું મન ધરાયું નહિ. એક ઉંડો નિશ્વાસ નાંખી તે મનમાં ને મનમાં બડબડી:-"હવે કેટલી ઘડીના મ્હેમાન! કલાક બે કલાકમાં તો એમનાં અને મારાં નેત્રો વચ્ચે કેટલોએ અંતર પડી જશે. વળી મારે મારી અને એમની સામાજીક સ્થિતિના અંતરનો વિચાર કરવો જોઈએ. મારે અને એમને શું છે? અને મારે માટે તેઓ શું ધારતા હશે. પણ હવે મારે એમની મુલાકાતનો કે એમનાં દર્શનનો સંભવજ ક્યાં છે? બસ બે ચાર કલાક પછી એ ક્યાં અને હું ક્યાં!"

વિચારમાળા થોડીવાર અટકી ગઈ. તેણીના દ્દઢ નિશ્ચય છતાં મન તેમનાજ વિચાર કર્યા કરતું હતું. જાણે અજાણ્યે વિચારમાળા પાછી ચાલુ થઈ:--"પણ એમના દર્શન વિના ક્યાં હું મરી જવાની છું. શું તેમને જોયા વિના મારાથી નહિજ રહેવાય? એ તો બે દિવસના મ્હેમાન-બેજ દિવસના પરિચયમાં એમનેજ નિહાળવાનું-એમની સાથેજ વાર્તાલાપ કરવાનું મન શાથી થયા કરતું હશે?"

વિચારમાં ને વિચારમાં તેણીની આંખમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં--તે લુછી નાંખતાં અંતઃકરણ મનને સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યું:--"આટલા વખતમાં કોઈ પુરુષ સાથે વાતચીત કરવાને પણ મને મન થયું હોય એમ યાદ નથી. તો પછી આમને માટે આટલો બધો પક્ષપાત-શા માટે?

એટલામાં ઉંઘતા નવિનચંદ્રે પાસું બદલ્યું. વિલાસુને

તેના મુખ પર સ્મિત જણાયું. તેણી તેના તરફ એકી ટસે જોઇ રહી. વિચારમાં ને વિચારમાં તે કાંઇ ગણુગણુવા લાગી. અને તેમાંથી મધુર સંગીત સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યું. નિદ્રાવશ નવિનચંદ્રના કાનમાં તેણીના મધુર સ્વરે સ્વપ્ન સંગીત માફક પ્રવેશ કર્યો, અને થોડી વારમાં તે જાગૃત થયો પણ વિલસુ તેને જાગૃત થયેલો જોઇને કદાચ સંગીત તે બંધ કરી દે એ બીકથી તેણે આંખો ઉઘાડીજ નહિ. જ્યારે સંગીત પુરૂં થયું ત્યારેજ હળવે રહીને તેણે આંખો ઉઘાડી.

આંખો ઉઘાડી તો તેની નજરે જે દૃશ્ય પડયું તે તેને આનંદાશ્ચર્યમાં ગરકાવ કરવાને પુરતું હતું. કાળી કીકીઓ-વાળાં દીર્ઘ નયનો પોતાના મુખ સામે આતુરતાથી નિહાળી રહ્યાં હતાં. પરવાળાં જેવા હોઠ સ્હેજ હાલતા હતા. ભરા-વદાર કાળો કેશ કલાપ થોડો પીઠપર, થોડો ગાલ પર અને કાંઇક કપોલ પ્રદેશપર જાણે વિહાર કરી રહ્યો હતો. આ સૌંદર્યમૂર્તિ–મનોમુગ્ધ ભાવ જોઇને નવિનચંદ્રને જે લાગણી ઉદ્ભવી તે એટલી બધી મિશ્ર હતી કે તુરતને માટે તો તે પોતે પણ સમજી શકયો નહિ.

સૌંદર્યથી કોણ મુગ્ધ નથી થતું ! પણ અમુક વ્યકિત અમુકના કેવાં રૂપથી અને કયે વખતે કઇ ક્ષણે મોહ મુગ્ધ થઇને પોતાને પણ ભૂલી જાય છે એ બરાબર વર્ણવી શકાતું નથી. એક સુંદરીના લાવણ્યથી પુરૂષ પોતાને ભૂલી જાય એ અસંભવિત નથી. પણ જેનામાં સાધારણ રીતે સૌંદર્યનો અભાવ દેખાય એવી રૂપહીના પર પણ મોહ પામવાના દાખલાઓની ખોટ નથી. એ સઘળો મદન દેવતાનોજ પ્રતાપ કે બીજું કાંઇ ?

કોઇ પુછશે કે આ મદન દેવતા કયે વખતે પોતાનું બાણ અને કોના પર તાકે છે એનો કાંઇ નિયમ છે ખરો ? દુનીઆમાં ઘણાંખરાં કાર્યો નિર્ણિત સમયે થાય છે. દિવસ અને રાત્રી, જુદી જુદી ઋતુઓ અને તેની અસરો પણ અમુક

નિયમને આધારે ચાલે છે; પરંતુ આ લાડકડા મદનદેવતાનું કાર્ય તો તદ્દન અનિયમિત અને ઢંગધડા વગરનું છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. કેમકે કેટલેક ઠેકાણે અને ખાસ કરીને આપણા આ દેશમાં લગ્ન થઇ ગયા બાદ પતિ પત્નીમાં પ્રેમ થાય છે. કેટલેક ઠેકાણે લગ્નની થોડાજ વખત પહેલાં ઉપકાર પ્રતિઉપકારને પરિણામે મન મળી જવાથી પ્રેમ ઉત્પન્ન થાય છે; અને વળી કોઇ વખતે ક્ષણમાત્રની પ્રથમ દૃષ્ટિએ પણ પ્રેમની અગ્નિજ્વાળા પ્રગટી ઉઠે છે. તો પછી મદન દેવતાને ઢંગવડા વગરનો કહેવામાં ખોટું શું છે?

હવે આપણે તેનું કારણ તપાસીએ. મનુષ્યનો આ અવતાર કાંઇ પહેલો નથી. આપણે સર્વ અનેક અવતાર લઇ ચુકેલા છીએ. ગયા અવતારમાં આપણો જેની સાથે સંબંધ હશે તેને આ અવતારમાં જોતાંની સાથેજ સહવાસ કરવાની ઇચ્છા કુદરતિ રીતે જાગૃત થાય છે. આપણામાં તેથીજ એવી માન્યતા પ્રચલિત છે કે "જન્મ, મૃત્યુ અને લગ્ન એ ત્રણ વિધાતાને આધીન છે." કોઇ કોઇવાર એવું પણ બને છે કે આગલા જન્મના પતિ-પત્ની આ અવતારમાં પણ ધણી ધણીઆણી, થવા પામે છે. જે જેનાપર આસક્ત હોય છે, તેના હૃદયમાં તેનાં દર્શન માત્રથી આગલા જન્મનો ભાવ પ્રગટ થાય છે.

નવિનચંદ્ર અને વિલસુ વચ્ચે પણ એજ પ્રમાણે આગલા જન્મની કોઇ તરેહની આસક્તિ હતી; અને તેથીજ એક બીજાનાં નયનો એક થતાંજ રતિપતિએ પોતાનું કાર્ય કરી લીધું. પોતાના પુષ્પ ધનુષ્યમાં કુસુમબાણ ચઢાવીને તેણે તે બન્નેની મર્મ ગ્રંથીને વિંધી નાંખી. જેથી બંન્ને જણા કંપી ઉઠયાં, વિહ્વળ બન્યાં અને પોતાને ભૂલી ગયાં. સંજ્ઞાશુન્ય દૃષ્ટિથી બન્ને જણ એક બીજાનું મુખારવિંદ જોઇ રહ્યાં.

તે વખતે જેના ડોશી ઘરમાં દાખલ થઇ. તેણીના સ્થુલ શરીરને તેણીનાં પગલાંનો અવાજ સ્હેલાઇથી પારખી શકાતો હતો અને તેથીજ નવિનચંદ્ર અને વિલસુ વિચાર તંદ્રામાંથી

જાગૃત થયાં. પરંતુ જમાનાની ખાધેલી બેના ડોશીને છેતરવાનું કામ સહેલ નહોતું. તરતજ તેણી વસ્તુસ્થિતિ શું છે તે સમજી ગઈ. તેણીએ કાંઇક અસાધારણ ગંભિરતાથી કહ્યું. "વિલસુ-આમ આવ."

વિલસુ નિરૂત્તર રહી. તે નવિનચંદ્રના ઢોલીઆ પરથી નીચે ઉતરી-નવિનચંદ્રના મુખ તરફ એક દ્દષ્ટિપાત નાંખી બેના ડોશીની પાછળ પાછળ ચાલી ગઈ.



## પ્રકરણ ૮ મું.

સંધ્યા સમયને હવે વધારે વાર નહોતી. પ્રખર તાપથી બળું બળું થઇ રહેલી ધરતી માતા છુટકારાનો દમ લેતી હોય એવી રીતે મંદ મંદ વાયુ વાતો હતો. આખા દિવસના કામકાજથી થાકેલાં મનુષ્યો વિશ્રાંતિ લેવા હોંસભર્યાં પગલે ઘર તરફ જતા હતા. આ વખતે નવિનચંદ્ર પોતાના ઓરડામાં એકલોજ હતો. વિલસુ વગરનો ઓરડો જાણે તેને કરડવા આવતો હોય એમ તેને લાગતું હતું. પણ થોડાજ વખતમાં વિલસુ પાછી ફરી અને તેણીની હમેશની જગ્યાપર આવી બેઠી.

નવિનચંદ્રની નજર કુદરતી રીતે તેના મુખ તરફ દોડી. તેણીના ચ્હેરા પર ક્રોધની છાયા સ્પષ્ટ દેખાતી હતી. તેણીને જોતાંજ તે સમજી ગયો કે તેણીના હૃદયને સખત આઘાત થયો છે. તેનું કારણ જાણવાના હેતુથી તેણે પુછ્યું:-"તમારો ચ્હેરો આમ વિકૃત કેમ થઇ ગયો છે! શું માજીએ તમને કાંઇ વધારે ઓછું કહ્યું છે?" વિલસુએ રૂંધાયલા કંઠે જવાબ આપ્યો:-"હવે હું વધારે દિવસ જીવવાની નથી."

નઃ-"પણ શું થયું તે તો જરા વાત કરો? જો તમારૂં દુઃખ ઓછું કરવાને મારાથી કાંઇ બની શકે તેવું હશે તો મારા જીવને ભોગે પણ તેમ કરીશ. માટે કહો શું થયું? શું માજીએ તમને ગાળો ભાંડી?"

વિઃ-"ના."

નઃ-"ત્યારે શું થયું?"

વિઃ-"મેં તમને કહ્યું હતું ને કે મોટાં માશી હીરજી ભટ સાથે મને પરણાવવાની જીદ કરે છે-તે તો યાદ છે ને?"

નઃ-"હા, હા, યાદ છે. તેનું શું!"

વિઃ-"તે હીરજી અમારે ત્યાં આવ્યો હતો. તેને રસોડામાં બેસાડી મોટાં માશી મને અહીં બોલાવવા આવ્યાં હતાં. હીરજી એક દાગીનાનો દાબડો તથા રૂપીઆની કોથળી લઇને

મને લલચાવવાને આવ્યો હતો. પણુ તેને ક્યાં ખબર છે કે ભોળવ્યે ભોળવાતું નથી. મન તો જેને ચાહે છે તેના ચરણોમાં વિના મૂલ્યે અર્પણુ થઇ જાય છે."

નઃ-"પછી શું થયું !"

વિઃ-"મોટી માશીની ભંભેરણીથી તેણે મારે માટે ગમે તેમ બોલવા માંડયું-તમારા સંબંધમાં ફાવે તેમ બોલવા મંડયો."

નઃ-"ત્યારે શું તે તમારી સાથે પરણુવા નથી માગતો એમનેજ ?"

વિઃ-" મેં જ્યારે ત્યાંથી ઉઠીને ચાલવા માંડયું ત્યારે તેણે કહ્યું, "તું ગમે તેવી હશે તો પણ હું તારી સાથે પરણુવા તૈયાર છું." ત્યારે મેં જવાબ આપ્યોઃ-મરી જઇશ પણુ તારી સામે તો લગ્ન નહિજ કરૂં. હવે મને લાગે છે કે તેના ત્રાસથી છુટવા મોત સિવાય મારે માટે બીજો રસ્તો છેજ નહિ."

તેજ વખતે દુર્લભજી પટેલને ત્યાંથી પાલખી આવી લાગી. ન છુટકે નવિનચંદ્રને જવા તૈયાર થવું પડયું. તેણે કહ્યુંઃ-" મને લેવાને પાલખી આવી છે-તો મારે જવું જોઇએ કે ?"

વિલસુ ઉત્તર આપવા ચાહતી હતી પણ તેણીનાથી બોલાયું નહિ. તેણીની આંખોમાંથી શ્રાવણુ ભાદરવો વહેવા લાગ્યો. તેણી રડતાં રડતાં બોલીઃ-" જશોજ કે ? જાઓ. હું તમને શી રીતે રોકી શકું ? હવે તો ફરીથી દર્શનની આશા પણ ક્યાંથી રાખી શકાય ? "

નઃ-" આપણી મુલાકાત થાય એવી યુકિત હું જરૂર કરીશ "

વિઃ-" શું યુકિત કરશો ?"

નઃ-" તે તો અત્યારે કહી શકતો નથી. પણ તે તમારાથી છાનુ નહિ રહે. મારાપર ભરોસો રાખજે-મને ભૂલીશ તો નહિને!"

નવિનચંદ્રે અત્યારે પહેલીજ વખતે વિલસુને " તું " કહી બોલાવી. તે સાંભળી તેણીને પણ કાંઇક સંતોષ થયો હોય એમ જણાયું. તેણીએ જવાબ આપ્યોઃ-" અરેરે તમને શી રીતે ભૂલું-તમને ભૂલી શકાયજ કેમ ? સમજણી થઇ

ત્યારથી અત્યાર સુધી કોઇ વાત યાદ રાખવાની ઇચ્છા થઇ નથી. તમને તો નહિ ભૂલું. તમારી સાથે આટલા દિવસો મેં કેવા સુખમાં ગાળ્યા છે તે શી રીતે સમજાવું? તમારા જવા પછી આ ઘર શુનકાર લાગશે."

નઃ–"પણ દુર્લભજી પટેલને ઘેર તું આવશે ને-ત્યાં આવવાને કાંઇ હરકત તો નથી ને!"

વિઃ–"તે તો મોટા માણસ છે-પણ મને તો કોઇને પણ ઘેર જવાનું ગમતું નથી. લોકો મારી મશ્કરી કરે-મારો તિરસ્કાર કરે તે મારાથી ખમાય નહિ તેથી હું કોઇને ત્યાં જતી આવતી નથી."

નઃ–"મને લાગે છે કે મારે થોડા દિવસ પટેલને ત્યાં રહેવું પડશે. કેમકે ડાકટરે કહ્યું છે કે સંપૂર્ણ આરામ થાય ત્યાં સુધી વજેપુર જવું સલાહ ભરેલું નથી. તેથી તું ત્યાં આવશે તો મને બહુ આનંદ થશે."

વિઃ–"તમારી સુશ્રુષા કરવાની મને બહુ ઇચ્છા છે, તેથી આવીશ પણ મને ત્યાં કોઇ ન આવવા દે તો!"

નઃ–"તેનો બંદોબસ્ત હું કરીશ."

વિઃ–"ત્યારે તમારા નામથી મને કોઇ બોલાવવા આવશે તો હું તરતજ ચાલી આવીશ."

નઃ–"પણ તેમ કરવાથી તારાં મોટાં માશી ખીજાશે તો નહિ!"

વિઃ–"મોટાં માશીના ખીજવાવાની કોને ફીકર છે! મેં તમને નહોતું કહ્યું કે તે કાંઇ પ્રેમભાવથી મને રાખતી નથી. ખરૂં કહું તો મારા ખર્ચ માટે કોઇ માણસ તેણીને પૈસા આપે છે તેથી તે મને રાખે છે. હું શું કરૂં છું તેની તેણીને બહુ દરકાર નથી. હીરજી સાથે મને પરણાવવામાં તેનો એકજ હેતુ છે કે તેમ કરવાથી તેણીને કાંઇ પ્રાપ્તી થશે. અને તેટલા માટેજ તેણી મને સતાવ્યા કરે છે."

તેજ વખતે ડાકટર ભગવાનદાસે બે માણસો સાથે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે નવિનચંદ્રને બરાબર તપાસી કહ્યું:-

"ચાલો હવે પટેલ સાહેબને ત્યાં-પાલખી તૈયાર છે."

નવિનચંદ્રે દીર્ઘ નિશ્વાસ નાંખી જવાબ આપ્યો:-"હજુ પણ મારામાં ચાલવાની તો શું પણ ઉઠવાની પણ શકતી નથી."

ડાકટરે સાથે આવેલા માણસોને આજ્ઞા આપી એટલે તેમણે સંભાળપૂર્વક નવિનચંદ્રને ઉપાડી પાલખીમાં સુવાડયો. પાલખીને ધીમેથી ઉપાડી ભોઇ લોકો ચાલતા થયા.

હવે વિલસુ ઘરમાં એકલી પડી. તેને ઘર આખું શુન્ય લાગવા માંડયું-પોતાનું હૃદય પણ તેણીને શુન્ય લાગવા માંડયું તેણી નવિનચંદ્રની પથારી પર પડી રડવા લાગી. રડતાં રડતાં તેણી બડબડી:

"નવિનચંદ્ર-મારૂં જીવન શુન્ય કરવાજ તમે અહિં આવ્યા હતા. ટોળામાંથી વિખુટી પડેલી હરિણીની માફક વનમાં સ્વચ્છંદે વિહાર કરી આનંદ ભોગવતી હતી, ત્યાં મૃગરાજ તમે કયાંથી આવ્યા ? મને આશા આપી પ્રેમમાં શા માટે ડુબાવી ગયા. જે મારે માટે દુર્લભ છે તેને સુલભ બનાવવાની આશા આપી શીદ ચાલ્યા ગયા. પણ મારા જેવી અભાગણીના નશીબમાં એવું રાજસુખ હોયજ કયાંથી ?"

ગરીબ બિચારી વિલસુ ! એ પ્રમાણે રૂદન કરતી તેણી કેટલોક વખત સુધી પડી રહી. તે રાત્રિ તેણીએ કાંઇપણ ખાધા પીધા વીના રડવામાંજ ગાળી.



## પ્રકરણ ૯ મું.

દુર્લભજી પટેલને એકજ કન્યા હતી. તેનું નામ અલકરંભા પાડવામાં તેની ફુઇએ ડહાપણ વાપર્યું હતું એમ કહી શકાય. યૌવનના બહારમાં-સુંદર વસ્ત્રાલંકારના ઠઠેરાથી અલકરંભા આકર્ષક જણાતી હતી. અલક અને વિલસુ એકજ કન્યાશાળામાં સાથે ભણતાં હતાં. ગામડાની નિશાળમાં ચોથી ચોપડી સુધીનુંજ શિક્ષણ અપાતું એટલે વિલસુએ ત્યારથી અભ્યાસ બંધ કીધો, પણ સમૃધ્ધિવાન પટેલે પોતાની પુત્રીને અંગ્રેજી અને બીજું ફેન્સી શિક્ષણ આપવા ખાસ શિક્ષકોને રાખી હતી. તેણીની દેખરેખ નીચે અલકરંભાએ થોડો ઘણો અભ્યાસમાં વધારો કર્યો હતો.

નવિનચંદ્ર દુર્લભજી પટેલને ઘેર પહોંચી ગયો. તેને માટે એક સારામાં સારો હવા ઉજાસવાળો ઓરડો પસંદ કરવામાં આવ્યો હતો. તેમાં એક સુંદર પલંગ પર તેને માટે બિછાનું તૈયાર કરવામાં આવ્યું હતું, તેના પર તેને સુવાડવામાં આવ્યો. તેની સેવામાં એક નોકર અને એક દાસી સોંપવામાં આવ્યાં હતાં. તેને ત્યાં પહોંચવાને થોડીવાર થઇ નહિ એટલે અલકરંભા ત્યાં આવી અને નવિનચંદ્રના પલંગ પાસે એક ખુરસી ઉપર બેઠી, અને તેની ખબર પુછવા લાગી.

હવે નવિનચંદ્રને વિલસુ અને અલકની સરખામણી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. વનમાં સ્વાધીનપણે ઉડતાં પક્ષી, અને પાંજરામાં પુરેલાં પક્ષી વચ્ચે જે ફરક હોય છે, તેટલો ફરક આ બે વચ્ચે તેને જણાયો. વિલસુમાં ભય, લજ્જા અને આશ્રાનતાનું નામ ન હોતું જ્યારે અલકમાં એ બધું સર્વાંશે જેવામાં આવતું હતું.

આશરે ચારેક ઘડી જેટલી રાત્રી વીતી ગઇ હતી. સ્વચ્છ આકાશમાં ચંદ્રમા બીરાજી રહ્યા હતા. ઠંડો સુખકર વાયુ પાસેના બગીચામાંના ફુલથી મીઠી સુગંધી આસપાસ ફેલાવી રહ્યો હતો.

આથી નવિનચંદ્રનો થાક જરા ઉતરવા લાગ્યો હતો. પણ તેના મગજમાં વિલસુનાજ વિચારો આવ્યા કરતા હતા. તે એકલી પડી હશે, તે શું કરતી હશે, તેના વિના હવે પોતાને આ નવા સ્થાનમાં કેમ ગમશે વગેરે વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા.

અલકરંભા વિલસુને બદલે અત્યારે તેની પાસે બેઠી હતી: પરંતુ નવિનચંદ્રને તો તે બન્ને વચ્ચે દિવસ અને રાત્રી જેટલો ફરક લાગતો હતો. તેને મન તો પ્રકાશને બદલે અંધકાર આવેલો જણાતો હતો. જાણે વસંત ઋતુને બદલે વર્ષા આવી હોયની! તેને એમ થતું હતું કે સો અલક આવે તો પણ એક વિલસુની બરાબરી થઇ શકે નહિ.

થોડીવારમાં ભોજનની થાળી આવી, ત્યારે અલકરંભાએ પુછયું:-" આપ આપની મેળે જમી શકશો ? " નવિનચંદ્રે તેણીના મુખ તરફ જોઇ કહ્યું:-" કદાચ નહિ ખવાય. " તે વખતે અલકરંભાને થયું કે એમ કહું કે, " તો હું ખવરાવીશ." પરંતુ તેમ બોલવા તેની જીભ ઉપડી નહિ. નવિનચંદ્ર સાથે પોતાનો વિવાહ થવાની વાતચીત ચાલતી હતી. તેથી લજ્જાએ તેણીના પર સામ્રાજ્ય મેળવ્યું-તેનાથી એક શબ્દ પણ બોલાયો નહિ.

હવે નવિનચંદ્રને વિલસુ સાંભરી. તેને એમ થયું કે, જો વિલસુ અત્યારે અહીં હોત તો તેણીએ કહ્યું હોત કે " લાવો હું ખવાડીશ. " અથવા એટલું બોલ્યા વિના પણ કોળીઓ તેના મુખમાં મુકવા તૈયાર થઇ ગઇ હોત. આખરે તેણે અલકરંભાને કહ્યું:-" અત્યારે તો હું જેમ તેમ કરીને ખાઇ લઇશ પણ તમારે મારી એક અરજ સાંભળવી પડશે. "

અલકરંભા માત્ર એટલુંજ પુછી શકી, " શું ? " એટલે નવિનચંદ્રે ખાવા માટે પથારીમાં બેઠા થતાં કહ્યું:- " વિલસુ અત્યાર સુધી મારી સુશ્રુષા બહુ ઉત્તમ પ્રકારે કરતી હતી. તેને માંદાની માવજત કરવાનું કામ સારી રીતે આવડે

છે. તેથી આપના પિતાશ્રીને કહી તેણીને અહિં બોલાવો. તમારી મહેરબાની થશે."

"પણ તે નહિ આવે તો?" અલકે શંકા બતાવી.

"તેણે કબુલ કર્યું છે–તમારો માણસ બોલાવવા જશે કે તરત આવશે."

"તો બોલાવી મંગાવીશ." એટલું કહીને અલકે રસોયાને થાળી પરથી ઢાંકણુ ઉંચકવા કહ્યું.

ત્યારબાદ નવિનચંદ્ર ખાવા બેઠો. તેને રસોઇમાં વિલસુના હાથની રસોઇના જેવો સ્વાદ ન લાગ્યો. પણ જે ભાવ્યું તે ખાઇને નવિનચંદ્ર સુઇ ગયો. એટલે અલક પણ ખાવા ગઇ. અલક ભાણાપર બેઠી પણ તેનું ચિત્ત બહુ વ્યાકુળ હતું. એટલે તેણીને ખાવાનું ભાવ્યું નહિ. થોડું ખાઇ હાથ ધોઇને તે ઉઠી ગઇ.

ભોજનગૃહમાંથી અલક સીધી પોતાના ઓરડામાં ગઇ અને પલંગપર પડી, અને પોતાની વ્યાકુળતાનુ કારણ શોધવા માંડયું. ઘણો વખત વિચાર કીધો પણ કાંઇપણ સબળ કારણ તેણીને મળ્યું નહિ. માત્ર એક વાત સ્પષ્ટ હતી કે જ્યારથી નવિનચંદ્રે વિલસુનું નામ લીધું ત્યારથી તેણીનું ચિત્ત વિકૃત થઇ ગયું હતું, પણ તેમ થવાનું કારણ શું? તે તો તે પોતે પણ કહી શકતી નહોતી.

નવિનચંદ્ર જુવાન છે અને વિલસુ પણ યુવાવસ્થાએ પહોંચેલી સુંદરી છે અને તેથી નવિનચંદ્રને વિલસુ પ્રત્યેનો આટલો અનુરાગ છે તે ઠીક નહિ એમ અલકને લાગ્યા કરતું હતું, પણ પાછો એમ પણ વિચાર આવતો કે વિલસુ પોતાને શી રીતે હાની કરી શકનાર છે. કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી!

નવિનચંદ્ર સાથે પોતાનાં લગ્ન થવાનાં છે; પરંતુ તે પહેલાં જો તેના હૃદયપર વિલસુ અધિકાર પ્રાપ્ત કરી લે તો! તે કેમ ખમાય! પરંતુ આ વાતજ તેણીને અસંભવિત લાગતી હતી છતાં પણ અલક પોતાના મનનું સાંત્વન કરી શકી નહિ.

નવિનચંદ્રને અલકે અનેકવાર જોયો હતો, તેમજ તેની સાથે પોતાનો વિવાહ થવાનો છે એ વાત પણ તે ઘણા વખતથી જાણતી હતી; પણ નવિનચંદ્ર પ્રત્યે પોતાનો આટલો બધો ભાવ છે એમ તેણીને હમણાંજ સમજાયું. હવેજ તેણીને માલુમ પડયું કે, નવિનચંદ્ર તરફ પોતે આટલું મમત્વ ધરાવતી હતી તેથીજ તેને પોતાના તરફ આકર્ષવા મથતી હતી અને એ ભાવનાને લીધેજ તેણીના હૃદયમાં નવિનચંદ્ર પ્રત્યેનો પ્રેમ વધતો જતો હતો.

અલકુરંભા મનમાં બડબડી:-"એ રાંડ વિલસુને અહીં આવવાજ નહિ દઉં. એ વળી અહીં આવીને શું વધારે કરવાની હતી! અહીં નોકર ચાકરની કયાં ખોટ છે! અને મારાથી કાંઇ એમની ચાકરી નથી થવાની!" પછી તેણે વિચાર કરવા માંડયો કે નવિનચંદ્રે વિલસુને બોલાવવા મરજી દર્શાવી છે એ વાત પોતાના પિતાને કરવીજ નહિ, એટલે તે પોતે તેમને વાત કરશે એટલે પટેલ બધું સમજી જશે. પણ વળી પાછો એમ વિચાર થયો કે વિલસુ પોતાની આગળ શું ગણતરીમાં હતી કે તેનાથી ડરવાનું હોય. બસ હવે બીજે દિવસે સવારમાંજ વિલસુને બોલાવી મંગાવવાનું તેણીએ મનમાં નક્કી કીધું અને તે પ્રમાણે પટેલને નવિનચંદ્રની ઇચ્છા જાહેર કરી. પહેલાં તો પટેલે વિલસુને બોલાવવાની ના પાડી પણ કોણ જાણે શા કારણથી તેમણે પોતાનો વિચાર ફેરવ્યો અને વિલસુને તેડી લાવવા નોકરને મોકલ્યો.

પણ નોકરના બોલાવવાથી વિલસુ આવી નહિ. તેણીએ કહેવડાવ્યું કે "જમી કરીને હું બપોરે નીરાંતે આવીશ." અલકરંભાએ એ સંદેશો નવિનચંદ્રને પહોંચાડયો એટલે તેણે કહ્યું:-"એ આવશે તો ખરી, પણ મને નથી લાગતું કે તેની સાથે હું વાતચીત કરી શકું!" અલકે ગભરાઇને પુછયું:-"આપ એમ કેમ બોલો છો?"

નવિનચંદ્રે નીશાસો-ઉંડો નિશાસો નાખી જવાબ આપ્યો:-

"ત્યાંસુધી હું નહિ જીવી શકું."

અલક:-"એટલે! હું સમજી શકતી નથી કે-"

નવિનચંદ્ર:-"ડાકટરે કહ્યું હતું કે કાંઇ નવી ઉપાધી થાય નહિ તો હરદી બચી જશે."

અલક:-"તો શું આપને કાંઇ ઉપાધી જણાય છે?"

નવિન:-"એમજ છે, અલકરંભા, મને તાવ ચઢયો છે!"

આ સાંભળી અલક ત્યાંથી દોડતી પોતાના પિતા પાસે ગઇ-અને હાંફતાં હાંફતાં કહ્યું:-"જલદી ડાકટરને બોલાવો, બાપાજી!"

અલકની આવી અવસ્થા જોઇ પટેલ પણ વ્યાકુળ થઇ ગયા. તેણે પુછ્યું:-"અત્યારે ડાકટરનું શું કામ છે-કેમ નવિનભાઇને કાંઇ ઠીક નથી લાગતું!"

અલકે શરમથી લાલચોળ થયલો ચ્હેરો બતાવ્યા વિના જવાબ આપ્યો:-"એમને તાવ આવ્યો છે-અને ડાકટરે કહ્યું હતું કે કાંઇ નવી ઉપાધી નહિ થાય તો હરદી બચી જશે. પણ આ તાવ-" આટલું બોલતાં તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. અલકે તે છુપાવવાને પ્રયાસ કર્યો પણ પટેલની નજર તે પર પડી ચુકી હતી. તરતજ તેમણે નોકરને બોલાવી કહ્યું:-"હમણાં ને હમણાં ડૉકટરને બોલાવી લાવ-જો જે વાર લાગે નહિ."

નોકર ડૉકટરને બોલાવવા ગયો. ત્યાર બાદ પટેલે અલકને પુછયું:-"તાવ વધારે લાગે છે?" "મને ખબર નથી. મને તેમણે કહ્યું કે મને તાવ ચઢયો છે એટલે તમને ખબર કરવા ચાલી આવી."

દુર્લભજી પટેલ આકાશ તરફ જોઇ બોલ્યો:-"નવિનચંદ્ર સુશિક્ષિત અને સજ્જન છે! પ્રભુ એમને જલદી આરામ કરે! એટલે તેની સાથે તારાં લગ્ન કરી આપી હું નચિંત થાઉં!"

લજ્જાથી અલકનું મ્હોં લાલચોળ થઇ ગયું. હવે તેણી વધુવાર ત્યાં થોભી શકી નહિ. તેમ નવિનચંદ્ર પાસે પણ

તેણીનાથી જવાતું નહોતું. આખરે તેણી પોતાના ઓરડામાં ગઇ. ત્યાં પણ તેણીનું ચિત્ત સ્થિર થયું નહિ. આખરે કબાટમાંથી એક પુસ્તક કાઢી વાંચવા બેઠી પણ તેમાં પણ તેણીનું ધ્યાન લાગ્યું નહિ. તેનું મન વિચાર ચગડોળે ચઢયું હતું. તેને પોતાના પિતા પર રોષ ચઢયો. "હુ તો 'એમને' તાવ આવ્યો તે કહેવા ગઇ હતી, તે વખતે એમને લગ્નની વાત કાઢવાનું શું કામ હતું?" તેણીને હવે ક્ષોભ થતો હતો કારણ કે નવીનચંદ્ર પ્રત્યેનો પોતાનો અનુરાગ હતો તે વાત તેણીના પિતાના જાણવામાં આવી ગઇ હતી. કદાચ તે જાણવા માટેજ પટેલે વિવાહની વાત છેડી હશે! પટેલ જમાનાના ખાધેલા હતા તે વાતની અલકરંભાને પણ હવે સંપુર્ણ પ્રતિતી થઇ.

પણ અલકને હવે નવિનચંદ્રના વિલાસુ પ્રત્યેના અનુરાગની યાદ આવી. પોતે પિતાના દેખતાં અજાણુપણે નવિનચંદ્રને માટે જે ભાવ પ્રદર્શિત કર્યો તેને માટે તે મનમાં ને મનમાં લજ્જીત થઇ. તેણીએ પુસ્તકને એક બાજુ નાંખી દીધું અને પલંગ પર જઇને પડી. પડી પડી તે વિચાર કરવા લાગી કે, "હું કેવી રીતે પિતાજીને સમજાવું કે નવિનચંદ્રની હું તલમાત્ર પણ દરકાર કરતી નથી."



## પ્રકરણ ૧૦ મું.

થોડીવાર પછી ડૉકટર ભગવાનદાસ આવી પહોંચ્યા; એટલે તેમને કહ્યું:-"ડૉકટર, નવિનભાઇને તાવ આવ્યો છે! તમે જુઓ તો ખરા તે શાથી આવ્યો હશે!"

ડૉકટરના મુખ પર નિરાશાની છાયા ફરી વળી. તેમણે કહ્યું:-"તપાસીને કહું." એમ કહીને ડૉકટર દરદીના ઓરડા તરફ ગયા. પટેલ પણ તેની પાછળ પાછળ ચાલ્યા.

ડૉકટરે નવિનચંદ્રની નાડ તપાસી-તાવ માપ્યો ૧૦૫ ડીગ્રી જેટલો હતો. તે જોઇ ડાકટરના ચ્હેરા પર અપ્રસન્નતા સ્પષ્ટ દેખાવા લાગી. તેમણે નવિનચંદ્રને બોલાવ્યો. બે ત્રણ વાર બોલાવ્યો ત્યારે જવાબ મળ્યો. ડાકટરે પુછ્યું:-"મને ઓળખો છો?"

નવિનચંદ્રે ક્ષીણ સ્વરમાં ઉત્તર આપ્યો:-"કોણ? ડાકટર ભગવાનદાસ?"

ડૉકટર:-"આપને અત્યારે કેમ લાગે છે?"

નવિન:-"મારા જીવને અસુખ બહુ થાય છે."

ડૉકટર-"શું થાય છે તે જરા સમજાવશો?"

નવિન:-"તે મારાથી સમજી શકાતું નથી."

ડૉકટર નવિનચંદ્રની હાલત પર વિચાર કરવા લાગ્યા. એટલી વારમાં નવિનચંદ્રને ઉંઘ આવી ગઇ એટલે ડૉકટરે પટેલને બહાર આવવા ઇશારત કરી અને બન્ને જણા દરદીના ઓરડાની બહાર ગયા, અને પટેલના દીવાનખાનામાં જઇ બેઠા. એટલે પુછ્યું:-"ડૉકટર, ખરેખરૂં કહો–ન્હાના દેશાઇની તબીઅત કાંઇ વધારે બગડેલી છે?"

ડૉકટરે હકારમાં ડોકું ધુણાવ્યું. એટલે પટેલે ગભરાટથી પુછ્યું:-"શું તાવ વધારે છે?"

ડૉકટરે હા કહી. પટેલે અકળાઇને પુછ્યું:-"કાંઇ ચિંતા જેવું તો નથીને?"

ડૉકટરે ગંભીરતા પૂર્વક જવાબ આપ્યોઃ–"મામલો ગંભીર તો છે. રોગીની અત્યારની હાલત જોતાં આશા થોડી છે. તોપણ નિશ્ચયપૂર્વક કાંઇ હજુ કહી શકાય નહિ."

ગભરાટથી બેબાકુળા બનેલા પટેલે પુછયું:–"પણ અત્યારે દવા તો આપશોને?"

"જ્યાંસુધી અંતિમ શ્વાસ રહે ત્યાં સુધી ચિકિત્સા કરવી એ અમારૂં કર્તવ્ય છે. મારી સાથે માણસ મોકલો." ડૉકટરે ઉઠતાં પટેલને કહ્યું:–"હું જે દવા મોકલાવું તે હર એક એક કલાકે પીવરાવજો."

દુર્લભજી પટેલના ગભરાટ અકળાટનો પાર નહોતો. તે બોલ્યાઃ–"અરે ભગવાન! આ તું શું કહે છે?

ડૉકટર ભગવાનદાસે જતાં જતાં કહ્યું:–"આપ દેશાઇને ખબર આપો. હવે આપને ઘેર છે એટલે એમનાં માતુશ્રી વગેરે મળવા આવી શકશે. પરંતુ—"

દુર્લભજી પટેલે આતુરતાથી પુછયું:–"પરંતુ શું? ડૉકટર સાહેબ!"

ડૉકટરઃ–"પરંતુ તેઓ જો આજને આજ નહિ આવે તો નવિનચંદ્રભાઇની મુલાકાત થવાની આશા નથી. અત્યારની એમની અવસ્થા જોતાં બનવા જોગ છે કે તાવ ઉતરતાંની સાથે દરદીના પ્રાણ પણ નીકળી જાય."

દુર્લભજીઃ–"નહિ નહિ ડાકટર એવું ના બોલો! પણ ડાકટર સાહેબ, એમની તબીઅત તો સુધારા પર હતી અને એકાએક આવો ઉત્પાત શાથી થઇ ગયો હશે?"

ડૉકટરઃ–"એ આપણીજ ભૂલનું પરીણામ!"

દુર્લભજીઃ–"આપણી ભૂલ! આપણી શું ભૂલ?"

ડૉકટરઃ–"મારી ખાતરી છે કે એમને થોડા દિવસ બેના ડોશીને ઘેરજ રહેવા દીધા હોત તો આવું પરિણામ ના આવત!"

દુર્લભજીઃ–"પણ એમ માનવાનું કાંઇ કારણ?"

ડૉકટરઃ–"કારણ એજ કે એમના માથામાં ભારી આઘાત થયો છે. તે દવા અને ચાકરીને લીધે કમતી થતો જતો હતો. તે

બરાબર સુધારા પર આવે તે પહેલાં તમે દરદીને ખસેડવાનો આગ્રહ કર્યો, અને તેથી તેમને શ્રમ પહોંચવાથી આ તાવ આવ્યો છે."

દુર્લભજીઃ—"પણ આપે રજા આપી ત્યારે ત્યાંથી ખસેડયાનો!"

ડૉકટરઃ—"આપના આગ્રહ આગળ અમારૂં શું ચાલે? મેં તો સાફ કહ્યું હતું કે હજુ બીજા બેચાર દિવસ એમને ત્યાંજ રહેવા દો."

દુર્લભજી પટેલની નિરાશાનો પાર નહોતો. એક ઉંડો નિસાસો નાંખી તેમણે કહ્યુંઃ—"આપનાથી બનતો પ્રયાસ કરો. અત્યારે દવાખાને જઇ દવા લઇ આવો અને આજે આપ અહીંજ રહો. આપની ફીનો વિચાર કરશો નહિ. જે કહેશો તે આપીશ."

ડૉકટરઃ—"મને ફીની ચિંતા નથી. મને ચિંતા એ થાય છે કે, આટલી મહેનત કરવાથી પણ આપના મહેમાનને આરામ થાય એમ છે કે કેમ! અરેરે! નજીવી ભૂલનું આ કેવું ભયંકર પરિણામ! મ્હોટા માણુસની શરમ રાખવામાં આવું વિપરીત પરિણામ આવશે એવી જો મને જરાપણ કલ્પના હોત, તો હું આપને સાફ ના કહી દેત." આટલું કહી ડૉકટર દવા લેવાને ચાલ્યા ગયા.

ત્યારબાદ દુર્લભજી પટેલે એક કાગળ લખી માણુસ સાથે વજેપુર મોકલ્યો. તેમાં લખ્યું હતું કે, "નવિનચંદ્રની તબીઅત કાંઇક વધારે નરમ જણાય છે અને તેથી તેનો જીવ ગભરાય છે અત્યારે તેમને અહીંથી ખસેડવાને ડાકટર સલાહ આપતા નથી. તેથી બાઇ નવિનચંદ્રની માતુશ્રી વગેરે મંડળીને અત્રે મોકલાવશો તો ઠીક પડશે. નવિનચંદ્રજી મારે ત્યાં છે એટલે તેઓને મારે ઘેર આવતાં સંકોચ રાખવાનું કારણ નથી. આ ઘર આપનુંજ છે એમ સમજજો."

નવિનચંદ્રની તબીઅત વિષે ડૉકટરના ઉદ્ગાર અલકબાએ છુપાઇને બરાબર સાંભળ્યા હતા. અને ત્યારથીજ

તેણીનું શરીર કંપવા લાગ્યું હતું. નવિનચંદ્ર સાથે પોતાનાં લગ્ન થવાનાં હતાં-તેના પ્રણયાનુરાગથી તેણીનું હૃદય પરિપૂર્ણ થઇ ગયું હતું. તેથીજ તેના મૃત્યુની કલ્પના માત્રથી તેણીનું મન શોકાતુર થઇ રહ્યું હતું. શું કરવું તે તેણીને સુઝતું ન હતું. કયાં જવું-કોને કહેવું-કે જેથી તેણીના હૃદયપરનો ભાર હલકો થાય તે તેણીને સમજાતું ન હોતું.

એટલામાં દાસીએ આવી કહ્યું કે:-"સ્નાન કરવા સામગ્રી તૈયાર છે." પણ અલકને તે દિવસે સ્નાન કે આહારની ઇચ્છા હતીજ કયાં! પણ જેમતેમ કરીને તે સ્નાન કરવા ઉઠી. પોતાનું મન કેટલું વ્યાકુળ છે, તે કોઇ સમજી ન જાય તેટલા માટે મરજી નહિ છતાં પણ તે સ્નાનગૃહમાં ગઇ.

દરરોજ સ્નાન કરતાં અલકરંભાને એક કલાક લાગતો હતો. આજે દસ મીનીટમાં તે સ્નાન કરી બહાર નીકળી અને રસોડામાં ગઇ. તે વખતે તેણીના 'પિતા જમી ગયા હતા, એટલે અલકને મનમાં જરા શાંતિ થઇ. કેમકે જો પિતા પુત્રી ભોજન કરવા સાથે બેઠાં હોત તો તેણીના મનની વ્યાકુળતા તેણી પોતાના પિતાથી છુપાવી શકત નહિ.

અલકરંભા ભોજન કરવા બેઠી. પણ જાણે તેનાં ગળાંની નળી કાંઇ કારણસર રૂંધાઇ ગઇ હોયની એવી તેણીને ભ્રાંતિ થવા લાગી. પાણી પણ તેના ગળામાંથી ઉતરી શકતું નહોતું. આથી ભોજનમાં અનેક ખરાં ખોટાં બ્હાનાં કાઢી તેણી પાટલા પરથી ઉઠી ગઇ. ભાગ્યેજ એક કોળીઓ અન્ન તેણીનાં પેટમાં ગયું હશે. ભટ્ટ તથા તેણીની માનીતી દાસી પણ તેણીની આ હાલત જોઇ તાજુબ થઈ ગયાં અને એક બીજાનું મોઢું જોવા લાગ્યાં.

સાધારણ રીતે જો રસોઇમાં ખામી જોવામાં આવતી તો અલક રસોયાની ધુળ ઝાટકી નાંખતી. પણ આજે એક અક્ષર પણ બોલ્યા વિના તેણીને પાટલા પરથી-ખાધા વિના ઉઠી જતી જોઇને ભટ્ટને તાજુબી લાગે એમાં શું નવાઇ?

## પ્રકરણ ૧૧ મું.

અલકરંભા ભોજનગૃહમાંથી પોતાના ઓરડા તરફ જતી હતી તે વખતે વિલસુ ઘરમાં દાખલ થઇ. અલક વિલસુને ઓળખતી હતી તેમજ વિલસુ પણ તેણીને બરાબર પીછાનતી હતી. વિલસુને જોઇ અલક કાંઇ બોલવા જતી હતી એટલામાં વિલસુજ બોલી:-" તમારો નોકર મને બોલાવવા આવ્યો હતો તેથી આવી છું. નવિનચંદ્રજી કયાં છે ?"

અલકની આંખમાં આંસુ આવવાની તૈયારી હતી. મહા પ્રયત્ને તેને રોકતાં તેણીએ જવાબ આપ્યો:-" ઉપર આવો એટલે બધી હકીકત કહીશ."

વિલસુએ વ્યગ્ર સ્વરથી પુછયું:-" એમની તબીઅત તો સારી છે ને ?"

અલકે અસ્વસ્થ રીતે જવાબ આપ્યો:-" ઠીક તો નથી દેખાતું-તમે ઉપર આવોને."

કાચી કુંપળને જેમ અગ્નિની આંચ લાગતાં વિવર્ણ થઇ જાય, તેવુંજ વિલસુનું મુખમંડળ પણ થઇ ગયું. કંપિત હૃદયે તેણી ઉપર ગઇ. વ્યગ્રતાથી પુછયું:-"એમનો ઓરડો કયો ?"

અલકરંભાએ વચલા ઓરડા તરફ આંગળી બતાવતાં કહ્યું:-" આ વચલા ઓરડામાં." વિલસુની ધીરજ ખુટી ગઇ હતી. તેણીએ અલકની સાડીનો છેડો પકડી આગ્રહપૂર્વક કહ્યું:-" બ્હેન, ચાલોને એકવાર આપણે એમને જોઇ તો આવીએ."

અલકરંભાને મનમાં થયું કે વિલસુને કહું કે:-" બળ્યાં મોઢાંની-તું એમને જોવાને એટલી આકુળ શું કામ થઇ રહી રહી છે ?" પણ તરતજ તેણીના મનમાં ઉદારતા આવી-તેણીને થયું કે " એ તો તિર્થમાંના દેવ સમાન છે. લોકો આવીને તેમનાં દર્શન કરે તેમાં હરકત શું." આખરે તેણીએ

વિલસુને કહ્યું:-"બ્હેન મને તો ત્યાં જતાં શરમ લાગે છે."

વિલસુએ તેણીના શબ્દોની દરકાર કર્યા વિના પુછ્યું:-" તમે કહ્યું હતું ને એમની તબીઅત બરાબર નથી-એમને શું થયું છે?"

અલક:-"એમને તાવ ચઢયો છે."

વિલસુ:-"તાવ આવ્યો છે! ડાકટર આવ્યા હતા?"

અલક:-"હા," હમણાંજ ગયા."

વિલસુ:—"એમણે શું કહ્યું?"

અલક:—"કહ્યું કે ચિન્હ સારાં નથી. એમની માતુશ્રીને તેડવા માણસ ગયું છે."

આ સાંભળતાંજ વિલસુનું મોહું લેવાઇ ગયું. ઉન્માદથી આકુળ થયલા સ્વરમાં તેણીએ અલકને પુછયું:-"બ્હેન, કહે તે કયા ઓરડામાં છે? તેઓને નજરે જોયા વિના મારા જીવને ચ્હેન નહિ પડે."

અલકરંભા વિલસુની અવસ્થા જોઇને વ્યાકુળ બની ગઇ. તેણી પોતાની વાત ભૂલી ગઇ અને વિલસુને નવિનચંદ્રના ઓરડામાં લઇ ગઇ. તે વખતે નવિનચંદ્રને સન્નિપાતની અસર જણાતી હતી. તે ભાનમાં નહોતો. એક દાસી તેની પાસે બેઠી બેઠી પંખો નાંખતી હતી. અલક અને વિલસુને ઓરડામાં આવતાં દેખી દાસી બોલી ઉઠી:-" બ્હેન-શેઠજી બકવાદ બહુ કર્યા કરે છે-કોઇ કોઇ વાર ઉઠીને નાસવા માંડે છે."

અલક કાંઇ પણ બોલ્યા વિના નવિનચંદ્રના સામું જોઇ રહી. વિલસુ છાનીમાની નવિનચંદ્રના બિછાના પાસે એક ખુરશી પર પર બેઠી, અને નવિનચંદ્રના મુખની પાસે જઇ બોલી:-"આપે મને બોલાવી હતી તેથી આવી છું. મારી સાથે કાંઇ વાત પણ નહિ કરો?"

તેણીના પ્રશ્નનો જવાબ મળ્યો નહિ. તેથી વિલસુએ હવે જરા મોટેથી કહ્યું:-"આપ બોલતા કેમ નથી? પહેલાં તો તરત જવાબ આપતા હતા અને આજે આમ કેમ કરો છો! મારા સામું તો જુઓ, અને કહો મને કેમ

બોલાવી હતી?"

નવિનચંદ્ર તરફથી કાંઇ ઉત્તર મળ્યો નહિ એટલે વિલ-સુએ નવિનચંદ્રના મુખ ઉપર મમતાથી હાથ ફેરવ્યો અને બોલાવ્યો. ત્યારે તેણે આંખો ઉઘાડી. તે વખતે વિલસુએ પુછયું:-" મને ઓળખી શકો છો?

નવિનચંદ્રને આ પ્રશ્નથી કાંઇક માઠું લાગ્યું હોય એમ જણાયું. તે જરા કડકાઇથી બોલ્યો:-"વિલસુ-જરા પાણી તો પાઓ."

વિલસુએ અલકના મુખ તરફ જોયું એટલે તે પાણીનો પ્યાલો લઇ આવી. વિલસુએ તે લઇ નવિનચંદ્રને પાણી પીવરાવ્યું. ત્યાર બાદ તેની આંખો મિચાવા લાગી એટલે વિલસુએ પુછયું:-"આપને તાવ વધારે લાગે છે?"

નવિનચંદ્રે માત્ર હુંકારો કર્યો. ત્યારબાદ વિલસુએ એક બે સવાલ પુછયા પણ માત્ર હુંકારા સિવાય કાંઇ પણ જવાબ મળ્યો નહિ. હવે નવિનચંદ્રને ભાન ન હતું એમ તેણીને લાગ્યું અને તેણીનો ગભરાટ વધ્યો. તેણીએ અલકને કહ્યું:-" આમની હાલત બહુ ગંભીર લાગે છે. ડૉક્ટર ક્યારે આવવાના છે?"

અલકે જવાબ આપ્યો:-"ડૉકટર સવારના આવ્યા હતા. હવે તો સાંજે આવશે."

આ જવાબ સાંભળી વિલસુનો મિજાજ ગયો. શું આવી ગંભીર માંદગીની આવી માવજત? લાવો-હું જ અત્યારે ડાકટરને ત્યાં જઇ તેડી લાવું."

અલકે કહ્યું:-"તમે શા માટે જાઓ છો-અમારા નોકરને મોકલોને."

વિલસુએ જવાબ આપ્યો:-" મારૂં કહેવું કોણ માને? એમ કહીને પોતેજ જવા તૈયાર થઇ. પણ ઓરડામાંથી બહાર નીકળતા પહેલાંજ ડૉકટરને લઇ દુલભજી પટેલ ત્યાં આવી લાગ્યા.

ડૉકટરને જોઇને વિલસુ ઉન્માદિનીની માફક બોલી:-

"ડૉકટર સાહેબ-આ શું ગજબ, આમને સખત તાવ ચઢયો છે અને તેની ઘુમમાં બકબકારો કર્યા કરે છે?"

ડૉકટરઃ-"તે તો હું જાણું છું-પણ તમે કયારે આવ્યાં?"

વિલસુઃ-"હમણાંજ થોડીવાર થઇ."

ડૉકટરઃ-"ચાલો-તમે આવી ગયાં તે બહુ સારૂં થયું."

તે સાંભળી દુર્લભજી પટેલે પૂછયું:-"વિલસુ આવી તેથી શું ફાયદો થવાનો હતો?"

ડૉકટરઃ-"એ તમે કયાંથી જાણો? વિલસુનામાં સુશ્રુષા કરવાની કુદરતી બક્ષીસ છે-મેં જોયું છે કે જયાં સુધી નવિનચંદ્ર એના ઘરમાં હતા ત્યાંસુધી એમની સુશ્રુષા બહુજ સારી રીતે થતી હતી. પરંતુ અહીં આવ્યા પછી તેમ થતું હોય એમ દેખાતું નથી."

આ સાંભળી અલકને રોષ ચઢયો અને મનમાં ને મનમાં ડાકટરને બે ચાર ચોપડી દીધી. તેને એમ થયું કે શું વિલસુ એકલીજ નવિનચંદ્રની સેવા કરી જાણે છે? બીજાંને તો કાંઇ આવડતું હશેજ નહિ! જો અલકરંભાના સ્વભાવમાં લજ્જા વિશેષ ન હોત અને જો તેણીના વિવાહ થઇ ગયા હોત અથવા તો તેણીના નવિનચંદ્ર સાથે વિવાહની વાત ચર્ચાઇજ નહિ હોત તો તેની સારવાર કેમ થાય છે તે બતાવી આપવાની હીમ્મત કરી હોત. પણ તેમ નહોતું એટલે અલક પોતાના મનના ભાવો પ્રગટ કરી શકી નહિ. તેણી મનમાં આ વિચાર કરતી હતી ત્યાં ડૉકટરને તેણે વિલસુને પુછતાં સાંભળ્યાઃ-"જો તમને કાંઇ અડચણ ન હોય તો મ્હેમાનની તબીઅત સુધરે ત્યાંસુધી તમે અહીંજ રહી એમની સુશ્રુષા કરો તો સારૂં."

અશ્રુપૂર્ણ નેત્રો વડે ડૉકટર તરફ ફરી વિલસુએ જવાબ આપ્યોઃ-"ડૉકટર સાહેબ! મને તો અડચણ શું હોય? મારે લીધેજ એમની આ અવસ્થા થઇ છે-અરે રે! જો મારાં લોહીથી પણ એમની તબીઅત સુધરતી હોય-મારી તંદુરસ્તીના બદલામાં એમની તંદુરસ્તી મળી શકતી હોય-અરે મારાં આયુ-

બ્યથી જો એમની જીવનદોરી લંબાતી હોય તો તે આપવા હું સહર્ષ તૈયાર છું."

અલકરંભા તીવ્ર દ્રષ્ટિથી વિલસુના સામે જોઇ રહી. એટલામાં ડૉકટર બોલ્યા "તમે તો તમારૂં કર્તવ્ય બહુ સારી રીતે બજાવ્યું છે અને તે મેં નજરો નજર જોયું છે, હવે તો એમને સંપુર્ણ આરામ થાય ત્યાં સુધી એમની સારવાર કરો તો ઠીક."

વિલસુઃ-"હું ખરાં અંતઃકરણથી એમની સારવાર કરીશ પણ એમને સારૂં તો થશેને! મને ખરેખરૂં કહેજો ડૉકટર સાહેબ હું કાંઇ એમની સગી નથી. એટલે મને વિશેષ કષ્ટ થવાનું નથી. આટલું બોલતાં વિલસુની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

ડૉકટરઃ-"હજુ સુધી જીવનની આશા બહુ તો નથી પણ "જબ લગ શાસ તબલગ આશ" માટે પ્રયત્ન કરવો એ આપણી ફરજ છે; અને "મનુષ્ય પ્રયત્ને ઇશ્વર કૃપા."

ડૉકટરના છેલ્લા શબ્દો સાંભળી અલક કાંપવા લાગી. તેણી વધુ વખત ત્યાં થોભી શકી નહિ એટલે બહાર ચાલી ગઇ. વિલસુએ દવાનો એક ભાગ નવિનચંદ્રના ગળમાં રેડયો, અને પછી ડૉકટરની સુચના મુજબ છાતી ઉપર શેક કરવા લાગી."

ત્યાર બાદ દુર્લભજી પટેલ તથા ડાકટર તે ઓરડામાંથી બહાર ગયા. ત્રણ ચાર કલાક પછી તપાસ કરતાં દરદીની તબીઅત સુધરવાને બદલે બગડતી દેખાઇ સનેપાત વધવા લાગ્યો અને છાતીમાં કફનો અવાજ વધારે સ્પષ્ટતાથી સંભળાતો હતો. બીચારી વિલસુ આંખમાં ભરાઇ આવતાં આંસુને રાખવાનો પ્રયત્ન કરતી પોતાનું કાર્ય કર્યે જતી હતી.

સંધ્યા સમયે નવિનચંદ્રની માતા વગેરે આવી પહોંચ્યાં. નવિનચંદ્રની સ્થિતિ જોઇ તેની માતાને જે આઘાત થયો તેનું વર્ણન કરવાની આ રંક કલમમાં શક્તિ નથી.

થોડીવારમાં ડૉકટર પણ પાછા આવી પહોંચ્યા; અને

બીજી દવા આપી. દરદીના ઓરડામાં અનેક સ્ત્રીઓ ભેગી થઇ હતી અને ગડબડાટ મચી રહ્યો હતો. તે જોઇ ડૉકટરે પટેલને કહ્યું:-"આ ઓરડામાંજ નહિ પણ આ ઘરમાં પણ જો આટલી ગડબડ થાય તો તેથી રોગીની તબીઅત પર માઠી અસર થાય. તેની પાસે બેસી માથે હાથ દઇને રડવાથી તેને આરામ થવાનો નથી. માટે કૃપા કરીને સ્ત્રી વર્ગને બીજા મકાનમાં મોકલી આપો અને માત્ર વિલસુને અને એક દાસીને અહીં રહેવા દો."

દુર્લભજી પટેલે ડાકટરનો હુકમ સંભળાવી દીધો. નવિનચંદ્રની માતા વગેરે રડતાં રડતાં પાસેના ઘરમાં ગયાં. ત્યારબાદ ડૉકટર તથા પટેલ પણ બેઠકવાળા ઓરડામાં ગયા. ત્યાં બેઠા પછી પટેલે ડૉકટરને પુછયું:-"જેવું હોય તેવું સાફ સાફ કહી દો. ડૉકટર, દરદી આજની રાત કાઢશે કે નહિ!" જવાબમાં ડૉકટરે નિરાશાથી માથું હલાવ્યું. એટલે પટેલે પુછયું:-" કેટલાક કલાક હજુ કાઢશે એમ તમે ધારો છો?"

ડૉકટર:-"તાવ ઉતરતાંની સાથેજ પ્રાણ નીકળી જવાનો સંભવ છે. કદાચ બે કલાક થશે."

પટેલે ગભરાઇને કહ્યું:-"ત્યારે આજ રાત્રે તમારે અહીંજ રહેવું પડશે."

ડૉકટર-"ભલે હું રહીશ. દર પળે દરદીની હાલત બદલાય છે અને તે પ્રમાણે દવામાં પણ ફેરફાર કરવો, અને તાવ ઉતરવા માંડે ત્યારે ખાસ સાવચેતીની જરૂર છે. માટે હું એકવાર દવાખાને જઇ જોઇતી દવાઓ લઇ આવું." એમ કહી ડૉકટર ઘેર ગયા.



# પ્રકરણ ૧૨ મું.

મધ્યરાત્રી થવા આવી હતી. ગ્રામ્ય જનો આખા દિવસની મ્હેનત પછીની શાંત નિદ્રા અનુભવતાં હતાં. સઘળે શાંતિ ફેલાઇ રહી હતી. માત્ર એક દુર્લભજી પટેલના ઘરમાં કોઇ સુવા પામ્યું નહોતું. છતાં બધાં સ્તબ્ધ થઇને બેઠાં હતાં. કોઇને બોલાવવાનું પણ સુઝતું નહોતું. સર્વેના મુખપર શોકની છાયા ફેલાઇ રહી હતી.

જે ઓરડામાં નવિનચંદ્ર સુતો હતો તે ઓરડામાં ડૉકટરની આજ્ઞાનુસાર કોઇ પણ જનને જવા દેવામાં આવતું નહોતું. માત્ર એક દાસી અને વિલસુ તે ઓરડામાં હતાં. કારણ કે કોઇ જનના રૂદનથી રોગીની હાલત વધારે બગડવાનો સંભવ હતો. દર અરધા કલાકે ડૉકટર તે ઓરડામાં આવતો હતો અને દરદીની અવસ્થાને ઉચીત દવા આપવાની સુચના આપતો હતો. વિલસુ તે સુચના પ્રમાણે દવા આપતી હતી અને જ્યારે કહે ત્યારે શેક કરતી હતી.

નવિનચંદ્રની માતા વગેરે ઘરના ચોકમાં બેઠાં હતાં. અલક પણ ત્યાંજ હતી. સર્વેનાં હૃદય શોકાતુર હતાં. પવનથી પાંદડું ખખડવાનો અવાજ થાય તો પણ તેઓ ચમકી ઉઠતાં હતાં. તેમનાથી થોડે દૂર તેમને ધીરજ આપવાને દુર્લભજી પટેલ પણ બેઠેલા હતા. ડૉકટર પણ રોગીની અવસ્થા વિષે દર અરધા કલાકે તેમની સાથેજ વાત કરતો હતો. ડૉકટરની મુખમુદ્રા પરથી તેના મનની ચિંતાતુર હાલત દેખાઇ આવતી હતી તેથી દુર્લભજી પટેલના આશ્વાસનની ભાગ્યેજ અસર થતી.

એમ કરતાં મધ્યરાત્રી વીતી ગઇ. આકાશમાં સપ્તર્ષિના તારાઓ ઉત્તર દિશામાં નીચે ઉતરતા હતા. શીતળ પવન વાવા માંડયો હતો. તે વખતે ડૉકટરે દરદીના ઓરડામાં પ્રવેશ કીધો અને વિમળાને ઇશારાથી પુછયું:–"કેમ લાગે છે?"

રૂંધાયલા-ધ્રુજતા અવાજે વિલસુએ જવાબ આપ્યોઃ- "આપજ જુઓને! કેટલો બધો પસીનો આવ્યા કરે છે!"

ડૉકટરે નાડી જોઇ મ્લાન મુખે કહ્યું; "વિલસુ આમના જીવનની આશા હવે દેખાતી નથી. તો પણ હજુ પ્રાણ છે ત્યાં સુધી ઉપચાર કરવાની આપણી ફરજ છે. આ દવા આપી જુઓ. જોઇએ એની કાંઇ અસર થાય છે. અરધા કલાક પછી હું પાછો આવીશ. તેટલામાં તાવ ઉતરવો જોઇએ અને તે ક્ષણેજ વખતે પ્રાણ નીકળી જવાની ધાસ્તી રહે છે. પ્રભુ એને બચાવે!"

વિલસુએ દવાની પ્યાલી લેવા હાથ લંબાવ્યો. તેણીનો હાથ ધ્રુજવા લાગ્યો. તે જોઇ ડૉકટરે કહ્યું:-"આમ હિમ્મત ખોઇ દેવાથી કામ થશે નહિ. સુશ્રુષાનો આધાર તમારા પર છે. આ તમારી ધીરજ-હિમ્મતની કસોટી છે."

વિલસુ કાંઇ બોલવા જતી હતી, પણ શબ્દો તેણીના મુખમાંથી નીકળી શકયા નહિ. તેણીએ ડાબા હાથે નવિનચંદ્રનું મુખ ઉઘાડયું અને જમણા હાથે દવા તેમાં રેડી. થોડો ભાગ પેટમાં ગયો. અને કાંઇક ભાગ બહાર નીકળી ગયો તેથી નિરાશાપૂર્ણ નજરથી ડૉકટરના સામું જોઇ વિલસુ બોલી.

"બધી દવા પેટમાં નહિ ગઇ." ડૉકટરે આશાવાદી જવાબ આપ્યો:-"જેટલી દવા પેટમાં ગઇ છે તેથી પણ ફાયદો થશે. અને બધી દવા પેટમાં નહિ જાય એમ ધારીનેજ મેં દવા વધારે આપી હતી.' એમ કહી ડૉકટર અરધા કલાકમાં પાછા આવવાનું કહી ઓરડાની બહાર નિકળ્યા અને પટેલ બેઠા હતા ત્યાં ગયા એટલે પટેલે પુછયું:-"કેમ ડૉકટર શું ખબર છે?"

ડાકટરે નિરાશા પૂર્વક જવાબ આપ્યો:-"કટોકટીનો વખત આવી લાગ્યો છે." "એટલે? શું પરોણાની જીવનની ઘડી આવી રહી?" પટેલે અકળાઇને પુછયું.

"તે તો કેમ કહેવાય? અરધા કલાકમાં તાવ ઉતરવાનો સંભવ છે અને તેની સાથે નાડી પણ બંધ થઇ જાય એવું લાગે છે."

ડૉકટર બહુ ધીમેથી બોલતા હતા છતાં પણ રાત્રીની નિરવ શાંતિમાં તેના શબ્દો નવિનચંદ્રની માતાને કાને પડયા. તેણીએ તે સાંભળીને છાતીફાટ રૂદન કરવા માંડયું, તે જોઇને બીજી સ્ત્રીઓ પણ રડવા લાગી. અલકરંભા પવનના સપાટાથી ધ્રુજતા છોડની માફક કાંપતી કાંપતી ત્યાંથી ઉઠી બહાર વાડામાં ગઇ.

વાડામાં તુળશી કયારો હતો. અલક તેની પાસે જઇને ઉભી રહી. પોતાનાં લુગડાંને છેડે બાંધેલો કાંઇ પદાર્થ તેણે કાઢયો. તેની સામું તે થોડીવાર જોઇ રહી. પછી આકાશ તરફ નજર કરી બોલી:-"પ્રભુ આપ આ દાસીના મનની વાત જાણો છો. એમના મૃત્યુના સમાચાર મારાથી નહિ સંભળાય તેથી હું એમની આગળ જાઉં છું. ભગવાન! એ સિવાય બીજું કાંઇ પાપ મારાથી થયું હોય તો તે ક્ષમા કરજે. જો હું આમાં કાંઇ ખોટું કરતી હોઉં તો તે પણ તારી પ્રેરણાનુંજ પરિણામ છે. તેથીજ મને તેમના પર આમ બેહદ પ્રેમ થયો છે. નહિ તો એ કોણ અને હું કોણ? દયામય પ્રભુ, આ હીન ભાગી દાસી પર દયા કરો-દયા કરો!"

એમ બોલી હાથમાંનો પદાર્થ અલકે મોઢાંમાં મુકી દીધો. તેજ પળે પાછળથી એક વ્યકિતએ આવી ડાબા હાથથી તેણીના હાથ દબાવી જમણો હાથ તેણીના ગળાની નળી પર મુકી તે પદાર્થને પેટમાં જતો અટકાવ્યો. આમ કરનાર ઘરની જુની દાસી વ્હાલબાઇ હતી. તેણીનો પોકાર સાંભળીને દુર્લભજી પટેલ તથા સ્રી વર્ગ ત્યાં આવી પહોંચ્યો, પણ ત્યાં ઘોર અંધારૂ હતું તેથી વ્હાલબાઇ બોલી ઉઠી:-"દોડો કોઇ ફાનસ લાવો-મને વ્હેમ છે કે બ્હેને અફીણ ખાધું છે."

એક દાસી દોડતી ફાનસ લઇ આવી. દુર્લભજી પટેલ તો

એબાકળા બની ગયા હતા. દાસીએ અલકના મ્હોમાં બે આંગળી ઘાલી અફીણની ગોળી બહાર કાઢી. પટેલે ડૉકટરને માટે બૂમાબૂમ કરી મૂકી.

તે વખતે ડૉકટર નવિનચંદ્રના ઓરડામાં હતો. ત્યાં પટેલની બૂમાબૂમ તેના કાને પડી. વળી એ નવી આફત શું છે તે જોવા જ્યાંથી અવાજ આવતો હતો તે દિશામાં ચાલવા માંડ્યું. ફાનસના પ્રકાશને આધારે ડૉકટર તે ટોળાં પાસે આવ્યા અને શું છે તેની તપાસ કરવા માંડી. દુર્લભજી પટેલ ગાંડાની માફક પોકારવા લાગ્યો:-"ડૉકટર, ગમે તેમ કરીને મારી એકની એક છોકરીને બચાવો."

ડૉકટરે શાંતથી સઘળી હકીકત વ્હાલબાઇ પાસેથી સાંભળી લીધી. પછી બીજી દાસીએ અલકના મોઢાંમાંથી કાઢેલી અફીણની ગોળી તપાસી જોઇ અને કહ્યું:-"કાંઇ ફીકર જેવું નથી-બ્હેનને એમના ઓરડામાં લઇ જઇ સુવાડી દો."

અલકરંભા તો લાજની મારી ઉંચું જોયા વીના ત્યાંથી ચાલી ગઇ. તેણીની પુઠે એક દાસી ગઇ. ત્યાર બાદ ડૉકટરે વ્હાલબાઇને પુછ્યું:-"તને કેમ ખબર પડી કે બ્હેને અફીણ ખાધું છે?"

વ્હાલબાઇ:-"તે હું આપને કહું. બ્હેન જ્યારે વાડામાં આવ્યાં ત્યારે હું ચોકમાં બેઠી હતી. તે વખતે મને થયું કે બ્હેન કોઇ દહાડો એકલાં બહાર જાય નહિ અને આજે આટલી રાતે એકલાં વાડામાં કેમ જતાં હશે? કદાચ જાજરૂ જતાં હશે એમ ધારી હું એમની પાછળ પાછળ ગઇ. એમણે તુળસી કયારા આગળ આવી લુગડાંને છેડેથી અફીણ છોડીને કાઢ્યું. તે વખતે અંધારામાં દેખાય તો કયાંથી પણ લુગડાને છેડે બાંધેલી કોઇ વસ્તુ એમણે છોડીને કાઢી એટલું હું જોઇ શકી. પછી એમણે આકાશ તરફ જોઇ પ્રાર્થના કરવા માંડી અને કહ્યું:-"પ્રભુ! એમના મૃત્યુના સમાચાર મારાથી નહિ સંભળાય તેથી હું એમની આગળ જાઉં છું." અને પછી

અફીણની ગોળી મોઢામાં મુકી એટલે તરત મને વ્હેમ પડયો અને દોડીને મેં તે ગોળીને એમને ગળે ઉતરતાં અટકાવી."

આ વાત ચાલતી હતી એટલામાં તો ઘરના સર્વ માણસો ત્યાં આગળ ભેગા થઇ ગયાં હતાં. માત્ર નવિનચંદ્રની માતા ચોકમાં એકલી બેઠી બેઠી હૈયાફાટ રૂદન કરી રહી હતી. તેણીનો એકનો એક લાડકવાયો જુવાન-સુશિક્ષિત પુત્ર તેણીને સદાને માટે તજી જનાર હતો તો પછી તે બિચારી રડે નહિ તો શું કરે!

થોડીવારમાં ડૉકટર ભગવાનદાસ દરદીના ઓરડામાંથી બહાર આવ્યા. તેણે નવિચંદ્રની માતાનું કરૂણ રૂદન સાંભળ્યું. તે તેની પાસે ગયો અને હાથ જોડી વંદન કરી બોલ્યો: "માજી આપને હવે રડવાનું કાંઇજ કારણ નથી. પ્રભુની કૃપાથી આપનો પુત્ર મૃત્યુના મુખમાંથી બચી ગયો છે. તેની જીંદગી હવે જરા પણ જોખમમાં નથી."

હોડી ડુબવાની અણીપર હોય તે વખતે કોઇ તેનો ઉધ્ધાર કરે તે વખતે નૌકામાં બેઠેલા પ્રવાસીઓને જે અવર્ણનીય આનંદ થાય તેટલો બલકે તેથી પણ વિશેષ હર્ષ નવિનચંદ્રની માતાને થયો. તેણીના માનવામાં એ વાત આવતાં પણ જરા મુશ્કેલી લાગી. તેણીએ પુછ્યું: 'ખરૂં કહો છો ડૉકટર-મારો નવિન હવે સારો થશે? મને ખરેખરૂં કહેજો!"

ડૉકટરે ખુલાસો કરતાં કહ્યું:-"તાવ ઉતરતાં પહેલાં દરદીની અવસ્થા બહુ ચિંતાજનક થઇ પડી હતી, અને તાવ ઉતરતાની સાથેજ તેનો પ્રાણ નીકળી જશે એવો ભય લાગતો હતો. પરંતુ ઇશ્વર કૃપાથી રોગીની હાલતમાં બહુજ આવકારદાયક સુધારો થયો છે તાવ ઉતરવા માંડયો છે અને તેની સાથે ચેતન પણ વધવા માંડયું છે એ શુભ ચિન્હ છે"

"ત્યારે ખરેખર હવે કોઇ પ્રકારનો ભય નથી?"

"ખરેખર, હવે ભય જેવું કશું નથી."

"પણ પાછો તાવ આવશે તો!"

"તેનો ઉપાય મેં કર્યો છે, એટલે ઇશ્વર ઇચ્છા તો હવે તાવ આવશેજ નહિ. આ દવા તાવને અટકાવશે અને જો કદાચ તાવ આવે તો પણ તે બહુજ નરમ પ્રમાણમાં આવશે તેની જીંદગીને કોઇ પ્રકારનો જોખમ રહેશે નહિ પણ મારે બીજી વાત કહેવાની છે."

"તે શું છે ? બીજો કોઇ ભય તો નથીને ડૉકટર સાહેબ !"

"ના, તેવું કાંઇ નથી. પણ ભાઇને સંપુર્ણ આરામ થાય ત્યાં સુધી વિલસુને અહીંજ રાખવાની જરૂર છે."

"તેનું કાંઇ ખાસ કારણ છે ?"

"કારણ એટલુંજ કે વિલસુના જેવી પરિચારીકા મેં જોઇ નથી. આગળ વધીને કહું તો નવિન ભાઇની જીંદગી બચી તે તેણીની સુશ્રુષાને લીધેજ છે."

"બહુ સારૂં જેમ આપની ઇચ્છા હશે તેમ કરીશું. જ્યાં સુધી ભાઇને પુરેપુરો આરામ થશે નહિ ત્યાં સુધી વિલસુ બ્હેનને અહિંજ રાખીશું એ બિચારીની મહેનતનો બદલો પણ જરૂર આપીશું અને તેને રાજી કરીશું."

ડૉકટર તથા દુર્લભજી પટેલ હવે ત્યાંથી ઉઠીને દીવાનખામાં ગયા. ઘરનાં તમામ માણસોમાં પણ નવિનચંદ્રની તબીઅતમાં થયલા સુધારાના સમાચાર સાંભળી એક પ્રકારનો આનંદ વ્યાપી રહ્યો હતો હવે સર્વેને નિરાંતે સુઇ જવાને ડૉકટર તરફથી સુચના મળી. પણ પાછલી રાતનો વખત થવા આવ્યો હતો અને સૌ કોઇ ખુશાલીના આવેશમાં હોવાથી ઉંઘવાને બદલે પોતપોતામાં વાતો કરતાં બેઠાં હતાં.

હજુ નવિનચંદ્રની માતાના મનનો ઉદ્વેગ શમ્યો ન હતો. એકવાર પોતાના દીકરાને નજરો નજર જોઇ આવવાની તેણે ડૉકટર પાસે આજીજી કરી રજા માગી. તેથી ડૉકટરે કહ્યું: "નવિનભાઇનો તાવ ઉતરી ગયો છે; પરંતુ મેં આપેલી દવાના જોરથી તે હમણાં ઘેનમાં છે. તમારા ત્યાં જવાથી તે કદાચ જાગી ઉઠશે તો એમની શાંતિમાં ખલલ થશે. માટે-"

પરંતુ માતાનો જીવ કેમ રહે. તેણે કાકલુદી ભરી અરજ

કરતાં કહ્યું:--"હું જરાપણ અવાજ કર્યા વિના ઓરડામાં જઇ દુરથી મારા પુત્રનું મુખ જોઇ પાછી આવતી રહીશ."

ડૉકટર આવી કાકલુદી ક્યાં સુધી સાંભળી શકે? તેણે તેણીને જરા પણ અવાજ કર્યા વિના માત્ર દુરથી તેને જોઇ આવવાની રજા આપી. એટલે તેણીએ ડૉકટરનો આભાર માની દરદીના ઓરડા તરફ ચાલવા માંડયું.

તે ઓરડામાં એક મંદ દીપક બળતો હતો. પલંગ પર અચેત અવસ્થામાં નવિનચંદ્ર પડેલો હતો. પલંગ પાસેજ એક ખુરશી પર વિલાસુ બેઠી નવિનચંદ્રના મુખ સામું જોઇ રહી હતી. જાણે નવિનચંદ્રના એક એક શ્વાસનું બારીકીથી નિરક્ષણ કરતી બેઠી હતી. એક દાસી તેણીની નજીક ગાલીચા પર સુતી હતી અને નીરાંતે ઉંઘતી હતી. આખા ઓરડામાં શાંતિનું સામ્રાજ્ય ફેલાયલું હતું. તે વખતે નવિનચંદ્રની માતાએ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણી પોતાના પુત્રનાં કરમાયલાં મુખ તરફ થોડીવાર જોઇ રહી, અને બીજીજ પળે તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પોતાની સાડીના છેડાથી આંખમાંનાં આંસુ લુછતાં તેણીની નજર વિલાસુ ઉપર પડી. ક્ષણવારને માટે ડૉકટરની સુચના ભૂલાઇ ગઇ. સ્ત્રી જાતિનો સામાન્ય સ્વભાવ-કુતૂહળ--ફાવતાં તેણીનાથી બોલાઇ ગયું:-"બ્હેન, તું કોણ છે?"

આ અણુચિંત્યો અવાજ સાંભળી વિલાસુ ચમકી. કેમકે નવિનચંદ્રની માતાએ તે ઓરડામાં કયારે પ્રવેશ કર્યો તે તેણીને ખબર નહોતી. તેણીએ પાછળ ફરીને તે ઓરડામાં આવેલી વ્યક્તિ તરફ જોયું અને પોતાનો હાથ ઉંચો કરી બોલનારને આગળ બોલતાં અટકવાની સંજ્ઞા કરી. તે વખતે નવિનચંદ્રની માતાને પણ ડૉકટરની સુચનાનું ભાન થયું અને વધુ ન બોલતાં જે માર્ગે આવી હતી તે માર્ગે ઓરડાની બહાર ચાલી ગઇ. જતાં જતાં તેણીને પોતાની ભૂલને માટે પસ્તાવો થવા લાગ્યો અને પોતાની ભૂલ બતાવનાર બાળાનો તેણીએ મનમાંને મનમાં ઉપકાર માનવા માંડયો.

## પ્રકરણ ૧૩ મું.

બીજી સવારે એક પહોર દિવસ ચઢયા બાદ નવિનચંદ્ર શુદ્ધિમાં આવ્યો. તે વખતે તેને તાવ નહોતો. તેના શરીરમાં જરા હુશીઆરી પણ જણાતી હતી. તેના પલંગની પાસેજ એક ખુરશી પર વિલસુ બેઠેલી હતી. આંખ ઉઘાડતાંજ તેની નજર તેણીના ઉપર પડી. પ્રથમ તો પોતે કયાં હતો તેનું તેને ભાન નહોતું. તેને તો એમજ થયું કે પોતે બેના ડોશીના ઘરમાંજ છે અને વિલસુ તેની સુશ્રુષા કરી રહી છે; પરંતુ તરતજ તે ભ્રમ દૂર થયો અને વસ્તુસ્થિતિ શું હતી તેનું ભાન થયું. તોપણ વિલસુ કયારની ત્યાં બેઠી છે તેનો તેને ખ્યાલ હતો.

તેને જાગ્રત થયલો જોઇ વિલસુએ પુછયું:-"હવે આપને કેમ લાગે છે?"

"હવે ઠીક લાગે છે. પણ શું હું બીલકુલ અચેત અવસ્થામાં હતો? અને કેટલો વખત તેવી હાલતમાં રહ્યો? મને જોરમાં તાવ આવ્યાનું સ્મરણ છે-પણ તમે કયારે આવ્યાં? તમને બોલાવી મંગાવવાને મેં કહેલું મને યાદ છે."

"હું આવી ત્યારે આપને તાવ બહુ જોરમાં આવ્યો હતો-ડૉકટર સાહેબને પણ આપને માટે ચિંતા થતી હતી, અને આપની હાલત ગંભીર લાગવાથી આપના માતુશ્રી વગેરેને તેડાવ્યાં છે. તેઓ આવી પહોંચ્યાં છે. પણ—"

"વાત એટલી બધી વધી ગઇ હતી-ત્યારે તેઓ છે કયાં?"

"ડૉકટર સાહેબે કોઇને પણ અહિં આવવા દેવાની સખ્ત મના કરી છે."

"ત્યારે આખો વખત મ્હારી પાસે કોણ હતું?"

"ડૉકટર સાહેબે કૃપા કરીને મનેજ આપની પાસે રહેવાને રજા આપી છે."

"ત્યારે આખી રાત તમેજ ઉજાગરો કર્યો હશે?" નવિનચંદ્રે પ્રશ્ન કર્યો.

"ડૉકટર સાહેબનું ભગવાન ભલું કરે! એમની કૃપાથીજ મને આપની સેવા કરવાનો સંજોગ પ્રાપ્ત થયો છે." વિલસુએ આભાર દર્શક જવાબ વાળ્યો.

"તમે મારે માટે કેટલું બધું કષ્ટ સહન કર્યું છે! હવે તમારે એક કામ કરવું પડશે."

"ફરમાવો શું કામ છે!"

"મારાં માતુશ્રી વગેરે મારે ઘેરથી આવ્યાં છે તેમને એક વાર અહિં તેડી લાવો-તેમને મળવાને મારૂં દીલ તલપી રહ્યું છે."

વિલસુએ દાસીને ઇસારત કરી, એટલે તે પરોણાને તેડવા ચાલી ગઇ દાસીના જવા બાદ નવિનચંદ્રે પુછ્યું:- "વિલસુ, મારે માટે આટલો બધો પરીશ્રમ ઉઠવવાનું શું કારણ?"

"તે મારૂં કામ છે-મારી મરજીની વાત છે."

"તે તો હું પણ જાણું છું-પણ તેમ મરજી હોવાનું કારણ જાણતો નથી."

"મરજી કેમ થાય અને શું થાય એ તે કાંઇ કહેવાતું હશે? હમણાં તમે વધારે વાત ન કરો-હજુ તમારાં શરીરમાં અશક્તિ ઘણી છે."

"ના-ના-તેમ નથી વિલસુ અત્યારે મને ઘણું સારૂં લાગે છે,-અને તમારી સાથે વાર્તાલાપ કરવાની ઇચ્છા થાય છે-તેથી શરીર બગડવાનો ભય નથી."

"હું તમારી સાથે શું વાત કરવાની હતી!-પણ લો, તમારાં માતુશ્રી આવી પહોંચ્યાં. હવે હું અહિંથી જતી રહું!"

"કેમ-જતાં રહેવાનું કાંઇ કારણ?"

"તમારે તમારાં માતુશ્રી સાથે ઘણી વાતો કરવાની હશે, તેથી હું જાઉં તેમાં શું ખોટું છે?"

"ના. ના. અત્યારે એવી તે શું વાત કરવાની હોય, અને કદાચ હોય પણ તો તેથી તમારે જતાં રહેવાનું કાંઇ કારણ નથી. તમારાથી મારે કાંઇ છાની વાત કરવાની

હોયજ નહિ.”

તે વખતે બારણાં આગળ કોઇનાં પગલાં સંભળાયાં. નવિનચંદ્રની માતા વગેરેને આવતાં સાંભળી વિલસુ ઉભી થઇ. નવિનચંદ્રની માતા, અલકરંભા, ચંચળ વગેરેએ તે ઓરડામાં પ્રવેશ કર્યો.

નવિનચંદ્રની માતા સીધીજ પોતાના પુત્રના ઓશીકાં આગળ જઇ ઉભી રહી. પુત્રનું સુકાયલું મુખ જોઇ તેણીની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તેની ગંભીર માંદગીનો વિચાર થઇ આવતાં તેણી ચંચળ તરફ ફરી બોલી:—“ભાઇનું મુખ કેટલું બધું લેવાઇ ગયું છે! પણ ભગવાને પૂર્વજોના પૂણ્ય સામું જોયું એજ તેની કૃપા નહિ, તો અમને તો આશાજ છોડાવી દેવામાં આવી હતી. ઘેર જઇને તરત સત્યનારાયણની પૂજા કરાવીશ અને ૧૦૮ બ્રાહ્મણો જમાડીશ.”

આટલો વખત ચંચળની નજર તો વિલસુના ઉપરજ ચોંટી રહી હતી. તેણીના મનમાં એકજ વિચાર આવ્યો હતો કે આવી સર્વાંગ સુંદર રમણી હજારોમાં એક પણ મળવી મુશ્કેલ હતી! તે અહિં કેવી રીતે આવી હશે! આવી દેખાવડીને જોઇ ગમે તેનું ચિત્ત ચળી જાય!

તેણીને હવે ખાત્રી થઇ કે આ છોકરીના રૂપનો નિશો નવિનચંદ્રને જરૂર ચઢેલો હોવો જોઇએ; તેમ થયું તો દેશાઇજીના વંશનું આટલા વખતનું પ્રભુત્વ જરૂર નષ્ટ થવાનું. અત્યારની હાલત જોતાં એટલું તો સાફ સમજાતું હતું કે નવિનચંદ્ર સાથે એને પ્રીતી થયલી હોવીજ જોઇએ. તેણીની સેવાચાકરીથી કદાચ નવિનચંદ્ર પણ જો તેણીના તરફ આકર્ષાયો તો પછી સત્યાનાશની તૈયારીજ સમજવી. એક તો નવિનચંદ્ર પહેલેથીજ અલકરંભા સાથે વિવાહ કરવાને રાજી નહોતો, અને તેમાં આ કાળમુખીએ જો તેનું મન હરી લીધું હોય તો પછી નવિનચંદ્રને જમાઇ બનાવવાના દુર્લભજી પટેલના કોડ પુરા થવાની આશા રાખવીજ નકામી છે; અને અલકરંભા સાથે

જો નવિનચંદ્રનાં લગ્ન ન થાય તો દેશાઇજીની જાગીર અને આબરૂ પ્રતિષ્ઠા પણ ધુળમાં મળી જવાના–એ પણ નિર્વિવાદ હતું. અરેરે! પ્રભુ તું આ શું કરવા બેઠો છે!

ચંચળના મનમાં આજ વિચાર ઘોળાયા કરતા હતા. આખરે વિચાર કરતાં તેણીને લાગ્યું કે આનો કાંઇ રસ્તો તો કરવો જોઇએ. આવી એક નામઠામ વગરની છોકરીને લીધે વજેપુરના જાગીરદારનું સત્યાનાશ વળી જાય અને તે ચંચળ જોયા કરે તો પછી તે ચંચળ શાની! તેણીને એમજ ખાત્રી થઇ કે પોતાને અહિં લાવવામાં ઇશ્વરનો કાંઇ પણ ગુપ્ત સંકેત હોવો જોઇએ. હવે એ છોકરીની શું મગદુર કે આવાં ખાનદાન કુટુંબને ખેદાનમેદાન કરી નાંખે! એ થવા દેવાયજ કેમ? હવે તો અલકરંભારૂપી શસ્ત્ર હાથમાં પકડીને આ સંગ્રામમાં વિજય મેળવવોજ જોઇએ.

અલકરંભા એક બાજુએ ઉભી રહીને ત્રાંસી આંખે વિલસુ તરફ જોયા કરતી હતી. તેણીનું સુભાગ્ય જોઇને મનમાંને મનમાં બળી રહી હતી. તેણીનું હૃદય ચીરાઇ જતું હતું પણ મુખથી એક શબ્દ પણ તેણીનાથી બોલી શકાય એમ કયાં હતું?

અલકરંભાની દાસી વ્હાલબાઈ પણ ત્યાં આવી હતી. અત્યાર સુધી વિલસુની હાજરીમાં તેણીને કાંઇ વારૂં માઠું લાગ્યું નહોતું. પણ તેણીના તરફ અલકરંભાની વર્તણુંક જોતાં તેણીના પેટમાં શંકા ઉત્પન્ન થઇ. તેણીને લાગ્યું કે વિલસુ જે સેવાચાકરી કરી રહી છે તેમાં આર્થિક લાભ નહિ પણ બીજો કાંઇ આશય સમાયલો હોવો જોઇએ. તેણીને ત્યારે એમ થયું કે તેણીનો ચોટલો પકડીને ધકકો મારીને તેને ઘરની બહાર કાઢી મુકું. પણ મ્હોટા માણસના ઘરમાં એવી વર્તણુકનું પરિણામ કદાચ વિપરીત આવે એમ સમજીને તેણીએ મનને વાર્યું.

નવિનચંદ્ર પોતાની માતા સાથે વાર્તાલાપ કરવા મંડયો હતો તેણે કહ્યું:–"માતુશ્રી હવે કોઇ જાતનો ભય નથી. આપના આશીર્વાદથી આ માંદગીમાંથી તો હું બચી ગયો છું.

પણ પિતાજીની તબીઅત કેમ છે?"

"તારા પિતાજીની તબીઅત પણ બહુ લથડી ગઇ છે. તેમનામાં ઉઠવા બેસવાની પણ શકિત નથી. તેમાં તારી માંદગીના સમાચાર સાંભળીને તો તેમની ચિંતાનો પાર નથી."

"ત્યારે તો, બા, તમે સવારના પહોરમાંજ ઘેર જાઓ. પિતાજીને મારા પ્રણામ કહી મારી કુશળતાના સમાચાર આપો. તેથી તેમને બહુજ આનંદ થશે."

"પણ ભાઇ તારી તબીઅત બરાબર સુધર્યા પહેલાં મારાથી કેમ જવાય?"

"પિતાજીની તબીઅત નાદુરસ્ત છે, તેથી આપને જવાની જરૂર છે. મારી ચાકરીને માટે આપ નિશ્ચિંત રહેજો. આ આફતમાં ભગવાને જન્મ જન્માંતરના એક પરમ જનને મોકલી આપવાથી અને તેની ચાકરીથીજ મારો જીવ બચ્યો છે અને મને કોઇ જાતની ખામી કે અભાવ જેવું લાગતું નથી."

આ સાંભળી ચંચળ વચ્ચે બોલી ઉઠી: "તે કોણ ભાઇ? અલકરંભા કે?"

"નહિ—અલક નહિ પણ વિલસુ. આ વિલસુને તમે નહિ જોઇ. આ ગામમાં એના ડોશી કરીને આપણી જ્ઞાતીનાં એક બાઇ છે તેમના ભાણેજની પુત્રી થાય."

"એ બધું તો ઠીક" ચંચળ મોઢું મરડીને બોલી:—"મોટા માણસના ઘરમાં એવા કામકાજ કરવાવાળાંની શી ખોટ? તમે પટેલના ઘરમાં નહિ હોતે તો તમારી ચાકરી કોણ કરવાનું હતું અને ડૅાકટરની દોડાદોડી પણ કોણ કરવાનું હતું?"

ચંચળના આ શબ્દો સાંભળીને નવિનચંદ્રને જરા ખોટું લાગ્યું પણ તેણે શાંતિથી ઉત્તર આપ્યો:—"વિલસુની મહેનતમાં જરાપણ કચાસ નથી. જ્યારે મારા પર આવેલી આફતની કોઇને પણ ખબર નહોતી ત્યારે પણ વિલસુએજ ડૅાકટરને બોલાવ્યો હતો અને ત્યારથીજ ખડે પગે બિચારી મારી ચાકરી કરી

રહી છે."

અત્યારે વધારે વાદવિવાદમાં ઉતરવાનું ચંચળને ઠીક લાગ્યું નહિ તેથી તે ચુપ રહી. પણ સ્નેહાળ માતાથી બોલ્યા વિના રહેવાયું નહિ, "બ્હેન વિલસુ તારૂં કલ્યાણ થાઓ. તારો ચુડો ચાંલ્લો અખંડ રહો! મારા પુત્રની ચાકરી કરી તેં મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો મારાથી તો કદી પણ વાળી શકાય તેમ નથી. તો પણ........તું જે કામ સોંપશે તે કરી આપવાની મારાથી ખરા દીલથી બનતી મહેનત કરીશ." આ સાંભળી વ્હાલબાઇ મરડાટમાં બોલી, "બા આપ શું કહો છો? હજુ તો આ છોકરીના વિવાહ પણ થયા નથી. તો પછી અખંડ સૌભાગ્યનો આશિર્વાદ શું કામનો!"

મોટાં દેસાણ વિલસુ તરફ સ્હેજ તાજ્જુબીથી નિહાળી બોલ્યાં:—"આવડી મોટી છોકરી થવા છતાં તેણીનાં લગ્ન કેમ નથી થયાં?"

હવે વ્હાલબાઇને પોતાના મનનો ઉભરો કાઢવાની તક મળી. તે બોલી: "એવી ઘેર ઘેર ભટકવાવાળી છોકરીને કોણ લેવાનું હતું?"

આ સાંભળીને ચંચળના મનમાં વધારે ચટપટી થઇ. તેણીને હવે મનમાં ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે વિલસુ નવિનચંદ્ર સાથે પરણી જવાની. દુર્લભજી પટેલની મનની મનમાંજ રહી જવાની અને દેશાઇ ખાનદાનનું નખ્ખોદ વળી જવાનું એ પણ નિર્વિવાદ!

નવિનચંદ્રની માતાએ વ્હાલબાઇના બોલવા પર કાંઇ લક્ષ આપ્યું નહિ. તેણી પોતાના પુત્રના માથા પર હેતથી હાથ ફેરવવા લાગી.

આ વખતે ડૉકટરે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે અરધો કલાક બેસવાની રજા આપેલી હોવાથી નવિનચંદ્રની માતા વગેરે તે ઓરડામાંથી બહાર ગયાં. તેમના જવા બાદ ડૉકટરે દરદીની નાડી તપાસી અને હકીકત પુછવા માંડી. સર્વ રીતે નવિનચંદ્રની તબીઅતમાં સંતોષકારક સુધારો ચાલુ હતો

તેથી તેણે કહ્યું:-"હવે કાંઇ ફિકર કરવા જેવું નથી. સાત આઠ દીવસમાં આપને સંપુર્ણ આરામ થઇ જશે"

આ વાત વીજળીને વેગે ઘરમાં ફેલાઇ ગઇ. સર્વેને તે સાંભળી બહુ આનંદ થયો, અને બધાંની સલાહથી નવિનચંદ્રની માતા વગેરે મંડળીને બીજે દિવસે જવાનું ઠર્યું. તેમનામાંથી માત્ર ચંચળે ત્યાં રહેવા ઇચ્છા બતાવી, અને નવિનચંદ્રની માતાને એકાંતમાં વિલસુ સંબંધી બધી હકીકત સંભળાવી કહ્યું કે, "અત્યારની સ્થિતિ જોતાં તો એમ નિશ્ચય દેખાય છે કે વિલસુ સાથેજ નવિનચંદ્ર લગ્ન કરશે, અને તે અટકાવવા ખાતર મારે અહિં રહેવાની જરૂર છે."

નિરાશા સાથે નવિનચંદ્રની માતાએ જવાબ આપ્યો:-"જો અમારી જાગીર અલકને ત્યાં ગીરો ન હોત તો મોટી ખુશીથી વિલસુને મારી વહુ બનાવતે. પણ અમારા જેવાં કરજદારનાં નસીબમાં એવું સુખ કયાંથી હોય?"

ચંચળે ધીરજ આપતાં કહ્યું:-"કાંઇ ફિકર નહિ ભાભીજી-ભગવાન સહુ સારાં વાનાં કરશે અને સૌનાં મોઢાં હસતાં થશે. મોટાંનાં નસીબ મોટાંજ હોય છે."

બીજે દિવસે સવારે નવિનચંદ્રની માતા તથા તેણીની સાથે આવેલી મંડળી વજેપુર તરફ રવાના થઇ ગઇ.



## પ્રકરણ ૧૪ મું.

સંધ્યા સમય વીતી ગયો હતો. દુર્લભજી પટેલના ઘરમાં કાચના વીલાયતી દીવા ઝગઝગાટ પ્રકાશ આપી રહ્યા હતા, તે વખતે માળ પરના એક ઓરડામાં ચંચળ તથા અલકરંભા કાંઇ ગંભીર પ્રકારની વાતચીતમાં મશગુલ હતાં. વાત રસ પર ચઢતાં ચંચળે પુછયું:-"સાચું કહે તો, અલક, એક વાત પુછું?"

"જો જાણુતી હઇશ તો જરૂર કહીશ." અલકે જવાબ વાળ્યો.

"ખરૂં કહે છે-તું નવિનચંદ્રને ચાહે છે?"

"એવું એવું તે વળી કાંઇ પુછવાનું હોય?"

"જોયું—કેવી વાત ઉડાવવાનું કરે છે?"

"એમાં વાત ઉડાવવાનું શું છે?"

"ત્યારે કહી દેને કે હું નવિનચંદ્રને ચાહુ છું."

"કોણે કહ્યું?" પણ એમ બોલતાં અલકનું મ્હોં લાલચોળ થઇ ગયું.

"આ તારૂં મોઢુંજ કહી આપે છે કે નવિનચંદ્રને તું પ્રાણુથી પણ વધારે ચાહે છે."

ત્યાર બાદ અલકરંભા થોડો વખત ચુપ બેસી રહી; એટલે ચંચળે પાછો પ્રશ્ન કર્યો.

"ત્યારે નવિનચંદ્રને ખાતર તું મરવા તૈયાર થઇ હતી તે પણ અમસ્થીજ કે!"

"ક્યારે!"

"ક્યારે શું વળી--ગઇ કાલેજ."

"કેવી રીતે?"

"કેવી રીતે શું વળી--તેં અફીણુ ખાધુ હતું તે આખું ઘર જાણે છે."

"તે શું એટલા માટે અફીણુ ખાધું હતું!"

"ત્યારે બીજું શું કારણ તને હોઇ શકે?"

"એ તો મારૂં હૈયુંજ એટલું બધું પોચું છે. કોઇને પીડાતું જોઇને-કોઇને મરવાની અણી પર જોઇને-મારૂં મન કંપી ઉઠે છે. અને જીવ ગભરાઇ આવે છે. કાલે પણ એમજ થયું હતું. તે વખતે શું કરૂં છું તેનું મને ભાન રહેતું નથી."

"હવે તારૂં ડહાપણ રહેવા દે. અમે પણ તારા કરતાં દસ દીવાળી વધારે જોઇ છે તે એટલું તો સમજી શકીએ કે પ્રેમ વીના આમ બની શકે નહિ. વારૂ, તો પછી અફીણ ખાતી વખતે તું બોલી હતી કે, એમના મૃત્યુના સમાચાર મારાથી નહિ સંભળાય. તેથી હું એમની આગળ જાઉં છું તેનો શું અર્થ?"

હવે અલકરંભા નિરૂત્તર બની રહી ગઇ. તેની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તેની ચંચળને દયા આવી અને પોતાનાં લુગડાંના છેડા વડે તેણીનાં આંસુ લુછતાં આશિર્વાદ દીધો.

"મારી અલક-તું નવિનચંદ્રની પત્ની થઇ સદા સુખી રહો." તારાં લગ્નથી તારા પિતાની તેમજ તારાં શ્વસુરની આંતરડી ઠરશે. પણ તે માટે તારે એક કામ કરવું પડશે."

ચંચળના પડખામાં ડમાઇને બેઠેલી અલકે મોઢું બહાર કાઢી તેણીના સામું જોઇ કાંઇક આતુરતાથી પુછયું:-"તે શું?" આટલું પુછતાં તો પુછાઇ ગયું પણ તે માટે તેને શરમ લાગી. તેણી કાંઇક કુતૂહલથી ચંચળ સામે જોઇ રહી. તેની દૃષ્ટિ જાણે પુછતી હોય કે હિંદુ બાળાને તે વળી લગ્નના કાર્યમાં શું કરવાનું હોય?

ચંચળ તેનો ભાવાર્થ સમજી અને બોલી:-"જો કદી કોઇ શુભ કાર્યમાં અન્તરાય આવે તો તેને દૂર કરવાની આપણી ફરજ ખરી કે નહિ?"

અલકરંભા જવાબ આપવાને બદલે નીચું જોઇ નખવડે ભોંય કોતરતી હતી. તેનો જરા ચીડવવાના હેતુથી ચંચળે કાંઇક રોષ પૂર્વક કહ્યું:-"જો તારાથી તેમ થતું હોય નહિ તો તું અફીણજ ખાઇ લે-કેમકે તો તો વિલસુજ નવિનચંદ્રના ઘરની રાણી થશે એ તો નિર્વિવાદ છે."

ચંચળના ધારવા કરતાં પરિણામ ઉલટું જ આવ્યું. અલકરંભા ઉત્તેજીત થવાને બદલે કાંઇક હતાશ થઇ બોલીઃ- “કદાચ તેણીનાજ ભાગ્યમાં તેની સાથે પરણવાનું લખ્યું હશે, તો તે કોણ અટકાવી શકનાર હતું !”

“અરે ભાગ્યમાં ક્યાં લખ્યું છે-આ તો જબરદસ્તી કરી રહી છે.” ચંચળ છેડાઇને બોલી.

“તેમાં હું શું કરૂં !”

“જો--કહું તેમ કર. હું તારાં લગ્નનું નક્કી કરવાજ અહિં આવી છું. માટે મારૂં કહ્યું માન અને હું કહું તેમ કરવા તૈયાર થઇ જા.”

“પણ લોક જાણશે તો શું કહેશે !”

“લોક શું જાણવાના છે? હું કહું તેમ કર્યાં કરને.”

“મને શું કરવાનું કહો છો ?”

“જો સાંભળ--વિલસુ નવિનચંદ્રના હૃદયમાં ઘર કરી બેઠી છે-તેને ત્યાંથી પહેલી તો ખસેડવી પડશે.”

“પણ તે કેવી રીતે ? આપણા ઘરમાંથી આપણે કોઇને હાંકી કાઢી શકીએ પણ બીજાનાં હૃદયમાંથી આપણે કોઇને કેવી રીતે ખસેડી શકીએ !”

“તું તો છેક ભોળી છે-જો હું કહું તે સાંભળ. હું તારા પિતાને કહીશ કે--”

“પિતાજી આગળ-આવી વાત પિતાજી આગળ !” અલક ગભરાઇને વચ્ચે બોલી.

“અરે સાંભળ તો ખરી, એમ ગભરાઇ શું જાય છે? હું કહીશ કે નવિનચંદ્રના વિવાહ અલક સાથે થવાના એ વાત તો નક્કી છે. પણ આ રાંડ વીલસુ જરા દેખાવડી છે અને હજુ કુંવારી છે માટે તેને આમ નવિનચંદ્રની પાસે રાખવી એ અજુગતું કહેવાય. તેને બદલે અલક તેની સુશ્રુષા કરશે. તેને નહિ આવડતું હશે તે હું શીખવીશ.”

“પણ તેથી પિતાજીના મનમાં શું આવશે ?”

“કંઈ નહિ આવે પોતાની છોકરીના લગ્ન કર્યાં જે

કાંઇ નડતર દેખાતી હશે તેને તરત દૂર કરશે. એમાં શું?"

"આ બાબત તમારે પિતાજીની સાથે કાંઈ વાતચીત થઇ હતી?"

"અત્યાર સુધી તો કાંઇ થઇ નથી, પણ હવે કરવી પડશે. તેમ કર્યા વિના આ કામ પાર પડે એમ દેખાતું નથી. તારા પિતા મારે પણ પિતા તુલ્ય છે એટલે મારે એમની સાથે આ બાબત વાત કરતાં સંકોચ રાખવાનું કાંઇ કારણ નથી."

"હુ કાંઇ ન જાણું. તમને ઠીક લાગે તેમ કરો. પણ કૃપા કરી કાંઈ એવું ના કરી બેસતાં કે જેથી મારે નીચું જોવું પડે. એટલું ધ્યાન રાખજો."

"અરે ગાંડી રે ગાંડી! વિવાહનાં કામ તો ઓઓજ કરે-એમાં પુરૂષો શું સમજે. તું તારે જોયા કરને હું તને કેવી વજેપુરની જાગીરદારણ બનાવું છું તે!"



# પ્રકરણ ૧૫ મું.

બે પહોર દિવસ ચઢી ચુકયો હતો. ગરમ હવા મનુષ્ય તેમજ પશુ પક્ષીઓને ત્રાહે ત્રાહે પોકરાવતી હતી. તે વખતે દુર્લભજી પટેલના વિશાળ મકાનમાં વસતાં માણસો પશ્ચિમ તરફના વરંડામાં પડેલાં હતાં અને આરામ મેળવવાને ફાંફાં મારતાં હતાં. કોઇ સુતું હતું, કોઇ વાંચતું હતું તો કોઇ ગપ્પા મારવામાં કે સાંભળવામાં મશગુલ હતું.

હવે નવિનચંદ્રની તબીયતમાં સારો સુધારો થયો હતો. હજુ વિલસુ પણ તે ઘરમાંજ રહેતી હતી. નવિનચંદ્ર હવે પથારીમાં બેસી શકતો હતો. જો કે તેના શરીરમાં હવે રોગ જરા પણ નહોતો તો પણ નબળાઇ હજુ ઘણી હતી. વિલસુ અત્યારે પણ હમેશ મુજબ તેની પાસે બેઠી હતી અને બન્ને જણ વાર્તાલાપ કરતાં હતાં. તેમાં નવિનચંદ્રે પુછયું:–"વારૂ તે દિવસ તમે કહેતાં હતાં કે 'મ્હારાથી હવે અહીં નહિ રહેવાય' તેનું શું કારણ? શું તમારાં માજી તમને બોલાવ બોલાવ કર્યા કરે છે?"

વિલસુએ મ્લાન વદનથી જવાબ આપ્યો:–"ના–ના. અને એમ તો મોટી માશી ગમે તેટલું બોલાવે તો પણ તમારી ચાકરી કરવાની છોડીને તો હું કદી નહિ જાઉં."

"ત્યારે થયું શું તે તો કહો!"

"દુર્લભજી પટેલે મને બોલાવીને કહ્યું કે, આજે સાંજે તું તારે ઘેર જજે."

નવિનચંદ્ર આ સાંભળી ઉંડા વિચારમાં પડી ગયો. વિલસુ તેના મુખ તરફ એકી ટસે જોઇ રહી; પરંતુ નવિનચંદ્રે તેણીના તરફ એકવાર પણ જોયું નહિ. વિચારની સાથે તેના ચ્હેરા પરના ભાવ બદલાતા સ્પષ્ટ નજર આવતા હતા. કોઇ વખત તેના મુખ ઉપર પ્રસન્નતાની રેખા દેખાતી તો કોઇ વેળા તેનું મુખારવિંદ મ્લાન થઇ જતું હતું.

નવિનચંદ્રને હવે સાફ સમજાતું હતું કે વિલસુનો વિરહ તેનાથી સહન થઇ શકશે નહિ. વિલસુ કેવી રીતે સદા પોતાની પાસે રહે તેની યુક્તિ શોધવામાં તેનું મન અત્યારે રોકાઇ રહ્યું હતું. ગરીબ બીચારો નવિનચંદ્ર! શારિરીક પીડાથી મુક્ત થઇને તે હવે માનસિક આપત્તિમાં આવી પડયો હતો. એ આપત્તિમાંથી મુક્ત થવાનો માત્ર એકજ ઉપાય હતો અને તે એ કે વિલસુને પોતાની ધર્મપત્નિ બનાવવી!

પણ એ ઉપાય અમલમાં મુકવાનું કામ એટલું સહેલ નહોતું. તેમાં અનેક બાધાઓ હતી. સમાજની નજરે વિલસુ એક હલકા અજાણ્યા કુળની કન્યા હતી અને તે કારણથી તેના જેવા જ્ઞાતિમાં ઉંચામાં ઉંચા કુળના-જાગીરદાર કુટુંબના ભવિષ્યના વડાને તેની સાથે લગ્ન કરવું એ અનુચીત અશકય-અસંભવિત ગણાતું હતું. પણ તેને બીજો વિચાર આવ્યો. જ્ઞાતિ એટલે શું-સમાજ તે કોણ? પાંચ પચાસ માણસો કે કુટુંબોનો સમુહ. કદાચ તેના પિતાની પ્રતિષ્ઠાને લીધે તેનું અંતઃકરણ સાફ કહેતું હતું કે પૂર્વનો સૂરજ પશ્ચિમમાં ઉગે તે બને પણ તેના પિતા વિલસુ સાથે લગ્ન કરવા મંજુરી આપે તે તો કોઇ કાળે બનેજ નહિ.

નવિનચંદ્રને બીજો વિચાર આવ્યો. પિતાજીની તમામ મિલકત અલકરંભાને ત્યાં ગીરો છે. માટે હું તેણીની સાથે લગ્ન નહિ કરૂં તો બાપદાદાની મિલકત હાથમાં રહેશે નહિ. અને તે કારણથીજ પિતાજી અલકરંભા સાથે મારાં લગ્ન કરવા આટલો આગ્રહ કરતા હતા. પણ લગ્ન કરવાનો હેતુ શું? પોતાના હૃદયને માટે એક જોડીદાર બનાવવાનો-નહિ કે પૈસા મેળવવાનો. મારા હૃદયે તો પોતાની જોડીદાર-સાથી-સંગીની શોધી કાઢી છે અને તે વિલસુજ છે.

નવિનચંદ્રે ભવિષ્યના વિચાર કરવા માંડયા. “ભલે મિલકત જતી રહે. માતપિતાને શું હું કમાઇને ખવડાવી ન શકું? પણ તેથી જાગીરદારી અને જાગીર જતી રહેશે-ભલે જાય,

પણ આ અમૂલ્ય રત્ન તેને ખાતર નહિ છોડું. વિલસુ વિનાના નવિનચંદ્રના સંસારમાં સુખની આશાજ નકામી છે.

આકાશમાં વાદળાં જ્યાં સુધી જળબિંદુઓને હૃદયમાં ધારણ કરી શકે ત્યાં સુધી તે ત્યાં રહે છે. પણ શીતળ વાયુની લહરી આવતાંજ તે જળભાર ધારણ કરવાને અસમર્થ નિવડે છે. તે પ્રમાણે આટલા દિવસ સુધી નવીનચંદ્રે પોતાના મનના આવેગને દબાવી રાખ્યો હતો, પરંતુ આજે તે અસહ્ય થઇ પડયો. તેથી તેણે એક ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું:-"વિલસુ, હવે હું તારા વિના રહી શકું તેમ નથી. મારી મરજી તારી સાથે લગ્ન કરવાની છે. બોલ શી મરજી છે!"

વિલસુના મુખપર લાલીમા છવાઇ રહી. તેણે નીચું જોઇને મુંગી સંમતિ આપી.

નવિનચંદ્રે આગળ ચલાવ્યું:—"વિલસુ, મારા હૃદયમાં જેટલો અનુરાગ છે તે હું તને અર્પણ કરી ચુકયો છું. તો પણ આ ઘર પારકું છે. ઘરધણીએ તને જવાનું કહ્યું હોય તો તું બેલાશક જા. પણ તારા વિના મારી માંદગી કોણ સમાલશે? હું ડાકટરને પુછી જોઇશ અને આ હાલતમાં જો તે મને ઘેર જવાની રજા આપશે તો હું ઘેર ચાલ્યો જઇશ અને ત્યાં જઇને તારૂં પાણી ગ્રહણ કરવાંની સત્વર તજવીજ કરીશ."

આવેગથી ધ્રુજતા અવાજે વિલસુ બોલી:-"આપ જાગીરદાર છો-મોટા માણસ છો-તેમ કરવાથી આપના સન્માનને-પ્રતિષ્ઠાને હાની પહોંચશે."

તને મેળવવા જતાં ભલે હું જ્ઞાતિ બહાર મુકાઉં-વ્યવહાર બ્હાર મુકાઉં અરે કદી ગામ બહાર પણ મુકાવુ પડે તો તેની મને પરવાહ નથી."

વિલસુ:-"મારા જેવી નામઠામ વિનાની-અજ્ઞાત કુળની અભાગણી આપની આટલી બધી કૃપા-કરૂણાને પાત્ર શી રીતે થઇ!"

નવિન:-"તે તો હું કહી શકતો નથી. માત્ર એટલું

જાણું છું કે તું મારે સર્વસ્વ છે. એમ નહિ સમજતી કે તારી સેવા ચાકરીથી મુગ્ધ થઇ તારા પણ પ્રેમ થયો છે. મારી સેવા ચાકરી કરનાર ઇશ્વરની કૃપાથી ઘણાં છે. ત્યારે મારે શાની ખોટ છે? શાની ખોટ છે. તે તુ સારી પેઠે જાણે છે. તે પુરી પાડવાને તું એકલીજ સમર્થ છે. તેથીજ તારી પાસે માગું-તારી કરૂણા. ગમે તેમ હોય તો મને તું નિરાશ કરીશ નહિ. તું ગમે તે બ્હાનુ કાઢશે-ગમે તેવા વાંધા રજુ કરશે પણ હું તે માનવાનો નથી. હવેથી આ જીવનની માલીક તું છે."

વિલસુની આંખમાં આનંદાશ્રુ આવી ગયાં. તેનો ચ્હેરો ખુશાલીથી ખીલી રહ્યો. ત્યારબાદ આ પ્રેમીયુગલ વચ્ચે અનેક વાતો થઇ. તેનો સાર કાઢવા જઇએ તો તેમાંથી કાંઇ નીકળે નહિ એમ જાણવાથી તે વાતો અહીં જણાવવાની જરૂર જોઇ નથી. પ્રેમીઓની વાતમાં તે વળી સાર હોવાનું કદી સાંભળ્યું છે!

તેજ દિવસે સાંજે વિલસુ હરખાતે હૈયે અને પ્રફુલ્લ વદને પોતાને ઘેર ગઇ. તેના મનમાં નવિનચંદ્રને છોડી જવું પડતું હોવાથી ક્ષોભ હતો, પણ પોતે ભવિષ્યમાં તેની અર્ધાંગના બનવાની છે એ આનંદ તે ક્ષોભને દાબી દેતો હતો.



# પ્રકરણ ૧૬ મું.

વિલસુના જવા બાદ થોડો વખત રહીને નવિનચંદ્રને દવા આપવાનો વખત થયો. તે વખતે લડાઇના મેદાનમાં વિજયી નીવડેલા સેનાપતિની માફક પ્રફુલ્લચિત્તથી અલકને સાથે લઇને ચંચળ નવિનચંદ્રના ઓરડામાં દાખલ થઇ. પોતે બારણા આગળજ ઉભી રહી અને અલકને અગાઉથી આપેલી સુચના મુજબ કામ કરવાને સંજ્ઞા કરી નવિનચંદ્રની પાસે મોકલી આપી. તે વખતે નવિનચંદ્ર પથારીમાં પડયો પડયો વિલસુના અપ્સરા સમા લાવણ્યનો વિચાર કરી રહ્યો હતો. અલકરંભા ધીમે પગલે-શરમથી ધ્રુજતા પગે તેની પાસે જઇને ઉભી રહી. એકાદ બે પળ પછી આતુરતાથી થરડાતા મૃદુ અવાજે તેણીએ પુછયું:-"આપનો ઔષધ લેવાનો સમય થયો છે."

નવિનચંદ્રે તેણીના તરફ આંખો ફેરવી જોયું તો અલક ત્યાં ઉભી છે. કાંઇક અવજ્ઞાભર્યા અવાજે તેણે કહ્યું:-"તમારે તસ્દી લેવાની શી જરૂર હતી અલકરંભા! તમે ધનિક છો-તમને આરામ-ચેન કરવાની આદત છે. તમને આવું કામ ન શોભે! કોઇ નોકરને એ કામ સોંપ્યું હતે તો ચાલતે."

આ શબ્દો સાંભળી અલકને ચંચળના ઉપર બહુજ રીસ ચઢી. કેમકે આ પ્રશ્નનો શું જવાબ આપવો તે તેણીએ તેને શીખવ્યું નહોતું. તેથી અકળાઇને તેણીને આખે શરીરે પસીનો થઇ ગયો. તેણીનું મુખકમળ લાલ લાલ થઇ ગયું. તેણીએ અચકાતાં જવાબ વાળયો:-"આપને હું ઔષધ આપું તો કાંઇ હરકત છે!"

"હરકત શું હોય! માત્ર એટલી તસ્દી તમને આપવી એ ઠીક નહિ."

અલકે દવાનો એક ભાગ શીશીમાંથી કાચના પ્યાલામાં કાઢયો. તેજ વખતે રસોયો ભોજનનો થાળ લઇ આવ્યો અને તેને પલંગ પર ગોઠવેલા પાટલા પર મુકી ચાલ્યો ગયો.

અલકરંભાને પ્યાલામાં દવા કાઢતી જોઇને નવિનચંદ્ર બીછાનામાં બેઠો થયો અને તેણીના હાથમાંથી પ્યાલો લેવાનો પોતાનો હાથ લંબાવ્યો. તે વખતે અલકનું શરીર જાણે આતુરતાથી કે કોઇ લાગણીથી કંપી ઉઠયું. કદાચ લજ્જાને અથવા આવેગને લીધે પણ તેમ થયું હોય. ગમે તેમ હોય પણ તે વખતે નવિનચંદ્રના મુખ સામે જોવાને તેણી અશકત હોય એમ દેખાયું અને બાજુ પર જોયું. તે વખતે તેણીને લાગ્યું કે કોઇ તેણીના તરફ તાકીને જોઇ રહ્યું છે. તે જોનાર ચંચળજ હોવી જોઇએ એમ તેણીને ખાત્રી હતી અને તેથી તેણીની લજ્જામાં વધારો થયો. મહા પ્રયત્ને દવાનો પ્યાલો નવિનચંદ્રના હાથ પાસે તેણીએ ધર્યો. પણ નવિનચંદ્ર તે પ્યાલો બરાબર પકડે તે પહેલાં લજ્જાથી અકળાયેલી અલકે છોડી દીધો એટલે તે ભોજનના થાળમાં પડયો. આ બનાવથી બિચારી અલક ગભરાઇ ગઇ અને નવિનચંદ્ર વિરકત થઇને પથારીમાં પડયો.

તેજ વખતે ડૅાકટર ભગવાનદાસે એક નોકર સાથે તે ઓરડામાં પ્રવેશ કર્યો, એટલે અલકરંભા એક બાજુ ખસી ગઇ અને આસ્તે રહીને લાગ જોઇ ઓરડાની બહાર ચાલી ગઇ. બહાર ઉભેલી ચંચળે તેણીને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો, તેને નહિ ગણકારતાં તેણી સીધી પોતાના ઓરડા તરફ ચાલી ગઇ.

ડૅાકટરે ત્યાં વિલસુને નહિ જોવાથી પુછયું: "કેમ-વિલસુ દેખાતી નથી?"

નવિનચંદ્રે નિરાશા ભર્યો ઉત્તર આપ્યો. "વિલસુ પોતાને ઘેર ગઇ."

ડૅાકટરે કહ્યું:-"થોડા દિવસ હજુ પણ તેણી રહેતે તો સારૂં. તેણીના જવાથી આપની બરાબર સુશ્રુષા થવાનો સંભવ નથી. તેણીની માફક માતાના જેવા સ્નેહથી-બ્હેનની માફક મમતાથી, પત્નિની માફક આત્મસમર્પણ કરી સેવા કરી જાણનાર નારી બહુજ વિરલ હોય છે. મારી તો ખાતરી

છે કે મારી દવા કરતાં વિલસુની ચાકરીથી આપને વધારે આરામ થયો છે. તેણી થોડા દિવસ વધારે રહેતે તો કેવું સારૂં થતે!"

નવિન-"ડાકટર સાહેબ! જેમ એક પક્ષીને સુવર્ણના પિંજરામાં પુરી ગમે તેવા મનપસંદ પકવાન પણ તેને આપો-ગમે તેટલા પ્યારથી તેને રાખો તો પણ તેને સ્વતંત્રતામાં જે સુખ અને આનંદ મળે છે તેનો સોમો ભાગ પણ તમે આપી શકો નહિં. તેજ પ્રમાણે મારે માટે અહિં દરેક પ્રકારની સગવડ છે; પરંતુ મને પણ અહિં સ્વતંત્રતાનો આનંદ મળતો નથી. મને કહેવા દો ડૅાકટર કે વિલસુ પોતાની રાજી-ખુશીથી અહિંથી ગઇ નથી. ઘરધણીની આજ્ઞાથી તેણીને અહિંથી જવું પડયું છે!"

ડૅાકટર:-"મને લાગે છે કે પટેલ સાહેબને એમ દેખાયું હશે કે હવે તેણીનું શું કામ છે! ફીકર નહિ હું હમણાંજ તેમને કહી દઉં છું કે વિલસુને હજુ થોડા દિવસ અહિં રાખ-વાની ખાસ જરૂર છે."

નવિન:-"પણ હવે તેણી નહિ આવે તો?"

ડૅાકટર:-જ્યારે તેણીને ખબર પડશે કે આપની સુશ્રુષામાં ખામી પડે છે, ત્યારે તેણી આવવામાં એક ક્ષણ પણ વિલંબ નહિ કરે. હું બરાબર જાણું છું કે પહેલેથીજ તેણીએ આપને ખાતર પોતાનું જીવન અર્પણ કીધું છે."

નવિનચંદ્રને ડૅાકટરના શબ્દોથી અવર્ણનીય આનંદ થયો. ઓરડાની બહાર ઉભેલી ચંચળે એજ શબ્દો સાંભળી ગુસ્સાથી-નિરાશાથી દાંત કચકચાવ્યા.

ત્યાર બાદ થોડીવારે ડૅાકટર ત્યાંથી ઉઠી દુર્લભજી પટેલ પાસે ગયા. પટેલે તેને આવકાર આપી નવિનચંદ્રની ખબર પુછી. ડૅાકટરે જવાબ આપ્યો:-"છોટા દેશાઇજીને હવે સારૂં છે. કોઇ જાતનો ભય નથી પરંતુ હજી પણ ઉત્તમ રીતે સાર-વાર થવાની બહુ જરૂર છે. તેમાં ખામી આવે છે!"

પટેલે અજાયબીથી ડૅાકટરના સામે જોઇ પુછયું:-"તે

કેવી રીતે !"

"જેનું કામ તે કરે--વિલાસુને રજા આપી દેવાનું શું કારણ હતું ?"

"વિલાસુને મેં રજા આપી-કોણે કહ્યું ?"

"નવિનચંદ્ર કહેતા હતા કે આપની આજ્ઞાથી વિલાસુને રજા આપવામાં આવી છે."

"ડૉકટર સાહેબ, આપ સમજી શકો છો કે વિલાસુ રૂપાળી છે-જુવાન છે અને હજુ કુંવારી છે. તેણીને વધારે વખત નવિનચંદ્ર જેવા યુવાન સાથે રહેવા દેવામાં અનુચીતપણું આપને નથી દેખાતું ? નકામી લોકો વાતો કરે તે ઠીક નહિ એમ ધારી તેને ઘેર જવા દીધી હશે."

"મારા ધારવા પ્રમાણે હજુ થોડા દિવસ વિલાસુની અહિં જરૂર છે. તેણીના પાછા આવવાથી નવિનચંદ્રજીની ચાકરી વધારે સારી થશે, અને તેથી તે જાતે પણ રાજી થશે. એટલે તેમની તબીઅત વધારે જલદી સુધારાપર આવી જશે."

"જેવી આપની આજ્ઞા-કાલે સવારેજ વિલાસુને હું તેડાવી લઇશ."

ત્યારબાદ થોડી વાતચીત કરી ડૉકટરે રજા લીધી. દુર્લભજી પટેલને વિચાર થયો કે આ છોકરીનાં સૌંદર્યપર નવિનચંદ્ર મુગ્ધ બન્યો છે. ત્યારબાદ કોણ જાણે શું વિચાર તેના મનમાં આવ્યો જેને પરિણામે તેના આખા ચહેરા પર કાલીમાની રેખા પુટી આવી. તે વિચારમાં ને વિચારમાંજ થોડો વખત ગાદી તકીઆપર પડી રહ્યા.

# પ્રકરણ ૧૭ મું.



બીજે દિવસે સવારમાં દુર્લભજી પટેલની દાસી વિલસુને બોલાવી લાવી. તેણીએ આવીને તરતજ પોતાનો કાર્યભાર સંભાળી લીધો. નવિનચંદ્રના મનની શુન્યતા પણ તેણીના આવવા સાથેજ દૂર થઇ.

દશેક વાગે નવિનચંદ્રને ઔષધ આપી તેણી સ્નાન કરવા ગઇ. ત્યાંથી ભોજન વગેરેથી પરવારી પાનનું બીડું લઇને નવિનચંદ્રની પાસે આવી અને સ્મીત સાથે તેને પાનનું બીડું આપ્યું. આજે તેણીએ પહેલવહેલુંજ પાનનું બીડું નવિનચંદ્રને આપ્યું હતું અને તેમ કરવાનો પોતાનો અધિકાર હતો તે જાણીને તેનું મન આનંદમાં હતું. તેણીએ નવિનચંદ્રને કહ્યું:-"હવે તો આપની તબીયત ઠીક લાગે છે. આજે તો કાંઇ વાર્તા કહો."

નવિનચંદ્ર તેણીના હર્ષથી પ્રફુલ્લીત મુખારવિંદને જોતાં જાણી ધરાતો નહોતો. તેના નયનોને તૃપ્તી થતી નહોતી. તેણે મૃદુ હાસ્ય કરી કહ્યું:-"મારૂં શરીર હજુ દુર્બળ છે. તમેજ કાંઇ સંભળાવો-મને સાંભળતાં બહુ આનંદ થશે."

વિલસુએ હસીને જવાબ આપ્યો:-"મને તો ધુળે આવડતી નથી-હું તે તમોને શું વાત કહેવાની હતી!"

નવિન:-"રામાયણ-મહાભારતની કથા તો ઘણીવાર સાંભળી હશે-તેમાંથી કોઇ પ્રસંગ કહો."

વિલસુ:-"કેમ જાણે તમે રામાયણ-મહાભારત વાંચ્યાજ ન હોય!"

નવિન:-"વારૂ વિલસુ! રામાયણની કથામાં તને કોને માટે માન છે? કોનાં ચરીત્રને તું સર્વોત્કૃષ્ટ અને સુંદર માને છે?"

વિલસુ:-"નહિ-તમેજ કહો-તમને કોનું ચરિત્ર સૌથી વધારે ગમે છે?"

નવિનચંદ્રે કાંઇક હસતાં કહ્યું:–"મને તો રામચંદ્રજીનું ચારિત્ર સર્વોત્કૃષ્ટ લાગે છે!"

વિલાસુ:–"હશે! પરન્તુ તેમનામાં પણ મને તો દોષ દેખાય છે."

નવિન:–"શું દોષ દેખાય છે?"

વિલાસુ:–"રામચંદ્રજી બહુ ભલા માણસ હતા–પણ પુરૂષમાં જે દ્રઢતા હોવી જોઇએ તે તેમનામાં નહોતી–'ચકલી કાન લઇ ગઇ' એટલું સાંભળીનેજ ચકલીની પાછળ દોડવું એ ઠીક નહિ. પહેલાં હાથ ફેરવીને જોવું તો જોઇએ કે કાન છે કે નહિ."

નવિન:–"પણ રામચંદ્રજીના ચરિત્રમાં એવા પ્રકારનો દોષ કયાં છે?"

વિલાસુ:–"રામચંદ્રજીનું આખું ચરિત્રજ એવા પ્રકારનું છે! સીતાજીનો પરિત્યાગ એ એનું ઉજ્જવલ દ્રષ્ટાંત છે. લોકવાયકાને ખાતરજ એમણે સીતાજીને વનવાસ કરાવ્યો."

નવિન:–"વારૂ, ત્યારે લક્ષ્મણજીના ચરિત્રમાં કાંઇ ખામી છે?"

વિલાસુ:–"એ દોષયુકત નથી!"

નવિન:–"અને સીતાજીનું ચરિત્ર?"

વિલાસુ:–"એમનામાં પણ અપૂર્ણતા હતી!"

નવીન:–"ત્યારે ઇન્દ્રજીત?"

વિલાસુ:–"જેણે ચોરી કરીને–મેઘની પાછળ છુપાઇને–બીજાનો પ્રાણ લીધો તેનું ચરિત્ર તે સારૂં શી રીતે કહેવાય!"

નવિન:–"ત્યારે તને કોનું ચરિત્ર સારૂં લાગે છે!"

વિલાસુ:–"મને જેનું ચરિત્ર સારામાં સારૂં લાગે છે, તેને કદાચ દુનીઆ સારૂં નહિ સમજતી હોય! પણ તેથી શું? કપાળે કપાળે જુદી મતિ!"

નવિન:–"ત્યારે તે કોણ?"

વિલાસુ:–"વિભિષણ!"

નવિન:–"તે કેવી રીતે! વિભિષણનું ચરિત્ર સર્વોત્તમ

શી રીતે ગણે છે ?"

વિલસુઃ-"કેમ નહિ ?"

નવિનઃ-"જેણે પોતાના વંશને-કુળને તજીને બીજાનો સાથ કીધો-જેણે રાજ્ય લોભથી પોતાના વંશનો નાશ કરાવ્યો-તેને તું સચ્ચિરત્ર કહે છે ?"

વિલસુઃ-"એના ચરિત્રને બીજા દ્રષ્ટીબિન્દુથી જુઓ. વિભિષણનું ચરિત્ર મનુષ્યો માટે આદર્શ છે."

નવિનઃ-"તે કેવી રીતે તે તો સમજાવ ?"

વિલસુઃ-"વિભિષણ રામચંદ્રજીને ઇશ્વર સમજતો હતો. તેથી તેણે પોતાની સ્વાધીનતાનો-વંશમર્યાદાનો-રાજસેવાનો-આત્મીય સ્વજનોનો-આગળ વધીને કહું તો પોતાના ઉપાસ્ય દેવતાના ચરણ કમળમાં ભોગ આપ્યો હતો-તે શું ઓછું વિચારવા જેવું છે ? છતાં તમને કદાચ વિભિષણનું ચરિત્ર એટલું સારૂં નહિ લાગતું હોય."

નવિનઃ-"તેનું કાંઇ કારણ ?"

વિલસુઃ-"કારણ કે તમે પુરૂષ છો-પણ અમને સ્ત્રીઓને તો તે બહુજ ઉત્તમ લાગે છે. કેમકે સ્ત્રીઓ ઉપાસ્ય દેવતાને ખાતર-પતિદેવને ખાતર-પોતાનાં માતપિતા-ભાઇભાંડુ વગેરે તમામ સ્વજનોનો ત્યાગ કરે છે-પોતાનું સુખ સ્વધીનતા તેના ચરણમાં અર્પણ કરે છે અને વખત આવે તો પોતાનો જાન-શરીરનો પણ ભોગ આપતાં પાછીપાની કરતી નથી."

નવિનઃ-"એવી સ્ત્રીઓ કેટલીક હોય છે ?"

વિલસુઃ-"ઘણી ખરી સ્ત્રીઓ એવીજ હોય છે !"

નવિનઃ-"ઘણી ખરી ! જરા કહેશે કે કેટલી સ્ત્રીઓની ઉપાસ્ય દેવતામાં નિષ્ઠા હોય છે ?"

વિલસુઃ-"ઘણીખરી સ્ત્રીઓને તો પતિ દેવતામાં નિષ્ઠા હોય છે, પણ પુરૂષોને સ્ત્રીમાં તેવી-તેટલી નિષ્ઠા હોતી નથી."

નવિનઃ-"એમ કેમ બોલે છે ?"

વિલસુઃ-"જે કહું છું તે ઠીકજ કહું છું. સ્ત્રીનો ઉપાસ્ય દેવતા તે પતિ ! ઇશ્વર તો અનંત છે પણ પતિદેવતા નથી.

પતિદેવતાની સેવા કરવાને માટે સ્ત્રી પોતાનાં પિયરના સઘળાં સગાંને છોડી--પારકાંને પોતાનાં બનાવી--બાકીનું જીવન વીતાડે છે!"

નવિનચંદ્રને આજના વાદવિવાદમાં બહુ આનંદ આવ્યો હતો, તેમજ વિલસુને માટે અત્યાર સુધી માત્ર પ્રેમજ હતો તેમાં માન પણ ઉમેરાયું. તેણીની હોશીઆરીથી પ્રસન્ન થયલો નવિનચંદ્ર પોતાની માંદગી ભૂલી ગયો—પોતે દુર્બળ છે તે વીસરી ગયો અને હાથ લંબાવી પાસે બેઠેલી પ્રફુલ્લ વદની વિલસુને પોતાની પાસે ખેંચી તેણીના અધર ઉપર એક મધુરું ચુંબન લઇ પોતાની પ્રીતિને દ્દઢતાનું સીલ માર્યું. તેજ વખતે એક દાસી નવિનચંદ્રને માટે દુધનો કટોરો લઇ દાખલ થઇ. તેણીએ શું જોયું અને શું નહિ તે અમો કહી શકતા નથી કારણ કે અમે તેણીને પુછયું નથી--અને કદાચ પુછયું પણ હોત તો તેણી સીધો જવાબ આપતે કે નહિ તે શંકાસ્પદ છે.



## પ્રકરણ ૧૮ મું.

તે દિવસે બપોરના ભોજન કરીને વિલસુ નવિનચંદ્રના ઓરડા તરફ જતી હતી તે વખતે પરસાળમાં તેણીને અક્ક-રંભાની માનીતી દાસી વ્હાલબાઇ મળી. તેણીએ વિલસુને ઇસારતથી ઉભી રાખી કહ્યું કે તમને ચંચળ બ્હેન બોલાવે છે; ત્યારે વિલસુએ તેણીની સાથે જવા પહેલાં નવિનચંદ્રને કહી આવવા જણાવ્યું ત્યારે વ્હાલબાઇ બોલીઃ "તમને કાંઇ ખાનગી વાત કરવાની છે અને તે કોણે કહી તે છોટા દેશાઇજીને ખબર પડવા દેવાની નથી માટે તમે હમણાંજ મારી સાથે ચાલો."

"પણ તે મારી રાહ જોતા હશે-અને હું નહિ જાઉં તો મને શોધવા કોઇને મોકલશે. માટે હું તેમને કહીને આવું તેમાં શું હરકત છે. તેમને કહીશ કે મારે કામ છે તે માટે જરા બહાર જઇને હમણાં આવું છું."

વ્હાલબાઇ આમાં વાંધો કાઢી શકી નહિ; એટલે વિલસુ નવિનચંદ્રના ઓરડામાં ગઇ. જુએ છે તો નવિનચંદ્ર નિંદ્રાધીન છે એટલે તેણી પાછી બહાર ગઇ અને વ્હાલબાઇની સાથે ચંચળ જે ઓરડામાં તેણીની રાહ જોતી હતી ત્યાં ગઇ. તેણીને ચંચળની પાસે બેસાડીને વ્હાલબાઇ ત્યાંથી ચાલતી થઇ એટલે ચંચળે કહ્યું:-"આવ બ્હેન વિલસુ--મ્હારી પાસે બેસ. મારે તારી સાથે કાંઇ જરૂરની વાત કરવાની છે."

તે ઓરડામાં ચંચળ સિવાય બીજું કોઇ નહોતું. વિલસુ ચંચળને પુરી ઓળખતી પણ નહોતી. તેણી માત્ર એટલુંજ જાણતી હતી કે તેણી નવિનચંદ્રની કાંઇ સગી છે અને તેની માતા સાથે નવિનચંદ્રની ખબર લેવા આવી હતી. નવિનચંદ્રની સગી હોવાને લીધે તેણી ચંચળની સાથે વધારે માનપુર્વક વર્તતી હતી. પણ તેણીને એવી ખાનગી વાત શું કરવાની હશે તેનો જરાપણ ખ્યાલ વિલસુને નહોતો. તેથી તે જાણવા તેણી વધારે ઉત્સુક બની અને પુછયું:--"આપની શી આજ્ઞા છે?"

ચંચળઃ--"હું જે પુછું તેનો સાચ્ચોજ જવાબ આપવાની

હોય તો પુછું."

વિલસુઃ-"મને આપની સાથે જુઠું બોલવાનું શું કારણ? અને કારણ હોય તો પણ હું જુઠું બોલતીજ નથી."

ચંચળઃ-"વારૂ ત્યારે તું સોગંદ ખા કે હું તને જે કાંઇ કહું તે કોઇને પણ તું નહિ કહે. ત્યાર પછી મારે જે કહેવાનું હશે તે કહીશ. પછી તે માનવું ન માનવું તે તારી મરજીની વાત છે. સારૂં માઠું સમજવાનું કામ તારૂં પોતાનું છે."

સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે ચંચળ શું કહેવા માગે છે તે જાણવાનાં કુતુહળમાં પોતે કેવી રીતે વચનથી બંધાઇ જાય છે તેનો વિચાર સરખો પણ વિલસુને આવ્યો નહિ અને પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું કે "તમે જે કાંઇ કહેશો તે કોઇની પણ આગળ હું કહીશ નહિ."

ચંચળઃ-"ખરૂં કહે તું નવિનચંદ્રને ચાહે છે?"

વિલસુઃ-"તે પુછવાનું તમારે શું કામ?"

ચંચળઃ-"હું તેની સગી છું-અને તેના હીતને ખાતરજ હું પુછું છું."

વિલસુઃ-"અને હું ના પાડું તો?"

ચંચળઃ-"તો તે હું માનુંજ નહિ."

વિલસુઃ-"કારણ!"

ચંચળઃ-"સ્ત્રી સ્ત્રીનું હ્રદય વધારે સારી રીતે સમજી શકે છે."

વિલસુઃ-"કેવી રીતે! તમે શું સમજ્યાં?"

ચંચળઃ-"સ્ત્રી જાતિનો સ્વભાવ છે કે પોતે જેને ચાહતી હોય તેને ખાતર પોતાનો સ્વાર્થત્યાગ કરે છે--બીજાંને ખાતર નહિ. તું નવિનચંદ્રને ચાહે છે તેથીજ જગતની પરવા કર્યા વિના આ પ્રમાણે તેની સેવા કરી રહી છે."

વિલસુઃ-"તમારા ધ્યાનમાં એમ આવતું હોય તો સમજો કે હું તેમને ચાહું છું."

ચંચળઃ-"તો તેને તારે ભૂલી જવો પડશે!"

વિલસુઃ-(અજાયબી સાથે) "પણ તેનું કાંઇ કારણ?"

ચંચળઃ-“ તારાં પોતાનાંજ ભલાને વાસ્તે!”

વિલસુઃ-“ હમણાંજ તમે કહ્યું કે નવિનચદ્રંજીને ચાહું છું તે તમે જોઇ શકયાં છો--તો પછી તેમને કેમ ભૂલી શકાય!”

ચંચળ વિલસુ તરફ જોઇ રહી હતી. તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં, પણ તેણીએ જરા મગરૂરીથી કહ્યું:-“ તારાં અને નવિનભાઇનાં કુળનો--ઘરબારનો વિચાર કર--તને લાગે છે કે તેનાં માબાપ તારી સાથે તેનાં લગ્ન થવા દેશે? આવા પ્રેમનું પરિણામ એકજ હોઇ શકે--અને વ્યભિચારનું પાપ કેટલું ભંયકર છે તે તો તું જાણે છે!”

વિલસુઃ-“ એટલું સમજવાની તો મારામાં પણ શકિત છે!”

ચંચળ-“ ત્યારે કઇ આશાથી તું નવિનચંદ્ર સાથે પ્રેમમાં પડી છે!”

વિલસુઃ-“શું પ્રેમ કોઇ જાતની આશાથીજ થાય છે! પ્યાર આંધળો છે તે નથી જાણતાં!

ચંચળઃ-“પણ તારાં નવિનંચદ્ર સાથે લગ્ન થવાની આશાજ નથી તો—”

વિલસુઃ “ પણ મને આશા મળી છે તો!”

આ સાંભળતાંજ ચંચળ ગભરાઇ ગઇ અને પુછયું:-“શાની આશા?”

વિલસુઃ-“એમના ચરણ સેવવાનો અધિકાર મેળવવાની.”

ચંચળ-“ શું નવિનચંદ્ર તારી સાથે લગ્ન કરવાનું કહે છે?”

વિલસુઃ-જુઠું બોલવાનો મારો સ્વભાવ નથી, માટેજ હા કહું છું. પણ મારી આપને આગ્રહપૂર્વક વિનંતિ છે કે એ વાત કોઇ આગળ કરશો નહિ. વખત આવે એઓ પોતેજ તે વાત જાહેર કરશે.”

ચંચળનાં તો જાણે આ સાંભળીને સોએ વહાણ ડુબી ગયાં. તેણીને હવે બાજી બદલવાની જરૂર લાગી. તેણીએ વિલસુને પાસે બેસાડી તેણીના માથાં પર હાથ મુકી જાણે પોતે કેટલીય તેણીને ચહાતી હોય તેવા સ્વરમાં કહ્યું:-“ વિલસુ તું સુરા છે સ્ત્રી છે. સ્ત્રીનું હ્રદય સમજી શકે છે માટેજ કર-

ગરીને તને કહું છું કે નવિનચંદ્રને પાયમાલ થવા દઇશ નહિ. તેની માન મર્યાદા-જમીન જાગીર તેની આબરૂ-પ્રતિષ્ઠા એ સર્વ નષ્ટ થવા દઇશ નહિ. જો તું તેને ખરા દિલથી ચાહતી હોય તો તેની સાત પેઢીની આબરૂ--માન--મર્યાદા તેની પાસે રહેવા દે. તેના બાપદાદાની જાગીરનો માલીક બનીને માબાપની આંખ ઠારવા દે!"

વિલસુ તો આનો કાંઇ અર્થ સમજી શકી નહિ. તેણી કૌતુહલપૂર્ણ નયનોથી ચંચળના મુખ સામે જોઇ રહી અને પુછયું:-"આપનો કહેવાનો ભાવાર્થ હું સમજી શકતી નથી. બનવા જોગ છે કે મારી સાથે લગ્ન કરવાથી લોકોમાં તેમને માટે વાત થાય. કદાચ તેમની આબરૂને આંખ લાગે પણ તેથી તેમની બાપદાદાની જાગીર અને એમનું પ્રભુત્વ શી રીતે નષ્ટ થાય તે મારા સમજવામાં આવતું નથી. તમારૂં શું એમ માનવું છે કે મારી સાથે લગ્ન કરવાથી એમના પિતાજી વારસામાંથી બાતલ કરશે?"

ચંચળ:-"પિતા, પુત્રને એમ સહેલાઇથી વારસામાંથી બાતલ તો ન કરે--પણ જો નવિનચંદ્ર તારી સાથે પરણે તો તેના પિતાને ભીખારી થવાનો વખત આવશે. તેના કુટુંબને ભૂખે મરવાનો વખત આવશે અને બાપદાદાના વખતથી ચાલ્યા આવેલાં ઘરબાર જાગીર સદાને માટે બીજાના હાથમાં ચાલ્યાં જશે."

વિલસુ:-કૃપા કરીને આપ શું કહો છો તે સ્પષ્ટ રીતે સમજાવો."

ચંચળ:-"તો સાંભળ. જો તું નવિનચંદ્રને ખરા અંતઃકરણથી ચાહતી હોય તો તેનું ભલું થાય એમ કર. નવિનચંદ્રના પિતા બાલેમાલ કરજદાર છે તેના બદલામાં તેમની તમામ મિલ્કત, જાગીર વગેરે ગીરો મુકાયલાં છે. તેમનું પોતાનું રહેવાનું ઘર-દેશાઇજીની હવેલી પણ ગીરો મુકાઇ ગઇ છે. તે કરજ અને તેનું વ્યાજ એટલાં વધી ગયાં છે કે તેમનું કુટુંબ

પહેરેલે લુગડે બહાર નીકળે તો પણ કરજ ભરપાઇ થઇ શકે નહિ. અને કરજ ભરવાનો બીજો કોઇ રસ્તો નથી."

વિલસુ:-"પણ મારી સાથે લગ્ન કરવાથી મામલો વધારે શી રીતે બગડશે? હું દરિદ્રાવસ્થામાં મોટી થઇ છું-એટલે મોજશોખની કોઇ ચીજની મારે જરૂર નથી. ઉલટું મારા જેવી ગરીબીમાં ઉછરેલી સ્ત્રી હોય તો તેમને વધારે ઠીક પડે. વળી ઘરનું દરેક કામકાજ હું જાતે કરી શકું છું એટલે નોકરની પણ તેમને જરૂર નહિ."

ચંચળ:-"પણ તારી સાથે લગ્ન નહિ કરવાથી તેની તમામ સંપત્તિ બચી શકે છે!"

વિલસુ:-"તે કેવી રીતે?"

ચંચળ:-"અલકરંભાના પિતાએ નવિનચંદ્રના પિતાને તેમની જાગીર મિલકત વગેરે ગીરો રાખી રૂપીઆ આપ્યા છે. અત્યારે નવિનચંદ્રનો વિવાહ અલકરંભા સાથે કરવાની વાતચીત ચાલે છે! અને અલક એના બાપની એકની એક દીકરી છે."

વિલસુ:-"ત્યારે શું વિવાહ થયા બાદ દુર્લભજી પટેલ જમાઇની મિલકત પરથી પોતાનો હક્ક ઉઠાવી લેશે?"

ચંચળ:-"એમાં કાંઇ સંદેહ નથી."

વિલસુ આ સાંભળી ઉંડા વિચારમાં પડી ગઇ. પછી હૃદયની જ્વાળા હૃદયમાંજ દબાવી બોલી:-"આપણામાં તો બે સ્ત્રીઓ થઇ શકે છે."

ચંચળ:-"એ વાત ખરી; પણ અહિં તેવું બની શકે તેમ નથી. તેનું કારણ તને સમજાવું એટલે તું પોતે પણ તે કબુલ કરશે. વાત એમ છે કે જ્યારે દુર્લભજી પટેલે દેશાઇજીની જાગીર મીલકત વગેરે ગીરો રાખી પૈસા આપ્યા ત્યારે તે ગીરોખત અલકરંભાના નામનું કરાવ્યું હતું. તેનું કારણ એમ જણાવ્યું હતું કે તેણે આપેલા રૂપીઆ અલકની માતાના હતા અને તેથી ગીરોખત પણ તેણીના નામનુંજ થવું જોઇએ. એટલે અલકના નવિનચંદ્ર સાથે લગ્ન થયા પછી પણ જાગીર

મિલ્કત સૌ કાંઇ છે તે બધું અલકના નામપરજ રહેશે અને તેનાં છોકરાં તેના વારસ થશે. એટલે જો નવિનચંદ્ર બીજી સ્ત્રી કરે તો જાગીર મીલ્કતની માલીક તો અલકજ રહે!"

વિલસુ:-"વારૂ એ તો પરિસ્થિતિની વાત થઇ. હવે અવસ્થા શું છે?"

ચંચળ:-"અવસ્થા તો તારી તરફેણમાં છે. પરંતુ તું શાણી છે-સમજુ છે. એટલે જેને તું ખરાં દિલથી ચાહે છે તેને ખાતર-તેનાં કુટુંબની આબરૂને ખાતર તારે એટલો ભોગ આપવાની તારી ફરજ છે એટલું તો તું સમજી શકે છે."

વિલસુ:-"મારે શું કરવું અને શું નહિ તે વાત પછી-તેનો વિચાર આગળ થશે. પણ અત્યારની અવસ્થાની વાત કરો."

ચંચળ:-"અવસ્થા એ છે કે નવિનચંદ્ર અલક સાથે લગ્ન કરવા બીલકુલ રાજી નથી."

વિલસુ:-"પણ તેનું કાંઇ કારણ? અલક સુંદર છે--ભણેલી છે--પૈસાવાળી છે!"

ચંચળ:-" નવિનચંદ્રનું કહેવું એમ છે કે અલકનો બાપ તેના પૈસાના બળથી તેને ખરીદી લે છે. વળી એ લગ્ન કર્યા પછી પણ મીલ્કત જાગીરની માલીક તો અલકજ રહેશે પોતે નહિ. જ્યારે સંસારનો નિયમ એવો છે કે સ્વામી સ્રીનું ભરણ પોષણ કરે ત્યારે આમાં તો મામલો ઉલટોજ થાય છે. તેથી તે અલક સાથે પરણવામાં સંમત નથી. ભલે જાગીર મિલ્કત જાય પણ તે જતાં પણ કરજનાં બંધનમાંથી તો છુટશે. જે કાંઇ પોતે ભણ્યા છે તેના પ્રતાપે સામાન્ય ગૃહસ્થની માફક આબરૂ ભેર પોતાનો અને પોતાનાં કુટુંબનો નિર્વાહ કરવાની તેમની મરજી છે."

નવિનચંદ્રના સ્વતંત્રતા માટે આટલા ઉન્નત વિચારો જાણી વિલસુને તેને માટેના માનમાં વધારો થયો. પણ તેનાથી ઉંડો નિઃશ્વાસ નાંખ્યા વિના રહેવાયું નહિ. તેના પર થતી

અસર ચંચળ બરાબર સમજી શકી અને તે અસર વધારે ઉંડી કરવા બોલી:-"આવા મોટા માણસ ન્યાત જાતમાં અગ્રેસર સરકાર દરબારમાં માન આબરૂ પામેલા જાગીરદારને પોતાની માન-મર્યાદા છોડી નોકરીનું દાસત્વ સ્વીકારી પોતાનો નિર્વાહ કરવો પડે તેવો વખત જોવા તેમના કયાં સ્વજનને દુઃખ નહિ થાય? આવે વખતે સ્વજનનો ધર્મ એ છે કે આવા જુના ખાનદાનની આબરૂ માન જળવાઇ રહે. એમનાં આખાં કુટુંબનો-સ્વજનોનો સ્નેહી સંબંધીઓનો પણ એજ મત છે કે ગમે તેમ કરીને નવિનચંદ્રના અલકરંભા સાથે વિવાહ થઇ જાય તો સારૂં! પણ એમાં ખરેખરી મુશ્કેલી તારીજ છે! તું તેને ચાહે છે! એટલુંજ નહિ નવિનચંદ્ર તારી સાથે લગ્ન કરવા આતુર થઇ રહ્યો છે. પણ બહેન વિલસુ, યાદ રાખજે કે તેમ કરવાથી તારા પ્રેમપાત્રનું સર્વનાશ થઇ જશે અને દુનીઆ આખી તને પ્રેમીનું સત્યાનાશ વાળનાર તરીકેજ ગણશે"

વિલસુ બીચારી આ બધું મુંગે મોઢે સાંભળી રહી હતી. તેના હ્રદયના તાર ઝણઝણી રહ્યા હતા. આખરે એક ઉંડો નિસાસો નાંખતાં તેણી બોલી:-"ત્યારે મારે હવે શું કરવું!"

"તારે શું કરવુંજ એજ મોટો સવાલ છે ને," ચંચળ તેણીના તરફ સહાનુભૂતિ દર્શાવતાં બોલી.-"પણ જેને તું ચાહે છે-જેને ખાતર તું તારા પ્રાણની પણ દરકાર નહિ કરે તેને ખાતર તેને એકલાને ખાતર નહિ પણ તેનાં વૃદ્ધ માતપિતાને ખાતર-તેમનાં પુરાણાં પંકાયલા નામ-આબરૂને ખાતર તારે પણ કાંઇ કરવું તો જોઇએ."

વિલસુઃ-"કાંઇ પણ કરવુ જોઇએ-એટલે શું?"

ચંચળ:-"એજ કે નવિનચંદ્રને ભુલી જવો-છોડી દેવો જોઇએ."

વિલસુ:-"તમે તો મને જે બની શકે નહિ તે કરવાનું કહો છો. તે કેમ થાય. બીજું તમે જે કહો તે કરવા તૈયાર છું."

ચંચળ–"ત્યારે તું એમ કર–એમની પાસે હવે પછી નહિ જવાની પ્રતિજ્ઞા કર."

વિલસુઃ–"પણ હું નહિ જાઉં, તો પણ એ કાંઇ મને બોલાવ્યા વિના રહેવાના હતા."

ચંચળઃ–"બોલાવે તો પણ નહિ જવું–એ તો તારા હાથમાં છે. એમની નજરે પડવુંજ નહિ અને એવી રીતનું વર્તન રાખ કે તે એમ સમજે કે હવે તું તેમને ચાહતીજ નથી. એટલું તો તું જરૂર કરી શકે."

ગરીબ બીચારી વિલસુ! ચંચળની વાગ્જાળમાં આખરે તે ફસાઇ. પોતાના પ્રેમપાત્રને આટલી નામોશીમાંથી બચાવવાની તેને ખરેખરી જરૂર દેખાઇ. તેણીએ બળતાં હૃદયે જવાબ આપ્યો:–"હા એમજ કરવાની જરૂર છે હું તેમ કરીશ આપના સમક્ષ હું પ્રતિજ્ઞા કરૂં છું કે, હું આપના કહેવા મુજબજ વર્તીશ."

ચંચળને પોતાની બાજી સફળ થતી જોઇને વધારે હિંમત આવી અને બોલી:–"માત્ર આટલી પ્રતિજ્ઞાથીજ કાર્ય સફળ થવાનું નથી--બીજી પણ પ્રતિજ્ઞા લેવી પડશે–પણ પહેલાં તારૂં કર્તવ્ય શું છે તે મને કહે. કેમકે નવિનચંદ્રના કુંટુબનો અને તમામ પરિસ્થિતિનો ઇતિહાસ હવે તું જાણી ચુકી છે."

વિલસુઃ–"મારૂં કર્તવ્ય બીજું શું હોઇ શકે? જે કરવાથી એઓ સુખમાં રહે–જે કરવાથી એમનાં માન–મર્યાદાનું રક્ષણ થાય–જેનાથી એમના માત પિતાનો એમના ઉપર પ્રેમ વધે તે કરવું એ મારૂં કર્તવ્ય છે. તેમાં વિઘ્નરૂપ ન થવું એજ મારી ફરજ છે, મારો ધર્મ છે! અને તે પાળવાની હું ફરીથી પ્રતિજ્ઞા કરૂં છું."

ચંચળ:–"ખરેખર હવેજ મારી ખાત્રી થઇ કે તું નવિનચંદ્રને ખરા દિલથી ચાહે છે."

વિલસુઃ–"હવે મને રજા છે?"

ચંચળ–"ભલે હવે તારે જવું હોય તો જા પણ તારી પ્રતિજ્ઞા યાદ રાખજે" વિલસુ ચંચળને પગે લાગી

જવા ઉઠી. પોતાને પ્રણામ કર્યા તેથી ચંચળે તેમ કરવાનું કારણ તેણીને પુછ્યું: એટલે વિલસુએ કહ્યું, "આપને હું સદાએ પ્રણામ કરીશ. કારણ કે આપ મારાં ગુરૂ છો. સ્ત્રી પ્રેમનું વાસ્તવિક શિક્ષણ આજસુધી કોઇએ મને આપ્યું નહોતું. આજેજ મને સમજાયું કે આત્મબલિદાન એજ સ્ત્રીના પ્રેમનું ઉત્તમ સ્વરૂપ છે. પરંતુ માતાજી, જેવી રીતે આપે આજે મને શિક્ષણ આપ્યું તેવીજ રીતે મને આશીર્વાદ આપો કે મારે આપવાનું બલિદાન આપવામાં હું પાછી હઠું નહિ. ગુરૂ સંચારિત શકિત વિના શિષ્ય કદી પણ આધ્યાત્મિક જીવન ગુજારી શકે નહિ."

આ શબ્દો સાંભળી ચંચળની આંખમાં પણ પાણી આવી ગયાં. તેણીએ આંખમાંના આંસુ લુછતાં વિલસુના માથા પર હાથ મુકી આશીશ આપી એટલે વિલસુ ત્યાંથી ગઇ. તેની આંખમાં પણ આંસુ હતાં. પણ તે લૂછી જરા સ્વસ્થ થઇ તેણી પટેલના ઘરની બહાર નીકળી. રસ્તામાં વ્હાલબાઇ મળી. તેણીને ઉભી રાખી વિલસુએ કહ્યું:–" વ્હાલબાઇ, મારા જવા બાદ છોટા દેશાઇજીને કહેજો કે વિલસુ ગઇ-તે હવે આવવાની નથી.

વ્હાલબાઇ:–"પણ તે કારણ પુછે તો શું કહું?"

વિલસુ:–" કહેજો કે મરજી! મારે ઘેર મને બોલાવવા કોઇને મોકલશો નહિ"

વ્હાલબાઇ:–"વારૂ-કહી દઇશ."

વિલસુ ત્યાંથી સીધી પોતાને ઘેર ગઇ. વ્હાલબાઇને તેણીએ કહાવેલો સંદેશો સાંભળી અચંબો લાગ્યો. પણ "પીડા ગઇ" સમજી ખુશી થતી તે સમાચાર અલકરંભાને આપવા તેણીના ઓરડા તરફ ગઈ. તેણીને લાગ્યું કે "ચંચળ બાઇએ આબાદ એનો રસ્તો કરી નાંખ્યો જણાય છે!"

# પ્રકરણ ૧૯ મું.

આકાશ તદ્દન નિર્મળ હતું. સંધ્યા સમય વીતી ગયો હતો. ચંદ્રમા પૂર્વ દિશામાં ગોળાકારમાં પૂર્ણ પ્રકાશીત થઇ શીતળ રશ્મીઓથી જગતૂને શાંતિ આપી રહ્યા હતા. સુગંધી-વાયુ સણુસણાટ કરતો વાતો હતો અને ઝાડનાં પાંદડાંને હલાવી રહ્યો હતો. દુર્લભજી પટેલના ઘરની આસપાસના બગીચામાં અર્ધ ખીલેલાં પુષ્પોમાંથી મીઠી સુગંધી ચારે બાજુ ફેલાઇ રહી હતી. આ વખતે ચંચળ ધીમે પગલે નવિનચંદ્રના ઓરડામાં દાખલ થઇ પલંગ પાસેની એક ખુરશી પર બેઠી અને તેની સાથે વાતે વળગી.

ચંચળ:-"કેમ ભાઇ, હવે કેમ લાગે છે?"

નવિનચંદ્ર અત્યાર સુધી બીજી બાજુ પડખું કરી સુઇ રહ્યો હતો. તેણે મ્હોં ફેરવી જવાબ આપ્યો:-"ઠીક છે. સંધ્યા-કાળ પહેલાંજ જરા બગીચામાં ફરી હમણાંજ અહિં આવ્યો. મને લાગે છે કે હવે બે ચાર દિવસમાં ઘેર જઇ શકાશે."

ચંચળ:-"તમારા પિતાજીની તબીઅત પણ નરમ ચાલે છે. તમારા ઘેર જવાથી તેને પણ ઠીક લાગશે. તમારી તબીઅત આવી હોવાથી તમારી માતુશ્રી મને અહિં મુકીને ગયાં. તમને લીધા સિવાય હું કાંઇ ત્યાં જવાની નથી."

નવિન:-"પિતાજીને મળવા મારૂં દિલ બહુજ ઉદ્વિગ્ન થઇ રહ્યું છે. ભાગ્યની ગતિ તો જુઓ! દુર્લભજી પટેલ સાથે લેણુદેણુ સંબંધી વાતચીત કરી તેજ દિવસે પાછા ફરવાના ઇરાદાથી અહિં આવ્યો હતો અને આ આફતમાં આવી પડયો."

ચંચળ:-"એ બધું અદૃદશાનું કારણ છે. પણ ભાઇ, હું તમને એક વાત પુછવા આવી છું."

નવિન:-"શું પુછવા આવ્યાં છો?"

ચંચળ:-"એ વાત તો તમને પણ ખબર હશે કે, અલક-રંભાની સાથે તમારા વિવાહ કરવાની વાત આજે કેટલો વખત થયાં ચર્ચાયા કરે છે."

નવિન:-"હા-એ મારા જાણુવામાં છે."

ચંચળ:-"દુર્લભજી પટેલની ઉત્કૃષ્ટ ઇચ્છા છે કે અલકનાં લગ્ન તમારી સાથે કરી નાંખવાં."

નવિન:-"એમાં નવું કાંઇ નથી. ઘણા દિવસ થયાં એ વાત મારે કાને આવી ચુકી છે."

ચંચળ:-"પણુ એક નવી વાત પણ છે!"

નવિન:-"તે વળી શું છે?"

ચંચળ:-"અલકરંભા તમને પ્રાણુથી પણ વધારે ચાહે છે."

નવિન:-"તે તમને કેમ ખબર પડી? તમે કાંઇ પરીક્ષા કરી જોઇ?"

ચંચળ:-"અંતિમ પરિક્ષા થઇ ચુકી છે!"

નવિન:-" અંતિમ પરીક્ષા શી રીતે થઇ?"

ચંચળ:-" જે દિવસ તમારી તબીઅત વધારે બગડી હતી-ખુદ ડાકટરે પણુ તમારી આશા મૂકી દીધી હતી-તે દિવસે અમે પણુ અહિં આવી પહોંચ્યાં હતાં. તે દિવસે જ્યારે ડૉકટરે એમ કહ્યું કે, તમારો જીવનદીપ અરધા કલાકમાં હોલવાઇ જશે ત્યારે તમારી માતાના આક્રંદનો પાર રહ્યો નહિ. અમે બધાં પણુ ગભરાઇ ગયાં હતાં. તે વખતેજ અલકે ઘરના ચોકમાં જઇને અફીણુ ખાઇ લીધું."

નવિન:-"હા--અલકરંભાએ અફીણુ ખાધું હતું એ વાત મારે કાને આવી હતી; પણુ શું કારણુથી અફીણુ ખાધું હતું તે ખબર પડી નહિ."

ચંચળ:-"તમારૂં મૃત્યુ તેનાથી સહન થતું નહોતું; તેથી તેણે અફીણુ ખાધું હતું."

નવિન:-" કેમ! મારે અને તેણીને શું સંબંધ?"

ચંચળ:-" તમારી સાથે તેનો વિવાહ નક્કી થઇ ચુકયો છે; તેથી તમારી અનુરાગિણી બની છે."

નવનિ:-" એ કાંઇ ઠીક ન કહેવાય."

ચંચળ:-" શું ઠીક ન કહેવાય?"

નવિનઃ-" વારૂ; તમને કેમ ખાતરી થઇ કે અલકરંભાએ મારૂં મૃત્યુ સહન નહિ શકવાના કારણથીજ અફીણ ખાધું હતું? એમ કરવાનું બીજું કાંઇ કારણ કેમ ન હોય?"

ચંચળઃ-" તે તો હોઇ પણ શકે. પરંતુ અલકે અફીણ ખાતાં પહેલાં જે કાંઇ પ્રાર્થના રૂપે કહ્યું હતું તે તેનું પુરતું પ્રમાણ છે."

નવિનઃ-" તેણીએ શું કહ્યું હતું?"

ચંચળઃ-" તેણીએ કહ્યું હતું કે એમના મૃત્યુના સમાચાર મારાથી નહિ સંભળાય; તેથી હું એમની આગળ જાઉં છું. માટે હે પ્રભુ! આને પાપ ગણુશો નહિ."

નવિનઃ-" પણ એ સાંભળ્યું કોણે?"

ચંચળઃ-"વાલબાઇએ. એ સાંભળ્યું ત્યારે તો દોડીને તેણીનું મોઢું પકડી લીધું."

નવિનઃ-"મને તો એ બધું 'શેરડીવાળાનો સાક્ષી ગંડેરી વાળો' જેવું લાગે છે!"

ચંચળને આ જવાબ સાંભળી બહુ માઠું લાગ્યું. તેણીએ ભૃકુટી ચઢાવી કહ્યું, " આવે વખતે તે આવી બનાવટ થઇ શકતી હશે? શું ન્યાતમાં બીજું કોઇ એને પરણુનાર નહોતું મળવાનું? કેમ જાણે તમારી સાથે પરણવાને ખાતર તેણીને ફીતુર કરવાની જરૂર હોય? અને જ્યારે ડૉકટરે તમારી આશા છોડી દીધી તે સમયેજ એને એવું ફીતુર કરવાની કાંઇ જરૂર?"

નવિનઃ-" વારૂ; માની લો કે અલકરંભા મને ચાહે છે. તેથી મારે શું કરવું?"

ચંચળઃ-" વળી બીજું શું કરવાનું હોય-તમારે એની સાથે પરણવું."

નવિનઃ-"પણ મારાથી એની સાથે પરણી શકાય તેમ નથી."

ચંચળઃ-"પણ તેનું કાંઇ કારણ?"

નવિનઃ-"સ્રીની સંપત્તિ પર તાગડધીન્ના કરવાનું-અન્ન-વસ્ત્ર માટે પણ સ્રીના આભારી રહેવાનું મારાથી બની શકે નહિ-માટે."

ચંચળઃ-"એમ તો કંઇક વેપારીઓ પોતાની મીલ્કત બાઇડીના નામ પરજ રાખે છે-તે ?"

નવિનઃ-"એ મીલ્કત પતિએ સ્રીને આપેલી-જ્યારે અલકરંભાની તેના પિતાએ આપેલી-એમાં કાંઇ ફેર ખરો કે નહિ ?"

ચંચળઃ-"પણ વિવાહ થયા પછી તમારી મિલ્કત અલક તમારા નામ પર કરી આપે. પછી કાંઇ ?"

નવિનઃ-"એટલે પત્નિનું દાન લેવું ! એ તો જેને મનને સમજાવવું હોય તેને માટે છે !"

ચંચળઃ-"વારૂ, ત્યારે વિવાહ થવા પહેલાંજ તમારૂં કરજ ભરપાઇ કરી તમારી મિલ્કત છુટી કરી આપે તો ?"

નવિનઃ-"કરજના રૂપીઆ આપ્યા વિના માણસ કરજથી મુકત થઇ શકતો નથી."

ચંચળઃ-"ભાઇ, તમારાથી તો હારી. ત્યારે તમારો વિચાર શું છે ?"

નવિનઃ-"એજ કે અલકરંભા સાથે મારાથી લગ્ન નહિ થઇ શકે."

ચંચળઃ-"તો તમારી મિલ્કત-તમારી રહેવાની હવેલી સુધ્ધાં-અલક વેચાવી નાંખવા ધારે તો વેચાવી શકે-તેનો કાંઇ વિચાર ખરો કે ?"

નવિનઃ-"કરજના રૂપીઆ ન ભરાય તેની મિલ્કતના એજ હાલ થાય છે. તેમાં નવું શું છે ?"

ચંચળઃ-"પછી કુટુંબના નિર્વાહનું શું ?"

નવિનઃ-"મજુરી કરતાં પણ નિર્વાહ નહિ કરી શકું એવો નમાલો હું છું એમ ધારો છો ?"

ચંચળઃ-"પણ તમારાં વૃધ્ધ માતપિતાનો કાંઇ વિચાર કર્યો ?"

નવિનઃ-"મારી મહેનતથી હું તેમનું પોષણ કરીશ. જે લોકો પાસે જમીન-જાગીર નથી તે લોકો શું પોતાનું અને પોતાનાં માતપિતાનું પોષણ કરી શકતા નથી?"

ચંચળઃ-"પણ તમારાં માતપિતાથી આટલી ઉમ્મરે આવું અપમાન સહન નહિ થઇ શકે!"

નવિનઃ-"અપમાન! અપમાન શાનું?"

ચંચળઃ-"આટલા દિવસ જાગીરદારપદ ભોગવેલું-અને તેમની આવી ગરીબ અવસ્થા થઇ જાય-અને થવાનીજ-તો તેનું કષ્ટ તેઓને કાંઇ ઓછું લાગશે?"

નવિનઃ-"તેમનાથી તે કષ્ટ સહન નહિ થાય તો પરદેશ સેવીશું."

ચંચળઃ-"તેમ કરવું તમે ધારો છો એટલું સહેલું નથી."

નવિનઃ-"તે તો વખત આવે વાત. એ કરજ કાંઇ મારૂં કરેલું નથી કે તેને માટે હું જવાબદાર ગણી શકાઉં."

ચંચળઃ-ત્યારે તમારે લગ્ન કરવુંજ નથી?"

નવિનઃ-"લગ્ન શા માટે ન કરવું?"

ચંચળઃ-"ક્યાં-કોની સાથે લગ્ન કરશો?"

નવિનઃ-"તે તો હમણાં શી રીતે કહેવાય?"

ચંચળઃ-"તમારો વિચાર વિલાસુ સાથે લગ્ન કરવાનો નથી?"

નવિનચંદ્ર આ સવાલ સાંભળી એકદમ બેઠો થઇ ગયો અને બોલ્યો, "એ કોણે કહ્યું?"

ચંચળઃ-"એ વાતની ચર્ચા તો ઠેર ઠેર ચાલે છે."

નવિનઃ-"વારૂ, મારો એવો વિચાર હોય તો? તેમાં કાંઇ ખોટું છે?"

ચંચળઃ-"એકવાર નહિ પણ હજાર વાર ખોટું. એ કાંઇ તમારે લાયક કન્યા કહેવાય?"

નવિનઃ-"શા માટે લાયક ન કહેવાય?"

ચંચળઃ-"એનું કુળ શું? એનાં મા બાપ કોણ? તે પણ કોઇ પુરૂં પાધરૂં જાણતું નથી. તેથી તો આવડી થઇ

તો પણ તેની સાથે કોઇ પરણતું નથી."

નવિનઃ-"આ જાતમાં એના જેવી ગુણવતી કન્યા મારા જાણવામાં નથી."

ચંચળઃ-"જાઓ-જાઓ. અલકરંભાની સાથેઃ સરખાવતાં એના ગુણ શું હિસાબમાં?"

નવિનઃ- "એ બીચારી ગરીબ છે-મારી હાલત પણ એવીજ થવાની છે; અને તેથીજ હું તેણીની સાથે વિવાહ કરવાનું વધારે પસંદ કરૂં છું."

ચંચળઃ-"એવે ઠેકાણે લગ્ન કરવાથી ન્યાત જાતમાં તમારી આબરૂ જશે."

"નવીન—"તેની મને પરવાહ નથી!"

ચંચળઃ—"જે તમારે ખાતર આત્મહત્યા કરવા તૈયાર થઇ, જેનામાં રૂપ અને ગુણ બન્ને છે. જે તમારી અનુરાગીણી થઇ છે, જેની સાથે વિવાહ કરવાથી તમારી તમામ રીતે આબરૂ સચવાય છે. તે અલક તમને ગમતી નથી? એની સાથે લગ્ન નહિ કરવાથી તમારા-તમારા કુટુંબના હકમાં બધી રીતે નુકશાન છે."

નવિનચંદ્રે કાંઇ જવાબ આપ્યો નહિ. ચંચળ લડાઇમાં હાર પામેલા સરદારની માફક ઉત્સાહ ભંગ થઇ. બહાદુરીથી પાછી હઠી. ત્યાંથી ચાલી ગઇ.



## પ્રકરણ ૨૦ મું.

તે રાત્રે નવિનચંદ્રે પથારીમાં પડ્યા પડ્યા પુષ્કળ વિચાર કીધો. કહેવાની જરૂર નથી કે તેના વિચાર વિલસુ અને અલકરંભાના સંબંધમાંજ હતા. બહુ બહુ વિચાર કીધો–દરેકે દરેક દ્દષ્ટિબિન્દુથી જોયું પણ આખરે વિલસુનોજ વિજય થયો. તેણીના અપ્સરા સમાન સ્વરૂપના ઉજ્જવળ કિરણોએ નવિનચંદ્રનું હૃદય પ્રકાશમાન કરી દીધું હતું. તેણીનાજ વિચારમાં નવિનચંદ્ર ઉંઘી ગયો.

બીજે દિવસે સ્હેજ મોડેથી નવિનચંદ્ર ઉઠયો. પ્રભાતનો સુમૃદુ મંદમંદ વાયુ તાજાં ખીલેલાં પુષ્પોની સુગંધ ચારે તરફ ફેલાવી રહ્યો હતો. ઝાડપર જાત જાતનાં પક્ષીઓ મધુર ગાન કરી રહ્યાં હતાં. આજુબાજુના મનોહર દ્દશ્યથી તેનું મન પ્રફુલ્લિત થયું અને તેની સુધરતી જતી તબીઅતને લીધે તેને સ્હેજ ફરવા જવાનું મન થયું. હાથ મોઢું ધોયા બાદ હાથમાં લાકડી લઇ નવિનચંદ્ર ઘરની બહાર નીકળ્યો; અને જાણ્યે અજાણ્યે વિલસુના ઘરની દિશામાં ચાલવા માંડયું.

વિલસુના ઘરથી થોડે દૂર તેને બેનાડોશી મળી. તેણીએ નવિનચંદ્રને જોઇ તેની તબીઅતના સમાચાર પુછયા. "તમારી ભાણેજની સેવાચાકરીને પ્રતાપે હવે મારી તબીઅત ઘણી સારી થઇ છે. તમારી સેવાનો બદલો તો વાળી શકાય તેમ નથી છતાં મારી ઉપકારવૃત્તિની નિશાની તરીકે તમારે માટે કાંઇક હું ઘેર ગયા પછી મોકલવા ધારૂં છું."

બેનાડોસી ખુશી થઇ બોલી:–"આપ તો મોટાં માણુસ છો–અમારા જેવા ગરીબના આધાર રૂપ છો. તમારા હાથનો મેલ પણ અમારા જેવાં દરિદ્ર લોકને બહુ છે."

"વિલસુ કયાં છે?"

"હમણાં સુધી તો ઘરમાંજ હતી–અત્યારેજ કોઇ ઠેકાણે ગઇ લાગે છે."

"કયાં ગઇ છે તેની તમને ખબર નથી?"

"નહિરે દેશાઇજી–આજકાલ એનું મગજ ઠેકાણે લાગતું નથી–ક્યાં જાય છે–શું કરે છે તે કાંઇ મને કહેતી નથી."

"હું એને અને તમોને મળવાજ જતો હતો. કેમકે ઘણું કરીને આવતી કાલે સવારમાં હું મારે ગામ જવાનો ઇરાદો રાખું છું. જતાં પહેલાં એકવાર તેને મળવું એવી મારી ઇચ્છા છે માટે આજે સાંજના ફરવા જઇશ તે વખતે તમારે ત્યાં આવીશ. વિલસુને કહેજો કે ઘરમાં રહે."

એનાડોશીને લાગ્યું કે નવિનચંદ્ર જરૂર કાંઇ સારી જેવી રકમ પોતાને ત્યાં થયલી સુશ્રુષા બદલ આપશે. તે વિચારથી પ્રસન્ન થઇ બોલી, "અમારાં ગરીબનાં મોટાં સદ્ભાગ્ય કે આપનાં પગલાં અમારે ઘેર થશે. આપને તસ્દી આપવા કરતાં કહો તો હું વિલસુનેજ આપના મુકામ પર મોકલું ?"

"ના હુંજ તમારે ઘેર આવીશ." નવિનચંદ્રે સમ્મતા દર્શાવી.

"ભલે ત્યારે સાંજના ઘેર રહેવાનું વિલસુને કહી દઇશ"

વિલસુને નહિ મળી શકવાથી નિરાશ થતાં નવિનચંદ્રનું મોઢું ઉતરી ગયું. તેનો ઉત્સાહ ભંગ થયો અને ધીમે પગલે તેણે પોતાના મુકામ તરફ ચાલવા માંડયું. રસ્તામાં તેને ડૉકટર ભગવાનદાસ મળ્યા. પોતાના દરદીને બહાર ફરવા નીકળેલો જોઇ ડૉકટરે તેને તબીઅતની ખબર પુછી. નવિનચંદ્રનો સંતોષકારક જવાબ મળતાં ડૉકટરે બીજે દિવસે તેને પોતાને ઘેર જવાની રજા આપી.

દુર્લભજી પટેલે હજુ બે ચાર દિવસ વધારે રોકાવા આગ્રહ કર્યો, પણ તેના પિતાજીની તબીઅત નરમ હોવાને સબબે કોઇએ વધારે દબાણ કર્યું નહિ.

નવિનચંદ્ર બીજે દિવસે સવારના પોતાને ગામ જાય છે એ ખબર આખા ઘરમાં ફેલાઇ ગઇ. અલકને કાને પણ એ વાત આવી. બપોરે જમીને વામકુક્ષી કરવાની તૈયારી ચંચળ કરતી હતી એટલામાં અલકરંભા ત્યાં આવી. ચંચળે માયાપૂર્વક તેણીને પાસે બેસાડી કહ્યું:–"તમે પણ કાલે જવા ધારો છો ?"

"હાસ્તો બ્હેન–નાના દેશાઇની તબીઅત હવે સુધરી–પણ મોટા દેશાઇજીને હજુ કયાં આરામ થયો છે એટલે મારે પણ ત્યાં જવાની જરૂર છે." ચંચળે જવાબ દીધો.

"તમે જશો એટલે હવે હું એકલી પડીશ–પછી મને નહિ ગમે."

"બ્હેન, મને પણ તારી બહુ માયા લાગી છે. પણ શું કરૂં! ભગવાન કરશે તો થોડાજ વખતમાં તું વજેપુરના દેશાઇજીની હવેલીમાં સદાને માટે આવશે ત્યારેજ મારો જીવ ઠરશે.

અલકરંભા શરમાઇ ગઇ હોય એવો દેખાવ તેણીએ કર્યો; એટલે ચંચળે આગળ ચલાવ્યું: "નવિનચંદ્ર ગમે તેમ મોઢેથી બોલતો હોય પણ મનમાં તો તે તારા રૂપ ગુણ ઉપર મોહિત થયો છે, પણ ગમે તેમ પણ એ મોટાનાં છોરૂ! એ તો જરા માન માગવાની એ લોકોની ટેવ તો ખરીજ. પણ એ તો ચોક્કસ છે નવિનચંદ્ર તારો થશેજ અને તું વજેપુરના જાગીરદારની કુળ-લક્ષ્મી થવાની અને તે કુળનો ઉધ્ધાર પણ તારે લીધેજ થવાનો છે. ત્યાર પછી અમને ભુલી તો નહિ જાય ને?" ચંચળે ચાલાકી બતાવી.

અલકરંભા નિરૂત્તર રહી. તેણીના મુખ પર નિરાશાની છાયા સ્પષ્ટ માલુમ પડતી હતી. તેણીના ચ્હેરા પરથી જણાતું હતું કે ચંચળના આશાવાદમાં તેણીને બહુ વિશ્વાસ નહોતો.

તે દિવસે બપોરે બેનાડોશી અને વિલાસુ પોતાના ઘરમાં વાત કરતાં બેઠાં હતાં. સવારમાં આવવાની વાત કરતાં વિલાસુ સુતેલી બેઠી થઇ ગઇ. એટલે બેનાડોશીએ કહ્યું:–"વિલાસુ, મોટા તે મોટાજ. ભગવાને એમને મોટા બનાવ્યા તે કાંઇ અમથા નહિ. એ લોકોનો સ્વભાવજ ઉદાર–એમની નજર હંમેશાં ઉંચી. એમણે ઘેર જઇને આપણે માટે કાંઇ ભેટ મોકલી આપવાનું આજે કહ્યું હતું."

"મારી ખાતરી છે કે તમે કાંઇ સૂચના કરી હશે."

"એવી તે કાંઇ ગાંડી છું-આપણાથી એવું બોલાય પણ ખરૂં કે? એતો વાત પરથી વાત નિકળતાં એમણે આપણે ચાકરી કીધી તે બદલ ઉપકાર માન્યો અને પોતાની આભારવૃત્તિની નિશાની તરીકે કાંઇક મોકલી આપવાની વાત કરી; અને કહી ગયો છે કે સાંજના આવવાના છે માટે તું ઘરમાં રહેજે. જતાં પહેલાં તને મળવા ઇચ્છા છે."

"ક્યારે જવાના છે?" વિલસુએ આતુરતાથી પુછયું.

"આવતી કાલે સવારમાં."

આ સમાચાર સાંભળતાંજ વિલસુના હૃદયમાં હાહાકાર થઇ ગયો. તે મનમાંજ બોલી "હવે મારે શું? જે મને કદી મળવાના નથી–જેને મારા કરવાની આશા સ્વપ્નમાં પણ રાખવાની નથી. તેમના જવાથી મારૂં શું નુકશાન થવાનું છે?" પણ તેના હૃદયે તેનો ટેકો આપ્યો નહિ. તેના હૃદયમાં તો તોફાન મચી રહ્યું હતું. તે મનને મારવાનો પ્રયત્ન કરતી હતી. પણ તેના તાબામાં નહોતું.

એટલામાં બહારથી કોઇનો આવવાનો અવાજ સંભાળાયો–બેનાડોશી અને વિલસુએ તે તરફ નજર કરી તો હીરજીને દાખલ થતો જોયો.

બેના ડોશીએ થોડા થોડા કરીને પણ ઘણા રૂપીઆ હીરજી પાસે ઉછીના લીધા હતા, અને હજી પણ જ્યારે જરૂર પડે ત્યારે તેની પાસેથી મળવાની ડોશીને આશા હતી. એટલે તેણીએ તેનો આદરસત્કાર કીધો. હીરજીની આંખો જોઇનેજ કોઇ પણ કહી શકે કે તે વિષયી હતો. તેના ચહેરા પર કૃત્રિમ હાસ્ય હતું. તે બેનાડોશીની સામે જઇને બેઠો એટલે વિલસુ ઉઠીને ત્યાંથી બીજા ઓરડામાં જતી હતી તેને અટકાવી ડોશી બોલી:—

"કેમ બેટા વિલસુ ક્યાં જાય છે?"

"મારૂં માથું દુઃખે છે-તેથી મારે સુઇ જવું છે."

"આ હીરજીભાઇ આવ્યા અને તું ચાલી જાય એ કાંઇ ઠીક કહેવાય?"

હીરજી ટકોરમાં બોલ્યો:-"આજ કાલ તમારી વિલસુની ગણુતરી તો મોટા માણુસમાં થાય છે. કહે છે કે જે વખત જાય છે તેમાં તે તો મોટા જાગીરદારનું ઘર શોભાવશે. એટલે હવે સાધારણુ માણુસ સાથે તે શું કામ બોલે?"

વિલસુ આ શબ્દો સાંભળી ખીજવાઇ-છેડાયલી વાઘણુની માફક ઉછળીને બોલી:

"મેં તમને કેટલીવાર કહ્યું કે તમોને બોલતાં ન આવડે તો મારી સાથે બોલવું નહિ. હું તમારી સાથે વાત કરવા-તમારૂં મોઢું પણુ જોવા માગતી નથી."

"અરે એમ તે કાંઇ ચાલે-વિલસુ" હીરજીભાઇએ છાશીયું કરી જવાબ આપ્યો.

"હું અનેકવાર કહી ચુકી છું અને ફરીથી અને છેલ્લીવાર કહું છું કે ગમે તે થાય પણુ હું કદી તમારી સાથ લગ્ન કરનાર નથી. તે કરતાં કુવો તળાવ કરવાનું હું વધારે પસંદ કરીશ. અગર સંસારમાંના તમામ પુરૂષ મરી જાય અને તમે એકલાજ બાકી રહો તો પણુ તમારી સાથે પરણુવા કરતાં મૃત્યુને ભેટવાનુંજ હું વધારે પસંદ કરૂં."

"પણુ તેનું કાંઇ કારણુ? મેં તારૂં શું બગાડ્યું?" હીરજીભાઇએ પ્રશ્ન કર્યો.

"કારણુ? કારણુ એજ કે તમે હૃદયહીન છો-સ્ત્રી હૃદય સમજવાની શકિત તમારામાં નથી."

"નવિનચંદ્ર જેટલી શકિત હમારામાં કયાંથી હોય!" હીરજીએ ટકોર દીધી.

"ખબરદાર! તેમના વિષે એક અક્ષર પણુ બોલ્યા તો તમારી વાત તમે જાણી. તમે તેનું નામ ઉચ્ચારવાને પણુ યોગ્ય નથી."

"કેમ! કેમ! તારા જાગીરદારની બીક બતાવે છે કે શું!"

"મારા જાગીરદાર શું કરવા-આખી જગત જેને જાગીરદાર તરીકે સ્વીકારે છે-માન આપે છે તેની બીક બતાવવાની

જરૂર નથી. તેની બીક તો આપો આપજ લાગે છે. મોઢું ગમે તે કહે પણ અંતર શું કહે છે તે જુઓ."

"વારૂ તે વાત જવા દે-બીજી એક વાત કહું તે સાંભળશે?"

"જેને તમારી વાતો સાંભળવી હોય તેને સંભળાવો-તે તમારો પાડ માનશે તે જુદો."

"પણ મારે તને સંભળાવવી છે-તારાજ લાભની વાત છે. તારા જેવી રૂપવાન-યુવાન નિરાધાર કન્યાને ફસાવવી એ તો મોટા લોકો-શ્રીમંતોના છોકરાઓનું રોજનું કામ છે. તારા પર પ્રેમ દેખાડશે-તારો પ્રેમ આકર્ષી પણ લેશે; પરંતુ અંતે તારી જીંદગી બરબાદ કરશે. એક તો તારૂં નામ હલકું છે તેને પછી કલંક ચોંટયું એટલે તારા શું હાલ થશે તે તુંજ વિચાર કરી લે. તું આટલી બધી મૂર્ખ તો નથીજ કે એવા મોટા જાગીરદારનો એકનો એક છોકરો તારી સાથે લગ્ન કરે! અલબત્ત તેણે એમ કહ્યું તો હશેજ પણ તે માનવું ન માનવું તેનો વિચાર કરવાનું કામ તારૂં છે. છતાં બે માણસોને પુછી ખાત્રી કર. થોડી વાર તો વિલસુ હીરજીનું કહેવું સાંભળી રહી પણ તે વધારે વખત નવિનચંદ્રની નિન્દા સહન કરી શકી નહિ એટલે તેણીએ કકડાટો કર્યો.

"નીતિના પાઠ તમારે મને શીખવવાની જરૂર નથી-તમારા કરતાં તે હું વધારે સારી રીતે જાણું છું-તમારા ઉપદેશની મારે જરાએ જરૂર નથી."

હીરજી:-"હજુ વખત છે તેટલામાં ચેત-મારૂં કહેવું માની જા. લોકોમાં થતી ચર્ચા વધારે ફેલાય અને તારૂં નામ સદાને માટે કલંકિત થાય તે પહેલાં હું તારી સાથે લગ્ન કરવા ખુશી છું. જો તારે સુખી થવું હોય-મને પણ સુખી કરવો હોય તો મારૂં કહેવું માન. હજુ ચોખા દાળ ભળી ગયાં નથી. પછી તો મારાથી પણ લગ્ન નહિ થાય."

આ શબ્દો સાંભળી વિલસુનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. તેણીએ ગુસ્સાથી કહ્યું:-"મેં તમને કેટલીવાર કહ્યું

કે મારે તમારી સાથે પરણવું નથી તે નથીજ. છતાં શા માટે એની એ વાત કરો છો ! તમને આટલી વખત ના પાડવા છતાં નફ્ફટની માફક એની એ વાત કરતાં શરમ નથી આવતી ?”

હીરજી કાંઇક બોલવા જતો હતો પણ તે પહેલાં વિલસુ ઉઠીને ગુસ્સાભેર બીજા ઓરડામાં ચાલી ગઇ. હીરજી તેની પાછળ જોઇ રહ્યો !



## પ્રકરણ ૨૧ મું.

સંધ્યા સમયને ઘણીવાર નહોતી. અસ્ત પામતા સૂર્યનાં કીરણો વિલસુના ઘરમાં ઝાંખો પ્રકાશ નાંખી દીવો પ્રગટાવવાની સૂચના કરી રહ્યાં હતાં. તે વખતે વિલસુ પથારીમાં પડી હતી. ઉંઘવાનો તેનો વિચાર નહોતો અને ઉંઘ આવતી નહોતી એટલે તે વારંવાર પડખાં બદલ્યા કરતી હતી. સૂર્યાસ્ત થવા આવેલો જોઇ તે પથારીમાંથી બેઠી થઇ--બેઠી બેઠી વિચાર કરવા લાગી. તેના વિચારનો પારજ આવતો નહોતો.

તેણીને એના ડોશીએ નવિનચંદ્ર સાંજના આવનાર છે એ વાત કરી હતી, અને તેને ઘરમાં રહેવાને કહેવડાવ્યું હતું. "આવતી કાલે તેઓ પોતાને ગામ જનાર છે તેથી તે મને મળવા--વિદાય લેવા આવતા હશે. મને લાગે છે કે મને તેઓ કહેશે કે "વિલસુ! તારી સાથે લગ્ન કરવાને ખાતર જે અડચણો વેઠવી પડશે તે વેઠીશ, અને થોડાજ સમયમાં તને મારી ધર્મપત્ની બનાવી મારી સાથે લઇ જઇશ. પણ એ વાત સાંભળીને હું શું કરીશ?" વિચારમાળા આગળ ચાલી "તેમના શબ્દો સાંભળી મારૂં દીલ પીગળી જશે તો? તેમની આજીજી મારાથી કેમ સંભળાશે? તેથી ઘરમાંજ ન રોકાવું એ વધારે ઠીક રસ્તો નથી? હું અત્યારેજ રાજેશ્વર તરફ ચાલી જાઉં તો? થોડો વખત હું ત્યાં રોકાઇશ--મહાદેવનાં દર્શન કરી ત્યાંની કુદરતની લીલા નિહાળીશ અને મારી વાટ જોઇ કંટાળીને તેઓ ચાલ્યા જશે એટલે ઘેર પાછી ફરીશ."

થોડીવાર વિચારમાળા અટકી. પાછી શરૂ થઇ. "એમની સાથે લગ્ન કરી એમને બાધારૂપ નં થઇ પડવું એ વાત તો નક્કીજ છે. તો પછી એમની સાથે વાતચીત કરી મારો નિશ્ચય ચળે એવો પ્રસંગ આવવા દેવોજ શા માટે! ઉત્તમ માર્ગજ એ છે કે મારે અહીંથી ચાલ્યા જવું અને મને અહીં નહિ જુએ એટલે એઓ પણ અહીં રોકાશે નહિ."

વિલસુએ એ પ્રમાણે નિશ્ચય તો કર્યો પણ મારે ઘેર મારા સ્વામી આવે અને હું તેમને નહિ મળું એટલે તેમને કેટલું દુઃખ થશે તેને વિચાર આવતાંજ વિલસુની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. વળી બીજો વિચાર આવ્યો "મારે પણ પેટ ભરીને એક વાર એમનાં દર્શન કરી લેવાની ઇચ્છા છે. એમનાં દર્શન કરી લેવાં એમાં તો કાંઇ ખોટું નથી. માત્ર એમની સાથે પ્રેમ કરીને શત્રુકાર્ય નહિ કરૂં. મારે ખાતર એમનું એમનાં આખાં કુટુંબનું અનિષ્ટ નહિ થવા દઉં.

આ પ્રમાણે વિચારમાંને વિચારમાં તે ઓટલા પર બેસી રહી. તેમ કરતાં કેટલો વખત વહી ગયો તેનું તેણીને ભાન રહ્યું નહિ. એવામાં કોઇનાં પગલાં સંભળાયાં. કુદરતી રીતેજ તે સાંભળતાંજ તેનું હૃદય ઉલ્લાસના આવેગથી કંપી ઉઠ્યું. બીજીજ પળે નવિનચંદ્ર ઓટલા પાસે આવી ઉભો રહ્યો; એટલે વિલસુ પણ પોતાનાં વસ્ત્રો સુવ્યવસ્થિત કરતી ઉભી થઇ ગઇ. નવિચંદ્રે બોલવાનું શરૂ કર્યું:-"વિલસુ સવારમાં હું આ તરફ આવતો હતો ત્યાં રસ્તામાંજ માજી મળ્યાં અને તું ઘરમાં નથી એમ ખબર મળી એટલે અરધે રસ્તેથીજ મારે પાછું જવું પડયું."

વિલસુનું મુખ શરમથી લાલચોળ થઇ ગયું. તેણીનો સ્વર કંપતો હતો એમ તેણીને લાગવાથી તે માત્ર એટલુંજ બોલી શકી "કેમ?"

નવિનચંદ્રે સ્હેજ સ્મિત કરી જવાબ આપ્યો, "તને મળવાને તો હું આવતો હતો!"

વિલસુઃ-"આપની કૃપા! હવે આપની તબીઅત સુધરી ગઇ એટલે આપની સાથેની મુલાકાત અકારણ ગણાય-અને લોકોમાં ચર્ચાનું કારણ થાય છે."

નવિનચંદ્રઃ-" હવે લોકોની ચર્ચાથી ડરવાનું શું કારણ છે-જે વખત જાય છે તેમાં હું જાહેર રીતે તારૂં પાણી ગ્રહણ કરનાર છું પછી શું છે?"

વિલસુ નિરૂત્તર રહી. એટલે નવિનચંદ્રે કહ્યું:-" હું

આવતી કાલે સવારે મારે ઘેર જવાનો છું-તે તને કહેવા તારી રજા લેવા આવ્યો છું."

વિલસુ તેના જવાબમાં કાંઇ કહેવા ઇચ્છતી હતી પણ તેનાથી બોલાયું. નહિ તેનો કંઠ રૂંધાઇ ગયો. તેના શબ્દો તેણીના ગળાંમાંજ અટકી બેઠા. અશ્રુપૂર્ણ નયનોથી તે નવિનચંદ્ર તરફ જોઇ રહી.

નવિનચંદ્રઃ-"હવે તો મારૂં સર્વસ્વ કહું તો તે તુંજ છે."

એમ કહી આવેગપૂર્ણ કંપિત હૃદયથી તેણીનો હાથ પકડી રહ્યો. વિલસુ શરમથી નીચું જોઇ રહી હતી. તેણીના મુખમાંથી એક અક્ષર પણ નીકળી શકતો ન હોતો.

નવિનચંદ્રને વિચાર આવ્યો કે આવતી કાલે મારા જવાની વાત સાંભળી તે મારાથી રીસાઇ હશે, અને તેથી અબોલ રહેતી હશે. તેણીને બોલાવવાનો ફરીથી એક વાર પ્રયત્ન કરી-વિરહ સંતપ્ત હૃદય સાથે તે પોતાના મુકામ તરફ વળ્યો.

નવિનચંદ્રના જવાબાદ વિલસુ ત્યાંથી ઉઠી ઘરમાં ગઇ, અને પથારીમાં પડી. તેનું હૃદય ભરાઇ આવ્યું અને તેણી હૈયાંફાટ રૂદન કરવા લાગી. તેણીને હવે પોતાના કાર્ય માટે પસ્તાવો થવા લાગ્યો. "અરેરે મેં મૂર્ખીએ આ શું કર્યું ? જેઓ મારા જીવન સર્વસ્વ છે-મારા હૃદય દેવતા છે એમને મેં નિરાશ કરી પાછા કાઢ્યા. જેને ખાતર મેં નૈવેદ્ય કરી રાખ્યો હતો તે ધરાવવાનું સદ્ભાગ્ય પણ મારી મૂર્ખાઇથીજ મને પ્રાપ્ત થઇ શક્યું નહિ."

વિલસુ પથારીમાંથી ઉઠી બેબાકળી બેબાકળી ફરવા લાગી. જે દિશામાં નવિનચંદ્ર ગયો હતો તે તરફ જોઇ પોકારવા લાગી:"પાછા ફરો! પાછા ફરો! મારા જન્મ જન્માંતરના પ્રિયતમ-મારા હૃદયેશ્વર-પાછા ફરો! મેં મુર્ખીએ બીજાના કહેવા પરથી આપને પાછા કાઢયા. જ્યાં આપ ત્યાં હું! આપના વિનાનું જીવન મારે માટે શૂન્ય છે. બસ-બસ હવે

મારે કોઇનું કાંઇ સાંભળવું નથી-કોઇનું કહેલું કરવું નથી. પાછા ફરો નાથ! પાછા ફરો-આ વિલસુ આપની છે અને સદાએ આપનીજ રહેશે."

આ પ્રમાણે રૂદન કરતી વિલસુ આમ તેમ ફરતી રહી, તો પણ હૃદય શાંત થયું નહિ. તેને વિચાર પર વિચાર આવવા લાગ્યા. હજુ તો નવિનચંદ્રજી રાજપુરમાંજ હશે. હજુ એમના ચરણમાં પડી મારી હૃદયશૂન્યતા માટે ક્ષમા માગવાનો વખત છે. તે મોટા મનવાળા છે અને મારા જેવી અજ્ઞાન અબળાનો અપરાધ જરૂર ક્ષમા કરશે. 'તેઓ દયાળુ છે મારા જેવી અભાગણી પર તેઓ જરૂર દયા કરશે.

વળી વિચારમાળા બદલાઇ. તે મન સાથે વિચારવા લાગી. "મારો તેમના પર અગાધ પ્રેમ છે-તેઓ મારા ઉપાસ્ય દેવતા છે. તો તેમનું અનિષ્ઠ થાય એવું કાર્ય કરવું એ શું મારો ધર્મ છે? મારી સાથે લગ્ન કરવાથી તેમની આબરૂને લાંછન લાગશે-એટલુંજ નહિ પણ તેમની જમીન-જાગીર-જાહોજલાલી પણ જતી રહેશે. તેમને કંગાળ થવાનો વખત આવશે. શું મારે એમનો એવો વખત આવવા દેવો-સાથે રહીને લાવવો? એ શું પ્રેમીને છાજે છે? સ્રી જાત અનેક તરેહનું કષ્ટ સહન કરે છે, તો પોતાના પ્રેમીને ખાતર પોતાના સુખનો ભોગ તે ન આપી શકે? તો મારી ફરજ છે કે તેમના ઉપરના મારા પ્રેમને ખાતર તેમને સુખી કરી તેમની માનમર્યાદા તથા ધન સંપત્તિનું રક્ષણ કરવું. મારા હૃદયદેવતાને દૂરથીજ સુખી જોઇ રાજી થઇશ. તેમનું ધ્યાન ધરી તેમનું અંતરથી પૂજન કરીશ."

તેણીના મનમાં ખાત્રી થઇ કે ખરા પ્રેમી તરીકે મારો ધર્મ આવો છે પણ હૃદય સમજે ત્યારે ને? આવા નિશ્ચયના વિચારથીજ તેણીની અશ્રુધારા ચાલુ થઇ. તેણીના પ્રયત્ન છતાં પણ તે રોકાઇ શકી નહિ. તેણીનું હૃદય ચીરાઇ જતું હતું. તેના દીલમાં પ્રેમાગ્નિ પૂર જોશમાં બળતો હતો તેની જવાળા શી રીતે બુઝાવી શકાય? તેણી અંતઃકરણથી પ્રાર્થના

કરવા લાગી:–"હે પ્રભો! મારા હૃદયને બળ આપો કે જેથી કરીને મારા આરાધ્ય દેવતાનાં ભલાં માટે હું મારા સ્વાર્થનું–મારાં સુખનું બલીદાન આપી શકું. પ્રભુ મારી આટલી અરજ સાંભળજે."

ત્યાંર બાદ તેણી પથારીમાં પડી. મહા પ્રયત્ને તેની આંખોમાંથી વહેતી અશ્રુધારા બંધ થઇ પરંતું હૃદયનું રૂદન બંધ થતું નહોતું.



## પ્રકરણ ૨૨ મું.



આગલાં પ્રકરણમાં જણાવેલી બીનાને પંદર દિવસ થઇ ગયાં. નવિનચંદ્ર-ચંચળ વગેરે વજેપુર રવાના થયાં હતાં. જતાં પહેલાં ચંચળે દુર્લભજી પટેલને એક ભલામણ કરી હતી. તે એમ હતી કે જો અલકરંભા સાથે નવિનચંદ્રના વિવાહ નહિ થાય તો દેશાઇજીના વંશની માનમર્યાદા નષ્ટ થઇ જશે, તેમજ અલકરંભા પણ નવિનચંદ્ર સાથે લગ્ન કર્યા સિવાય જીવી શકે એમ નથી. તેણીનો નવિનચંદ્ર ઉપર કેટલો બધો પ્રેમ છે તે તો તમે જાણો છો-તેને ખાતર તો તે આત્મ-હત્યા કરવા તૈયાર થઇ હતી એટલે તમારી પણ ખાતરી થઇ હશે કે તેણી નવિનચંદ્ર વિના જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરે છે. અત્યારે અલકના લગ્નમાં વિલસુજ વિઘ્નરૂપ રૂપ થઇ પડી છે. વિલસુ રૂપાળી છે-સુશિક્ષિત છે. વળી આટલો વખત નવિનચંદ્રની સેવા કરી તેના પરિચયમાં આવી તેનું મન હરી લીધું છે. વળી નવિનચંદ્રનું પોતાનું વલણ પણ વિલસુ સાથે લગ્ન કરવા તરફ છે. એ વિલસુ જો કુંવારી ન હોત તો આપણને ભય રાખવાનું કાંઇ કારણ નહોતું; કેમકે નવિનચંદ્ર દેવચરિત્ર પુરૂષ છે. ત્યારે હવે શું કરવું ? હવે ઉત્તમ રસ્તો એજ છે કે વિલસુના લગ્ન બીજે કોઇ ઠેકાણે કરી નાંખવાની તજવીજ કરવી. અને તે ન બની શકે તો તેણીને આ ગામમાંથી દુર કરવી. તેમ કરવા માટે જો કાંઇ નાણાંનો વ્યય થાય તો તે તરફ ન જોતાં તે પ્રયત્ન જલદીથી કરવાની જરૂર છે. જો બેના ડોશીને આ ગામ છોડીને બીજે કોઇ ઠેકાણે મોકલી આપવાથી વિલસુ પણ અહીંથી ટળતી હોય તો તેને પણ અહીંથી દુર દેશાવર રવાના કરી દો.

દુર્લભજી પટેલ પૈસાદાર હતા. ગામમાં પણ તેમની આબરૂ સારી હતી. પરંતુ આ કામ શી રીતે પાર ઉતારવું તે તેમને

સુઝતું નહોતું. કદાચ તેનું કાંઇ ગુપ્ત કારણ પણ હોય કે જેને લીધે દુર્લભજી પટેલનું હૃદય વિલસુ સાથે એટલું કઠોર વર્તન ચલાવવાને નારાજ હોય. તે ગમે તેમ હો પણ પટેલની તપાસમાં એટલું તો માલમ પડ્યું કે, વિલસુ સાથે લગ્ન કરવા હીરજી બહુ ફાંફાં મારતો હતો અને તેને માટે ડોશીની ખુશામત પણ બહુ કરતો હતો. આ ઉપરથી પટેલે બીજે દિવસે સવારમાં હીરજીને પોતાને ઘેર બોલાવ્યો; અને પોતે તેની આવવાની રાહ જોતા દિવાનખાનામાં બેઠા. તેમના મુખ ઉપર ચિન્તા તથા યાતનાની કાલીમા સ્પષ્ટ દેખાતી હતી, જે જોતાંજ ચતુર માણસ સમજી શકે કે પટેલ કોઇ તરેહની અવ્યક્ત વેદના અનુભવી રહ્યા છે.

થોડીવારમાં હીરજી આવ્યો. પટેલને નમસ્કાર કરી તેમની સામે ગાલીચા પર બેઠો. જો કે હીરજીને પટેલ સાથે ઝાઝો પરિચય ન હોતો તો પણ ગામના એક સંભાવિત ગૃહસ્થ તરીકે તેમણે જ્યારે તેને બોલાવવા માણસ મોકલ્યો ત્યારે તેમને ત્યાં જવામાં હીરજીને એક જાતનું માન મળતું હતું એમ તે સમજતો હતો તેથીજ તે ત્યાં આવ્યો હતો. દુર્લભજી પટેલે હીરજીને ખબર અંતર પુછી-થોડીવાર આડા તેડા ગામ ગપાટા ચલાવ્યા બાદ પટેલ મુદ્દાની વાત પર આવ્યા. તેમણે કહ્યું:-" જો હીરજી, તારા પિતા સાથે મારે બાળપણની મિત્રાચારી હતી અને તેથીજ તેના કુટુંબને ખરાબ લાગે એવું કાંઇ થતું હોય તો તે અટકાવવાની મારી ફરજ સમજી મેં તને આજે બોલાવ્યો છે."

હીરજી આ સાંભળી જરા ચમક્યો-તેનાં પરાક્રમો (!) અનેક હતાં. તેમાંનાં ક્યા પરાક્રમની વાત કરતા હશે તેનો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે જેથી તેનો બરાબર ઉત્તર દેવાનું બની શકે. એટલામાં પટેલે આગળ ચલાવ્યું:-"આજ-કાલ તારે માટે મારે કાને અનેક પ્રકારની વાતો આવે છે; તે બધીજ ખરી હશે એમ મારૂં કહેવાનું નથી પણ " અગ્નિ વિના ધુમાડો હોઇ શકે નહિ" તેમ તેમાં થોડું પણ

સત્ય હોવું જોઇએ. માટે મારે કહેવાનું એટલુંજ છે કે એ પ્રકારની ચર્ચા કરવાનું લોકોને કારણ નજ આપવું, અને તે માટે પ્રથમ કાર્ય તો એ કરવું જોઇએ કે, તારે ગૃહસ્થાશ્રમી થવાની જરૂર છે. મારા ધારવા પ્રમાણે તારા પિતા સારી મિલ્કત મેળવી મુકી ગયા છે–તેમ આપણી જ્ઞાતિમાં કન્યાની ખોટ નથી. તો તારે લગ્ન કરી નાંખવામાં શું હરકત નડે છે તે સમજાતું નથી."

હીરજીને મનમાં બીક હતી તે આ સાંભળી કાંઇક ઓછી થઇ અને વાર્તાનો વિષય બીજોજ નીકળેલો જોઇ તેને પોતાને તેમાં વધારે રસ પડવા લાગ્યો. તેણે જરા વિવેકનો ડોળ કરી જવાબ આપ્યો:–"મારૂં માનવું છે કે જ્યાં સુધી યોગ્ય કન્યા ન મળે ત્યાં સુધી લગ્ન કરવાં નહિ અને તે કારણથીજ આજ સુધી હું ગૃહસ્થાશ્રમી બન્યો નથી."

"શું આપણી ન્યાતમાં કોઇ કન્યા તમને તમારા યોગ્ય જણાતી નથી?" પટેલે પુછ્યું.

"કન્યા તો છે પણ તે પરણવા માગતી નથી!" હીરજીએ જવાબ વાળ્યો.

"જો હરકત ન હોય તો જણાવશો કે તેને શું વાંધો છે?"

"વાંધો એજ કે તે કહે છે કે મારે પરણવુંજ નથી!"

"પણ તેનાં માબાપનો શું વિચાર છે?"

"તેણીના માબાપ નથી–માત્ર એનાડોશી તેની માની માસી થાય છે અને તેની તો પૂર્ણ મરજી છે. પણ તે કન્યા માને ત્યારેને?"

"કોણ વિલસુ ના પાડે છે? જાઓ મારા ભાઇ. એ કન્યાને રીઝવતાં તમને નથી આવડતું? તમે જરા ઉદારતાથી કામ લો અને હું પછી તમને મદદ કરીશ. જુઓ, પછી તમને કેવા ઘોડે ચઢાઉં છું તે" પટેલે પ્રોત્સાહન આપ્યું.

પટેલને પોતાની વાતમાં આટલો બધો રસ લેતા જોઇને હીરજીને પણ તાજુબી લાગી; અને તેનાથી પુછ્યા વિના

રહેવાયું નહિ:-"આપ મારે ખાતર આ ખટપટમાં પડશો!"

પટેલને લાગ્યું કે પોતે જરાક વધારે ઉતાવળ કીધી; પણ તેણે સમયસુચકતાથી જવાબ આપ્યો:-"મને ખબર મળી કે આપણી ન્યાતની એ છોકરી કન્યાકાળ વિતી જવા છતાં કુંવારી છે. વળી તમારા જેવા ગૃહસ્થના ઘરને એ શોભાવે એવી છે. તો આવો સુયોગ જોવાને ન્યાતના એક વૃધ્ધ તરીકે મને આતુરતા થાય એ સ્વાભાવિક છે. મને થયું કે આ જોડું સંધાતું હોય તો બંને પક્ષ તરીફથી આશીર્વાદ મેળવવા જેવું છે. વળી એથી આપણા ગામની પણ બદનામી થતી અટકે, એ વિચારથીજ મેં તમને બોલાવ્યા હતા; એટલે તેણે બધી હકીકત કહેવાનો ઠરાવ કર્યો અને કહ્યું:- "પણ વિલસુ તો કહેશે કે મને જો તમે જોર જુલમથી પરણાવશો તો હું આત્મહત્યા કરીશ-તેનું શું?"

"અરે એ તો બચ્ચાંની ધમકી--એનાથી તે વળી ડરવાનું હોય." પટેલે ડહાપણ દાખવ્યું." "પણ આ વિલસુ તેવી નથી. તમે તેને નથી ઓળખતા. એ તો કહે તે કરે એવી છે!"

"જુઓ-તેને ઘરણાં-લુગડાંની લાલચ આપો-સેંટ લવંડર અત્તરનો સ્વાદ ચખાડો."

"એ બધું કરી ચુકયો-પણ તે તો એકની બે થતીજ નથી."

"ત્યારે ડોશીની સંમતિ મેળવી લગનનું નક્કી કરો-જોઉં છું એ છોકરી શું કરે છે."

આમ હીમ્મત આપી દુર્લભજી પટેલે હીરજીને વિદાય કીધો. પણ તેના ગયા પછી પટેલે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો; અને થોડીવાર ઉંડા વિચારમાં પડયા. તેની આંખમાં આંસુઓ ભરાઈ આવ્યાં પણ તે લુંછી નાંખી મન સાથે કાંઈક ઠરાવ પર આવ્યા.

દુર્લભજી પટેલના પ્રોત્સાહનથી હીરજીને તો "વાંદરાને નીસરણી મળી" એવું થયું. હવે તેણે વિલસુની પાકી પજવણી કરવા માંડી. બેના ડોશીને તેણે એકાંતમાં દુર્લભજી પટેલે આપેલી સલાહની વાત કરી અને વિલસુના લગ્નનો

દિવસ નક્કી કરવાને તેણે ડોશીને આગ્રહ કરવા માંડયો. આ વાતનું પરિણામ એ આવ્યું કે વિલાસુનું-ખાવાનું-પીવાનું ફરવાનું-હરવાનું બધું બંધ થઇ ગયું. તેણી એજ વિચાર કરતી કે "જ્યારે મારા નસીબમાં સ્વામિનું સુખ લખાયલુંજ નથી ત્યારે હીરજી જેવા દુરાચારીને પરણવા કરતાં જીંદગીનો છેડોજ શા માટે ન લાવી મૂકવો !"

પણ બીજો વિચાર એ આવ્યો કે આત્મહત્યા કરવી એ મહા પાપ છે-ત્યારે શું કરવું. રાજપુર છોડીને બીજે કોઇ ઠેકાણે ચાલી જાઉં તો? પણ જવું કયાં? જ્યાં હું જઇશ ત્યાં હીરજી નહિ આવી શકે? આ મારૂં રૂપજ મારૂં દુશ્મન થયું છે. એ રૂપજ નષ્ટ કર્યું હોય તો મને કોઇ સતાવે નહિ. પણ એ નષ્ટ શી રીતે થઇ શકે?"

"વળી બીજે કોઇ ગામ જવામાં પણ એક આફત છે. અહીં તો મોટી માસી ગમે તેમ કરીને મુઠી અન્ન ખવડાવે છે-પણ અજાણ્યા ગામમાં મને કોણ ખવડાવશે? અને હું એકલી કોની સાથે રહી શકું?" પણ એટલામાં તેણીને કાંઇ યાદ આવ્યું. બેના ડોશી પોતાના ઘરમાંથી તેને ખવરાવતી ન હોતી! હવે તેને યાદ આવ્યું કે દર મહીને દુર્લભજી પટેલનો મહેતો તેણીને અમુક રકમ આપી જતો હતો. બેનાડોશીને દર માસે કાંઇ રકમ આપવાનું દુર્લભજી પટેલને શું કારણ હોઇ શકે? જરૂર તે મારે માટેજ મોકલતા હોવા જોઇએ. પણ મારે માટે પણ તેને ખર્ચ આપવાનું શું કારણ હોઇ શકે? કદાચ હું નિરાધાર છું તે માટે હશે. પણ ત્યારે તે સખાવત છાની રીતે મોકલવાનું શું પ્રયોજન હશે? શું એના પેટમાં કાંઇ બદદાનત હશે! પણ એવું હોય તો આટલા દિવસમાં જણાયા વિના ન રહે. મારા સામું પણ આટલા દિવસમાં તેણે કદી જોયું નથી-તેમ મારી સાથે તેણે કદી વાત સરખી પણ કરી નથી. મને એવું કાંઇ લાગ્યું હોત તો હું મોટીમાશી સાથે રહેતેજ શાની! તેના કરતાં ઘેરઘેર ભટકી ભીખ માગી પેટ ભરવું તે બહેતર.

વિચારમાળા પાછી શરૂ થઇ. "હવે તો હીરજીએ બહુજ કનડગત કરવા માંડી છે. અને હવે તો મોટીમાશી પણ તેની સાથે લગ્ન કરવાને વધારે દબાણ કરે છે. ત્યારે હવે મારે આ પીડામાંથી છુટવાને માટે શું કરવું?"

તેણીને વિચાર થયો કે એકવાર દુર્લભજી પટેલને જઇને કહું કે "આપજ મારા દાતા છો-પિતા તુલ્ય છો. મને આ હીરજીના ત્રાસમાંથી છોડાવો. જો આપનાથી બીજું કાંઇ ન બને તો અત્યારે આપ જે મદદ બેનાડોશીને મારે માટે આપો છો તેટલીજ મદદ મને આપો. અહીંથી દૂર કોઇ એક ગામ જઇ એકાંતમાં રહું. તેણીને આ વિચાર ગમ્યો; અને તેજ સાંજના તે દુર્લભજી પટેલને ઘેર ગઇ.

ઘરમાં દાખલ થતાંજ તેણીને અલકની મુલાકાત થઇ. તેને જોતાંજ વિલસુનું હૃદય આવેગથી ભરાઇ ગયું. તેણીએ મનમાં વિચાર્યું:-"અલક-ત્હારો આ અવતાર સાર્થક થયો. મારા હૃદયદેવતાને તને સોંપ્યા છે; અને મારે હતભાગીનીને આ ગામ છોડી જવાનો વખત આવ્યો છે." પણ પોતાના મનના આવેગને દબાવી તેણીએ અલકને પુછયું:-"તમારા પિતાશ્રી ક્યાં છે?"

અલકે વિલસુની સાંમુ જોતાંજ તેણીને લાગ્યું કે તેણીનુ વદન કરમાયલું હતું. તેને ખાત્રી થઇ કે પ્રેમાગ્નિથી બળતી વિલસુનું અંતર પણ બળતું હોવું જોઇએ. તેણીએ સાધારણ પ્રશ્ન કર્યો:-"પિતાજીનું શું કામ પડયું છે?"

આ વાત ચાલતી હતી એટલામાં દુર્લભજી પટેલ ત્યાં આવી લાગ્યા; અને વિલસુને ત્યાં આવેલી જોઇ સહજ પુછયું:- "કેમ? આજ તો કાંઇ વિલસુ અહિં આવી છે?"

વિલસુને પટેલ સાથ વાતચીત કરવાનો આ પ્રથમજ પ્રસંગ હતો એમ કહીએ તો ચાલે. કન્યાવસ્થામાં તેણી પટેલ પાસે કોઇક વાર આવતી પણ ત્યારે સાધારણ વાતચીત થતી પણ ત્યારબાદ આ પ્રસંગ પહેલોજ હતો. તેણીને શું જવાબ આપવો તે સુઝયું નહિ. તેણી કાંઇક અચકાતાં બોલી-"સ્હેજ."

તે વખતે અલકને બોલાવવાનો અવાજ આવવાથી તે ઘરમાં ગઇ. દુર્લભજી પટેલને લાગ્યું કે વિલસુ કાંઇક મુશ્કેલીમાં છે એટલે તેણે પુછયું:-"ત્હારો ચ્હેરો કેમ ઉતરેલો દેખાય છે?"

"મારી આફતનો પાર નથી-તેથીજ આપની પાસે આવી છું-મારાથી હવે અહિં રહેવાતું નથી-મારા પર જુલમ થાય છે-મારૂં કોઇ નથી."

"તારા પર જુલમ થાય છે-કોણ કરે છે-શી રીતે?"

"મારી મોટીમાશી મને હીરજી સાથે પરણાવવા માગે છો"

"હીરજીમાં શું વાંધો છે-તવંગર છે-જુવાન છે-છેક અકુળવાન પણ નથી!"

"એવા દુરાચારી સાથ પરણવા કરતાં કુવો તળાવ પુરવાનું હું વધારે સારૂં ગણું છું."

"પણ તારી મોટીમાશી શું કહે છે?"

"મોટીમાશી તો ફકત પૈસોજ જુએ છે-બીજું કાંઇ તેમને જોવું નથી. અને તેથીજ મને લાગે છે કે આ ગામ છોડી બીજે કયાંઇ જઇ શકું તો આ આફતમાંથી છુટી શકાય."

"ત્યારે મારી પાસે આવવાનું શું પ્રયોજન છે?"

"આપજ મારા અન્નદાતા છો-પ્રતિમાસે આપના તરફથી મોટી માશીને જે મદદ મળે છે તેટલીજ મદદ હોય તો હું બહારગામ રહી ઉદર નિર્વાહાર્થે કાંઇ કામકાજ શીખું. નર્સનું કામ શીખવા મારી ઇચ્છા છે અને તે શીખી રહું ત્યાં સુધી આપની મદદ માગવા આવી છું."

આ સાંભળી પટેલ જરા ચમકયા-પછી વિચારમાં પડયા અને એક નિઃશ્વાસ નાંખી બોલ્યા:-"હું પ્રતિમાસે રૂપીઆની મદદ કરૂં છું એમ તને કોણે કહ્યું?"

"મને કહ્યું તો કોઇએ નથી અકસ્માત મારા જાણવામાં આવ્યું."

"વારૂં--તેં કયાં જઇ રહેવાનો વિચાર કર્યો છે?"

"જવાનું કોઇ ઠેકાણું તો મેં નક્કી કર્યું નથી."

જ્યાં જવાશે ત્યાં જઇશ અને જ્યાં સુધી ધર્મ અને નીતિપૂર્વક સ્વતંત્રતાથી મારૂં ગુજરાન કરી શકું ત્યાં સુધી આપની સહાયતાની આશા કરીશ. જ્યાં જઇશ ત્યાંથી મારૂં ઠામ ઠેકાણું આપને જણાવતી રહીશ."

દુર્લભજી પટેલ થોડીકવાર વિચાર કરી બોલ્યા, "મારૂં કહ્યું માને તો તું ડાકોર જા. એવા પુણ્ય ધામમાં રહેવાથી તારૂં મન પણ ભકિતમાં પરોવાશે અને ત્યાં તારી ઇચ્છા પ્રમાણે નર્સનું કામ શીખવાનું બની શકશે."

"આપનું કહેવું યથાર્થ છે પણ તે તીર્થ ક્ષેત્ર હોવાથી મોંઘવારી વધારે હોય છે એટલે ત્યાં ખર્ચ વધારે થવાનો સંભવ છે. વળી ત્યાં હું કોઇને ઓળખતી પણ નથી તેનું કેમ ?"

"ડાકોરમાં શ્રી રણછોડરાયજીના મંદિરની નજીકજ મારી ઓળખીતી એક બાઇ રહે છે. તેના પર હું ચીઠ્ઠી આપીશ. તેને ત્યાં રહેવાનું પણ તને ઠીક પડશે, અને જે ખર્ચ થશે તે હું આપીશ."

"આપ મારા અન્નદાતા છો-પિતાતુલ્ય છો. મારાં હીતને ખાતર આપ જે કહેશો તે કરીશ. પણ મારી એક વિનંતી આપે સાંભળવી પડશે-અને તે એજ કે મારો પત્તો કોઇને પણ આપશો નહિ. મારી મોટી માશીને પણ નહિ અને આપની પુત્રી અલકરંભાને પણ નહિ."

"ભલે તારી એમ ઇચ્છા હશે તો હું તેમ કરીશ પણ તું કયારે જવા ધારે છે ?"

"આપ ગોઠવણ કરી આપો એટલીજ વાર છે-હું તો આજે પણ જવા તૈયાર છું."

થોડીકવાર પાછો વિચાર કરી દુર્લભજી પટેલે જવાબ આપ્યો. "આવતી કાલે રાતના તને રેલવે સ્ટેશનપર પહોંચાડવાનો બંદોબસ્ત કરીશ. તું મને કાલે સવારે મળજે."

"આપની આ બધી કૃપા માટે આપનો આભાર જીંદગી પર્યંત ભૂલી શકીશ નહિ" એમ કહી વિલાસુ જવા ઉઠી.

તે વખતે દુર્લભજી પટેલની આંખમાં કાંઇ પડયું હોય તેથી અથવા કાંઇ બીજા કારણુસર તે પોતાની આંખ ચોળતા હતા. તેમની આંખમાં પાણી ભરાઇ આવવાનું શું કારણ હશે? વિલસુને લાગ્યું કે મારી નિરાધાર હાલત પર દયા આવવાથી તેમની આંખમાં પાણી ભરાઇ આવ્યું હશે!

સંધ્યાકાળ થવા પહેલાં વિલસુ ઘેર ગઇ. તેના જવા પછી બેના ડોસી જેને ત્યાં રસોઇ કરતી હતી તેને ત્યાં ગઇ. એટલે વિલસુ ઘરમાં એકલી પડી. તેનું મગજ ભવિષ્યના વિચારમાં એટલું બધું મશગુલ થઇ ગયું હતું કે પોતે શું કરે છે તેનું તેને ભાન નહોતું. પોતાને માટે રસોઇ કરતાં શાકમાં મીઠું નાંખવાને બદલે હળદર નાંખી અને દાળમાં વઘાર કરવાને બદલે ચોખાનાં તપેલામાં કરી દીધો. એટલામાં બહારથી કોઇએ બારણું ઠોકયું.

વિલસુએ બારણું ઉઘાડયું એટલે આધેડ વયની એક કોળણ અંદર આવી. લાંબી મજલ કાપીને આવેલી હોય એમ તેના પસીનાવાળા મુખ પરથી દેખાતું હતું. તેણીના માથા પર એક નાનું સરખું પણ વજનદાર પોટલું હતું. તે હળવેથી ઉતારીને એક બાજુ પર બેસતાં બોલી, "બેના કાકીનું ઘર આજ કેની?"

"હા પણ તું કયાંથી આવે છે?"

"હું વજેપુરથી આવું છું-આ ગાંઠડી કયાં રાખું?"

"કોની ગાંઠડી છે? કોણે મોકલાવી છે?" વિલસુએ અધીરાઇથી પુછયું.

કોળણે લુગડાંના છેડાથી પવન ખાતાં જવાબ આપ્યો "અમારા છોટા દેશાઇજીએ મોકલાવી છે-અને તમારે માટેજ મોકલેલી છે-તે તપાસી લેવ."

"મારે માટે! તું મને ઓળખે છે?"

"તમને કેમ નહિ ઓળખે-કેયલું જે બેના ડોહીને ઘેર એક રૂપાળી પોરી છે તેને આપજે-તે તમારા જેવી જ!જી

રૂપાળી પોરી અહીં કોણુ છે?"

"પણુ કાંઇ નામ કહ્યું હશે ને?"

"નામ તો કહેલું-કેવું જો" યાદ કરતી કોળણુ બોલી, "વિલસુ-હઉવે-વિલસુ તે તમેજ વિલસુ કેની-ઓલોની?"

વિલસુએ હકારમાં ડોકું ધુણાવ્યું. કોળણુ તો હજુ તેના તરફજ જોઇ રહી હતી. તે જાણે મનમાંજ બોલતી હોય તેમ બોલી-"આવા અમારા નાલ્લા દેશાઇ તે સુદ્ધા જેનાં પર મોહી પડ્યા તે કાંઇ જેવી તેવી બૈરી ની હોય એમ મેં હો ધારેલું અને બ્હેન નાલ્લા દેશાઇ તો આખો દહાડો જાણે તમારીજ માળા જપ્યા કરે."

અચાનક કાંઇ યાદ આવ્યું હોય તેમ કોળણે લુગડાંનાં છેડેથી છોડીને એક કાગળ તથા એક મખમલની જડેલી નાની પેટી વિલસુના હાથમાં મુકી અને કહ્યુઃ-"નાહ્લા દેશાઇજીએ આ કાગળ અને આ પેટી તમુને હાથોહાથ આપવા કહેલું તે તપાસી લેવ."

ધ્રુજતા હાથે વિલસુએ બંને ચીજો લીધી. પછી આજુ બાજુ જોઇને-કોઇ નથી એવી બરાબર ખાત્રી કરીને કંપિત હૃદયે અને રૂંધાયલા શ્વાસથી કાગળ વાંચવા માંડયો.

પ્રિય વિલસુ!

મારી શારીરિક સ્થિતી હવે સારી છે; પરન્તુ માનસિક સ્થિતિ બહુજ અસ્વસ્થ રહે છે. તને જોયા વિના હવે દિવસ જતો નથી. તારે માટે આખો દિવસ મારૂં ચિત્ત ઉદ્વિગ્ન રહે છે. મને લાગે છે કે તારી સાથે લગ્ન કરી મારી અર્ધાંગના બનાવી તને મારી સાથે અહિં નહિ લાવું ત્યાં સુધી એક ક્ષણુ પણુ મારૂં ચિત્ત સ્થિર થશે નહિ. પણુ તેમ કરવામાં કાંઇક અડચણો નડે છે. તેમાંથી એકાદ બે બાબતો તને જણાવી દેવી એજ ઉચિત છે; અને તેથીજ તારે હજુ થોડા દિવસ થોભવું પડશે તે હું અત્યારે કહી શકતો નથી પણુ મારાથી આજે બનશે તો કાલ થવા દઇશ નહિ એ નક્કી માનજે.

એ અડચણોમાં પહેલી એ છે કે-અમારી તમામ મિલકત

અલકરંભાને ત્યાં ગીરો મુકાયલી છે. અમારા ઉપર જેટલું દેવું છે, તે ફીટાડવાનો કોઇ ઇલાજ અમારી પાસે નથી. એકજ રસ્તો છે કે હું તેની સાથે પરણી જાઉં! અને તેથીજ માતા, પિતા અને અન્ય સ્વજનો પણ તેની સાથે લગ્ન કરવાની જીદ લઇ બેઠાં છે. પરંતુ વિલસુ આ હૃદય તારૂંજ છે. પૈસાને ખાતર હું કોઇને પણ વેચવાનો નથી લગ્ન તો તારી સાથેજ કરીશ અને બીજો કોઇ રસ્તો નહિ જડે તો છેવટે નોકરી કરીને પણ સંસાર યાત્રા પૂર્ણ કરીશ.

બીજી અડચણ એ છે કે-તારી સાથે લગ્ન કરવામાં જ્ઞાતિમાં આબરૂને હાની પહોંચશે. પણ એવા ખોટા ખ્યાલને ખાતર હૃદયેશ્વરી વિલસુને તજી શકતો નથી. તારા વિના આબરૂ સાચવવા કરતાં આબરૂને જવા દઇ તારી સાથે રહેવામાંજ મને આનંદ છે.

ત્રીજી અડચણ એમ છે કે મારા પિતાશ્રીની તબીઅત આજ કાલ વિશેષ નરમ રહે છે અને તેમની હાલત દિવસે દિવસે ગંભીર થતી જાય છે એટલે એવા સમયમાં લગ્નની વાત પણ કરી શકાય નહિ એટલું તો તું પણ સમજી શકે છે!

વધારે શું લખું? બસ એટલુંજ કે ગમે તેવી-ગમે તેટલી અડચણો આવે તો પણ આ નવિન તારા વિના બીજી કોઇ સાથે પાણીગૃહણ કરશે નહિ-અને તને મારા પર ખરો પ્રેમ હોય-મારો ભરોસો હોય તો મારી પ્રતિક્ષા કરજે.

આ સાથે એક યાદગીરી તરીકે નજીવી વસ્તુ મોકલી છે-તે તું તારા ગળામાં ધારણ કરજે-તને મારી યાદ તાજી રાખવામાં એ મદદરૂપ થશે. વળી આ ચીઠ્ઠી લાવનાર કોળણ સાથે કાંઇક કપડાં તથા રોકડા રૂપીઆ પચાસ તારી મોટી માશી માટે મોકલ્યાં છે તેનો સ્વિકાર કરવા તેમને મારા તરફથી કહેજે.

પરમ દિવસે પુર્ણિમા છે-તે રાત્રે દશ વાગે હું તને મળવા આવીશ-ઘણા દિવસ થયાં તને મળવાને મન તલસ્યા કરે છે પણ પિતાજીની માંદગીને લીધે નિકળાતું નથી-પરમ દિવસે બધાં હોળીની ધમાલમાં હશે તે તકનો લાભ લઇ હું

નિકળી આવીશ-ત્યાં સુધી ધીરજ ધરજે.

લી૦ હવે તો ત્હારોજ.
નવિનચંદ્ર.

પત્ર વાંચતાં વાંચતાં જાણે વિજળી તેણીના શરીરમાંથી પસાર થઇ જતી હોય એવો અનુભવ વિલસુને થતો હતો. પત્ર વાંચી તેણે મખમલ જડેલી પેટી જેમાં એક સુંદર મોતીની માળા હતી તે કોળણુને પાછી આપતાં કહ્યું:-"આ પેટી તેમને પાછી આપજે."

આ સાંભળી કોળણુને બહુ નવાઇ લાગી હોય એમ જણાયું. તેણીના મનનું સમાધાન કરવાના હેતુથી વિલસુએ કહ્યું:- "એમાં બીજું કારણ કાંઇ નથી. હું ગરીબ છું અને આવી કીમતી માળા જોઇ લોકો નિંદા કરવા લાગે."

"પણ તેમ લાગતું હોય તો હમણાં પહેરશો નહિ-પણ રાખી મુકવામાં શું વાંધો છે ?"

"તેમને કહેજે કે મને એવી વસ્તુઓનો શોખ નથી." વિલસુએ જવાબ વાળ્યો.

કોળણુ કાંઇ વધુ કહેવા જતી હતી પણ વિલસુની આંખમાંથી આંસુ ટપકતાં જોઇ તે અજાયબીથી તેણીના તરફ જોઇ રહી. પછી તેણીને સાંત્વન આપતાં બોલી, "રડ નહિ-બહેન-રડ નહિ. તને પણ દેછાઇજીને મળવાનું મન થતું હશે-તે હું તેને કહેવા-તે જાતેજ આવીને તેને હાથેજ તને એ માળા પહેરાવહે."

વિલસુ તેણીને કાંઇપણ જવાબ આપી શકી નહિ. તેણીનો કંઠ રૂંધાઇ જતો હતો. તે આંખો લુછીને જવાની તૈયારી કરતી હતી એટલામાં બેના ડોસી બહારથી આવી લાગી. અને અજાણી સ્રીને જોઇ તેણીને પુછ્યું:-"તું કોણ છે? અને ક્યાંથી આવી."

કોળણે જવાબ આપ્યો:-"હું વજેપુરથી આવી છું અને ક્યારની તમારી વાટ જોતી બેઠી છું. આ તમારી છોકરી તો કાંઇ જવાબજ બરાબર આપતી નથી. લેવ આ લુગડાં

અને આ પચાસ રૂપીઆ નાહલા .હેછાઇજીએ તમારે માટે મોકલેલા છે." એમ કહીને પોતાનાં લુગડાંનો બીજો છેડો છોડી તેમાંથી રૂપીઆ પચાસ કાઢીને બેના ડોસીના હાથમાં આપ્યા, અને પોતે આણેલી ગાંસડી પણ તેણીને બતાવી દીધી. તે અને રૂપીઆ જોઇને બેના ડોસી તો ખુશ ખુશ થઇ ગઇ અને ગાંસડી ખોલી અંદરના કપડાં જોવા લાગી. ગાંસડી ખોલતાં ખોલતાં બેના ડોસી નવિનચંદ્રની તબીઅતના સમાચાર પુછવા લાગી. એટલામાં પોતાની રસોઇ બળી જવાની વાસ આવવાથી વિલાસુ ઘરમાં જતી રહી.



## પ્રકરણ ૨૩ મું.

બેનાડોસીએ તે કોળણને કાંઇ ખાવાનું આપ્યું; તે તેણે ખાધું અને પછી પાછી પોતાને ગામ જવા તૈયાર થઇ. જતી વખતે તેને વિલસુને મળવાની ઇચ્છા થઇ અને કાંઇ સંદેશો કહેવડાવવો હોય તે તેણીને જાણવા મરજી હતી. પણ વિલસુ ઘરની બહાર નિકળીજ નહિ. આખરે નિરાશ થઇને તે બીચારી વજેપુરને પંથે પડી.

બીચારી વિલસુ પોતાના ઓરડામાં જઇ એક સરખી રડયા કરતી હતી. અને તેણીની આંખો પણ તેથી સુજી ગઇ હતી. આખરે સાંજ પડી ત્યારે તેણી ઉઠી અને મોઢું ધોઇ કાંઇ કામમાં ચિત્ત પરોવવા વિચાર કીધો. પણ તેણીના મગજમાં એકજ વિચાર ઘુમ્યા કરતો હતો. તેણીને એમજ લાગતું હતું કે પોતાના પ્રેમીને પોતાને ખાતર દુઃખી થવું પડે એ તેણીના પ્રેમને હીણું લગાડનારૂં હતું-એમ થવા દેવું એ તો પ્રેમીને બદલે દુશ્મનની ગરજ સારવા બરાબર હતું. શું પોતાનો પ્રેમી જ્યારે આટલો મોટો ભોગ માત્ર તેણીને ખાતર આપવા તૈયાર થયો હતો ત્યારે તેણી તે પ્રેમીના સુખને ખાતર પોતાના સ્વાર્થી સુખનો ભોગ ન આપી શકે? તેણીએ અનેક વખત વાંચ્યું હતું કે આર્ય રમણીઓ પ્રેમને ખાતર પ્રાણ અર્પણ કરવામાં પણ પાછી પાની કરતી નથી. તો શું પોતે એટલું ન કરી શકે!

જે વાત તેણીએ ચંચળને મોઢે સાંભળી હતી, તે વાત આજ ખુદ નવિનચંદ્રે તેણીને જણાવી હતી. પોતાની સાથે લગ્ન કરવાનું પરિણામ એ આવવાનું હતું કે નવિનચંદ્રની તમામ મિલ્કત અલક વેચાવી નાંખશે અને ગર્ભશ્રીમંત જાગીરદાર રસ્તે રખડતો ભીખારી થશે. "શું હું એવી રાક્ષસી છું કે મારે પોતાને ખાતર, મારાં સુખને ખાતર હું મારા હૃદયેશ્વરનો અધઃપાત કરૂં" વિલસુએ પોતાના મનને પુછયું. તેણીના હૃદયે એ વિચારનેજ ધુતકારી કાઢયો. પણ

તેણીનું હૃદય રડવા લાગ્યું. રડતાં રડતાં તેણે પ્રશ્ન કર્યો "શું દરિદ્રદેવની પૂજા કરવાનો પણ અધિકાર નહિ?"

વિલસુએ પોતે શું કરવું તેનો વિચાર કરવા માંડયો. જો નવિનચંદ્રજી આવશે તો તેમને જોયા પછી મારા મન પરનો કાબુ હું ખોઇ બેસીશ-એ બનવા જોગ છે. વળી મને મળ્યા પછી તેમનું મન પણ અલક તરફ વળી શકશે નહિ. તો મારે કરવું શું?" આખરે તેણીએ મન સાથે એજ વિચાર કર્યો કે તેમના રાજપુર આવવા અગાઉજ તેણીએ તે ગામ છોડી જતા રહેવું-પણ પછી-મારા વ્હાલા આશા ભર્યા અહીં આવશે. આ ઘર-આ ઝાડપાન-તમામને તેમના દર્શનનો લાભ મળશે--કેવળ મને અભાગણીનેજ તેટલું સદ્ભાગ્ય પ્રાપ્ત નહિ થાય. તેઓ આશા ભર્યા અહીં આવશે અને નિરાશ થઇને બીજા વદને પાછા ફરશે. અરેરે! તે વખતે તેમને કેટલો બધો આઘાત્ થશે! તેઓ મારે માટે શું ધારશે? અરે ભગવાન! આ અભાગણીના પ્રેમમાં પડનારને આટલો બધો ત્રાસ શા માટે તું આપે છે! નહિ નહિ હું નહિ જાઉં! રાજપુર છોડીને કયાં જાઉં મારા ઉપાસ્ય દેવનાં દર્શનનો પણ લાભ મળે છે તે ગામ છોડીને કયાં જાઉં?"

વળી પાછો વિચાર આવ્યો. "શું મારી સ્વાર્થ બુદ્ધિ મારે તજવી નહિ! તો પછી હું આર્ય રમણી શાની? રમણીનો પ્રેમ સ્વાર્થી નજ હોઇ શકે! તો પ્રેમની ખાતર-મારા પ્રેમીને ખાતર એટલું આત્મબલિદાન હું ન આપી શકું? મારા સુખને ખાતર તેમની સંપત્તિ અને પ્રતિષ્ઠા નષ્ઠ કરાવવાં! નહિ! નહિ! આત્મભોગથી પ્રેમની પૂર્ણાહુતી થવી જોઇએ! બસ મારે હવે આ ગામ છોડીને જતા રહેવું એ ચોક્કસજ--અને તે પણ તેમના અહીં આવવા પહેલાંજ. હું કયાં જવાની છું તે દુર્લભજી પટેલ સિવાય બીજું કોઇ જાણતું નથી અને જાણવાનું પણ નથી. કેમકે પોતાની પુત્રી અલકના વિવાહનો માર્ગ નિષ્કટંક કરવાને ખાતર તો એ મને મદદ કરવા તૈયાર થયા છે એટલે એ વાતનો પણ ભય નથી."

તે રાત્રે તેણીને ખાવાનું પણ ભાવ્યું નહિ. અને ખાધું ન ખાધું કરીને ઉઠી ગઇ. માથું દુઃખવાનું બહાનું કાઢી તે સુવા જતી રહી. તેણીને ઉંઘ તો આવેજ શાની? આખી રાત તેણે ભવિષ્યના વિચારમાં કાઢી અને પ્રભાત થવાની વખતે તેણીને સહેજ ઉંઘ આવી.

બીજે દિવસે સવારમાં તેણી વાયદા પ્રમાણે પટેલને ઘેર ગઇ. પટેલ હાતણ પાણી કરી ચ્હા પીતા બેઠા હતા ત્યાં તેમણે વિલસુને આવતી જોઇ. તેણીને માટે પણ ચ્હા મંગાવી પટેલે તેણીને પુછ્યું:–"કેમ શું વિચાર પર આવી–બ્હેન?"

વિલસુએ જવાબ આપ્યો:–"આજ રાત્રેજ આ ગામ છોડી જવાનો મેં નિશ્ચય કર્યો છે. કેમકે વધારે વિચાર કરતાં વખતે મારો વિચાર ફરી જાય એમ મને લાગે છે. માટે કૃપા કરીને ડાકોરમાં આપનાં ગોરાણી પર ચીઠ્ઠી આપવાનું આપે કહેલું તે લખી આપવા કૃપા કરો."

દુર્લભજી પટેલ જરા અજાયબ થયા–"આજે હોળીના દિવસે શું કામ જાય છે–કાલે જાય તો કાંઇ હરકત છે?" તેમણે પુછ્યું.

"મારે મન હોળી દીવાળી સૌ સરખાંજ છે–માટે આજેજ જવાની ગોઠવણ કરી આપો" એટલું બોલતાં વિલસુની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

આ દેખાવ જોઇ પટેલનું હૃદય પણ પીગળ્યું–તેની આંખમાં પણ ઝળઝળીઆં ભરાઇ આવ્યાં અને તે બીજા ઓરડામાં જતા રહ્યા. થોડીવારમાં તે પાછા ફર્યા અને એક પત્ર તથા સો રૂપીઆની નોટો વિલસુના હાથમાં મુકયાં. આટલી મોટી રકમ જોઇ વિલસુને આશ્ચર્ય થયું–પણ તે પટેલની સ્વાર્થબુધ્ધિનું પરિણામ હતું એમ તેણીને લાગ્યું.

ત્યારબાદ પટેલે કહ્યું:–"જો બહેન–હું તને બે બોલ શિખામણના કહું તો તેથી મનમાં ખોટું ન લગાડતી કારણ કે માત્ર તારાં ભલાંને ખાતરજ તે કહું છું એમ તું માનજે."

હજુ તું નાહાન છે–બાળક છે. સંસાર અનેક પ્રકારની લાલચોથી ભરેલો છે. માટે પોતાનાં શીલનું રક્ષણ કરવું અને પાપના પંથની દિશાએ પણ ન જોવું એમાંજ આ લોક અને પરલોકનું હીત સમાયલું છે."

"એ તો હું જાણું છું–બીજું કાંઇ આપને કહેવું છે?" વિલસુએ સવિનય જવાબ વાળ્યો.

"બીજું તો કાંઇ નહિ–પણ તું તારા પિતા કોણ છે તે જાણતી નથી–પણ જો કદી જાણે તો તેને શ્રાપ ન આપીશ." પટેલે ગદ્ગદ્ કંઠે કહ્યું.

"આપના કહેવાની મતલબ હું સમજી શકતી નથી. એવો તે પિતા કોણ હોય કે જે જાણી બુઝીને પોતાનાં સંતાનને સંતાપે–અને સંતાપે નહિ તો પછી સંતાનને પિતાને શ્રાપ આપવાનું બીજું શું કારણ હોઇ શકે? પણ આપ મારા પિતાજીના સંબંધમાં કાંઇ પણ જાણતા હોવા જોઇએ!"

"હા–કાંઇક જાણું છું" પટેલે મંદ સ્વરે કહ્યું.

"તેઓ કોણ છે? ક્યાં રહે છે? મને મોટી માશીને ત્યાં રાખવાનું શું કારણ છે? જો આપ આ બધું જાણતા હો તો મને કહી આભારી કરશો?"

"તે બધું સાંભળીને શું કામ છે?"

"પિતા માતાના સંબંધમાં અજ્ઞાન બાળકને એ જાણવાનું મન ન થાય?"

"એ તો હું પણ સમજું છું–પણ અત્યારે કશું કહી શકતો નથી. વખત આવે જણાવીશ?"

"ભલે જેવી આપની મરજી. પણ મારાં માતપિતા અત્યારે હયાત છે કે નહિ એટલું તો કહો?"

"તારી માતા તો દેવલોક થઇ છે એ તો હું ચોક્કસ જાણું છું. તારા પિતાના સંબંધમાં કાંઇ પણ સમાચાર આપવા અત્યારે અશક્ત છું."

"પણ આપે હમણાંજ કહ્યું કે–તારા પિતાને શ્રાપ ન

આપીશ-એનું કારણ શું તે સમજાતું નથી."

"વખત આવે સમજાશે-તારા પિતાએ તારી સાથે બહુ નિષ્ઠુર વર્તન ચલાવ્યું છે!"

"પિતા હમેશાં દયાળુ હોય છે-છતાં તેમણે જો નિષ્ઠુર વર્તન ચલાવ્યું હોય તો પણ તે મારાં હિતને માટેજ ચલાવ્યું હશે-તો પછી તે માટે હું તેમને શ્રાપ કેમ આપું?"

દુર્લભજી પટેલ કાંઇક સ્વસ્થ થઇ બોલ્યા:-"આજ રાતના મારી ગાડી તને સ્ટેશન સુધી પહોંચાડશે અને તને ડાકોર જવાની ગાડીમાં બેસાડી દેશે, તે બાબત તું નિશ્ચિંત રહેજે. રાતના નવ વાગ્યાને સુમારે તું પાદરે મારી ગાડીની વાટ જોજે."

ત્યાર બાદ વિલસુ ત્યાંથી પોતાને ઘેર ગઇ. જતાં જતાં તેણીને વિચાર આવ્યો કે "પટેલ મારા પિતાને ઓળખે છે-અને મારા કુટુંબ સંબંધી તમામ હકીકતથી વાકેફ છે. વળી એમ પણ અનુમાન થઇ શકે છે કે મારા પિતા ધનવાન હોવા જોઇએ-મારૂં પાલન પોષણ કરવા માટે તેમણે પટેલને સારી રકમ આપેલી હોવી જોઇએ. અને પછી કદાચ તે સન્યાસી થઇ ગયા હશે. મને અભાગણીને નહિ મળવાનું કારણ એમ પણ હોય કે કદાચ હું તેમને પાછા સંસારના બંધનમાં નાંખી દઉં તો! પણ તેમનું નામ જણાવવાને પણ બંધી શા માટે કરી હશે!"

આમ વિચાર કરતી વિલસુ ચાલી જતી હતી એટલામાં પાછળથી કોઇ તેણીને બોલાવતું હોય એમ તેણીને લાગ્યું. પાછું ફરીને જોતાં તેણીએ વ્હાલબાઇને પોતાને બોલાવતી જોઇ. એટલે તે તેણીને મળવા ગઇ. ત્યારે તે બોલી "તમને બ્હેન બોલાવે છે." વિલસુ તેની સાથે ગઇ.



## પ્રકરણ ૨૪ મું.

દુર્લભજી પટેલની હવેલીની પાછળ બગીચો આવેલો હતો. તેને ફરતી પાકી બાંધણીની દીવાલ બાંધેલી હતી, અને દીવાલને મથાળે ભાંગેલા કાચના અસંખ્ય કકડાઓ ઉભા જડી લેવામાં આવ્યા હતા, કે જેથી દીવાલ ઉપર કોઇ ચઢી શકે નહિ. બગીચામાં આંબા-નારંગી-જામફળ-દાડમ વગેરે ફળોનાં ઝાડ આવેલાં હતાં. વચમાં એક નાનું સરખું તળાવ અને તેની એક બાજુએ અંદર ઉતરવાને પગથીઆં બાંધેલાં હતાં. તળાવને ફરતાં ફુલનાં નાનાં નાનાં ઝાડો આવેલાં હતાં. તેની સુવાસ તળાવને કાંઠે ગોઠવેલી બેઠક ઉપર બેઠેલાં મનુષ્યોનાં મગજને તર કરી દેતી હતી. અત્યારે અલકરંભા તળાવને કાંઠેની બેઠક ઉપર બેસી ફુલની સાથે રમત કરી રહી હતી. તેણે વિલસુને પોતાના ઘરમાંથી બહાર જતી જોઇ હતી અને તે શું કામ આવી હશે તે જાણવા તેણીએ પોતાની દાસી વ્હાલબાઇને તેણીને બોલાવી લાવવા મોકલી હતી.

વિલસુએ બગીચામાં પ્રવેશ કરતાં અલક બોલી:-" કેમ વિલસુ-આજે તો કાંઇ બારોબાર જતી હતી ?"

"શું કરીએ બહેન-અમારે ગરીબ માણસને અનેક કામની જંજાળ હોય છે."

"પણ આજે આવી હતી કેમ તે તો વાત કર ?"

" તમારા પિતાશ્રીને મળવા."

"પણ તેમને મળવાનું તને શું કારણ ?-અડચણ ન હોય તો કહે."

"અડચણ શાની-તારા પિતા પાસે એક ફરીઆદ કરવા ગઇ હતી."

" ફરીઆદ શાની-કોની ? "

" એજ ફરીઆદ કે જે પોતાની ઇચ્છાથી મારા બનવા ચાહે છે તેને તું જબરદસ્તીથી મારી પાસેથી છીનવી લે છે-તે

બાબતની."

"વિલસુ-તારૂં મગજ તો ઠેકાણે છે કેની?" અલક જરા તાજુબ થઇ બોલી.

"દુનીઆ તો મને દીવાનીજ સમજે છે."

"ખરેખર! શું તું આ વાત કરવા પિતાજી પાસે ગઇ હતી?"

"હા-ગઇ હતી તો એજ વાત કરવા-પણ કરી નથી."

"કેમ ન કરી?"

"કારણ કે કહેવાથી કાંઇ લાભ થવાનો સંભવ નહોતો-હું તો અહીંથી જતી રહું છું."

"કયાં જવાની છે?"

"જ્યાં નસિબ લઇ જાય ત્યાં."

"પાછી કયારે આવશે?"

"કદી નહિ."

"કોઇ તારી તપાસ કરવા આવે તો?"

"તો તું મારે બદલે જજે."

અલકરંભાને આ જવાબથી બહુ ખોટું લાગ્યું. તેણીએ કરડાકીથી કહ્યું:-"વિલસુ તું તો જેમ મોઢે આવ્યું તેમ બકે જાય છે-જરા પણ વિચાર કરીને બોલતી નથી. તને કોઇ શોધવા આવે તો હું શું કહી દેવાની હતી! હું કાંઇ તારા જેવી નથી."

વિલસુએ ઉદાસીનતા દર્શક હાસ્ય કરતાં કહ્યું:-"હું ગરીબ છું, તું શ્રીમંતની કન્યા છો એ વાત કદી પણ હું ભૂલી જતી નથી. છતાં મેં તને જે કાંઇ કહ્યું તેથી તું રોષ કરીશ નહિ. આ સંસારમાં મારી શોધ કરવાવાળું કોઇ નહોતું. હમણાં એક દયાળુ વ્યકિત મને ખોળવા નીકળે તેમ છે, અને તેનું નામ નવિનચંદ્ર જાગીરદાર છે. તે જો કદાપી મને ખોળવા મારે ઘેર જાય તો તું તેને બોલાવી લાવજે, અને તેમના તપ્ત-હૃદયમાં શાંતિ સુધારસ રેડજે. આ જીંદગીમાં તો તે મને મળી શકવાના નથી."

એટલું કહીને વિલસુ ત્યાંથી ચાલી નીકળી અને ઝટપટ બાગની બહાર નીકળી ગઇ. તેનું બોલવું સાંભળીને અલક તો જાણે અવાક બની ગઇ. વિલસુના કહેવાનો મર્મ સમજવા ઇચ્છા થઇ પણ તે સમજી ન શકી.

વિલસુ ત્યાંથી સીધી પોતાને ઘેર ગઇ. પોતાને માટે રસોઇ કરી અને જમી ત્યાંર બાદ પોતાના ખાટલા પર જઇને સુતી, અને એક પુસ્તક ઉઘાડી વાંચવા લાગી. પરંતુ વાંચવામાં તેણીનું મન લાગ્યું નહિ. એટલે ખાટલા પરથી ઉઠી બે ત્રણ પુસ્તકો અને ત્રણ ચાર કપડાંનું પોટકું બાંધી ખાટલાની નીચે એક બાજુ મુકી રાખ્યું.

એમ કરતાં રાત્રી પડી. આજે હોળીનો તહેવાર હોવાથી બેના ડોશીને આવતાં રોજના કરતાં વિશેષ મોડું થવાનું હતું તે વિલસુ જાણતી હતી. એટલે આઠ વાગતાને સુમારે તેણી પોતાનું નાનું પોટલું લઇને ઘરને સાંકળ વાસી બહાર નીકળી અને પાદર તરફનો રસ્તો લીધો.

આજે હોળીનો દિવસ હતો. જ્યાં ત્યાં હોળીની ધમાલ ચાલતી હતી એટલે વિલસુ સોડમાં પોટલું ઘાલીને જતી હતી તેથી કોઇનું ધ્યાન તેણીના તરફ ખેંચાયું નહિ, અને નિર્વિઘ્ને તેણી ગામને પાદર આવી પહોંચી ત્યાં આગળ એક વિશાળ વડની નીચે તેણી પટેલની ગાડીની રાહ જોતી બેઠી.

થોડી વારમાં એક બળદ ગાડી ત્યાં આગળ આવી પહોંચી અને તેણીને વડ નીચે ઉભેલી જોઇ તે ગાડી હાંકનારે ગાડી ઉભી રાખી. ગાડીવાનને સૂચના મળેલી હોવાથી તેણે વિલસુને અંદર બેસવા કહ્યું અને તે બેઠી એટલે તરતજ ગાડીએ રેલ્વે સ્ટેશનનો રસ્તો લીધો.

ચંદ્રમાનો શીતળ પ્રકાશ સૃષ્ટિને પ્રકાશિત કરી રહ્યો હતો. વસંતઋતુનો મંદ વાયુ મુસાફરને પ્રિય લાગતો હતો પણ વિલસુનું ધ્યાન અત્યારે સૃષ્ટિસૌંદર્ય કે બીજી કોઇ વસ્તુમાં

નહોતું. બાળપણથી જે ગામને વતન માનેલું તેને સદાને માટે છોડી જતાં તેણીના દીલમાં એક પ્રકારની ગ્લાની લાગી રહી હતી. તેણીના મનની લાગણી ન સમજનાર બળદો તથા તેને હાંકનાર ગાડીવાન હંમેશ મુજબ પોતાનું કાર્ય કર્યે જતા હતા. જોત જોતામાં ગાડી રાજપુરની સીમામાંથી નીકળી ગઈ, અને બીજા એકાદ કલાકમાં રેલવે સ્ટેશન પાસે જઈ ઉભી રહી.



# પ્રકરણ ૨૫ મું.

ફાગણ શુદ પૂર્ણિમાની રળીઆમણી રાતે વજેપુરમાં હોળીની ધમાલ ચાલી રહી હતી. તે દિવસે જાગીરદારના કુટુંબમાં પણ પુષ્કળ ધામધુમ થતી; પણ આ વરસે મોટા દેશાઇજીની નાદુરસ્ત તબીયતને લીધે બહુ ધામધુમ થઈ નહોતી. માત્ર હોલીકાનું પૂજન કરવામાં આવ્યું હતું અને છોકરાંઓને પણ નગારાં વગાડવાની મનાઇ કરવામાં આવી હતી-માત્ર પૂજન વખતે ગામમાંના ઢોલીઓને તેમનાં વાજીંત્રો વગાડવા બોલાવવામાં આવ્યા હતા. બીજા તમામ રંગરાગ આ વરસે બંધ કરવામાં આવ્યા હતા.

આજ રાત્રે નવિનચંદ્રે વિલસુને મળવા રાજપુર જવાનું ઠરાવ્યું હતું. તેણે કોઇને પણ કહ્યા વગર પોતાના ઘોડા પર એકલા જવાનો વિચાર રાખ્યો હતો. તે પ્રમાણે હોળી પ્રગટયા પછી પોતાનું કાંઇ કામ નહિ પડે એમ ધારી તેણે રાજપુર તરફ પ્રયાણ કરવાની તૈયારી કરવા માંડી. તેજ વખતે એક દાસીએ આવી કહ્યું કે "મોટા દેશાઇજી આપને યાદ કરે છે." એટલે તરતજ નવિનચંદ્ર તેમના ઓરડામાં ગયો.

તે દિવસે વડા દેશાઇજીની તબીયત વધારે ખરાબ લાગતી હતી. નવિનચંદ્રે પલંગ પાસે જઇ પુછયું:-"આપની તબીઅત કાંઇ વધારે નરમ લાગે છે?"

મોટી વેદના અનુભવતાં તેમણે જવાબ આપ્યો:-"હા-આજે કાંઇ વધારે જણાય છે. મને લાગે છે કે હવે હું થોડા દિવસનો પરોણો છું."

વ્યથીત સ્વરે નવિનચંદ્ર બોલ્યો:-"ના, ના-ભય જેવું કાંઇ નથી. આજે પુર્ણિમા હોવાથી અને કોલાહલ વિશેષ હોવાથી આપને જરા વધારે અસ્વસ્થતા લાગતી હશે."

"ગમે તે કારણ હો-હવે મને બચવાની આશા બહુ થોડી લાગે છે. તેથીજ મેં તને બોલાવ્યો છે. મારે તને કાંઇ અગત્યની બાબત કહેવાની છે."

નવિનચંદ્ર ચુપ ઉભો રહ્યો એટલે વડા દેશાઇજીએ બોલવાનું શરૂ કર્યું:-"આજે સેંકડો વરસો થયાં આપણા કુટુંબમાં આ જાગીર રહેલી છે અને અહિંના જાગીરદાર તરીકે આપણા કુટુંબને સરકાર દરબારમાં માન પ્રતિષ્ઠા મળે છે. માટે આ કુટુંબમાં જન્મ લેનારની પવિત્ર ફરજ એ છે કે આ કુટુંબની અને આ જાગીરની માન મર્યાદાને સુરક્ષિત રાખવી."

નવિનચંદ્ર ગુપચુપ પિતાના મુખ સામું જોઇ રહ્યો હતો. કાંઇ પણ ઉત્તર ન મળવાથી તેમણે ફરીથી બોલવા માંડયું:-"આપણને અતિશય કરજ થઇ ગયું છે. આપણી જાગીર હાથમાંથી જવાનો ભય ઉભો થયો છે. મારે તો હવે કાંઇ બહુ દિવસ કાઢવાના નથી. માટે આપણા પુર્વજોની આબરૂ અને જાગીરની રક્ષા કરવાનો કોઇ ઉપાય દેખાતો નથી."

"ઉપાય તો છે-જો કરવોજ હોય તો."

"શું ઉપાય છે?"

"જો તું દુર્લભજી પટેલની કન્યા સાથે લગ્ન કરે તો આપણી જાગીર-આબરૂ અને સંપત્તિનું રક્ષણ થઇ શકે એમ છે. એટલુંજ નહિ પણ પટેલ બહુ ધનવાન છે અને વળી બીજું કાંઇ સંતાન નથી એટલે તેની તમામ દોલત તેની કન્યાનેજ મળશે; અને તેમ થવાથી તારી સ્થિતિ ઘણીજ સરસ થવાનો સંભવ છે."

"પણ તેમ થવાથી આ સંપત્તિ જાગીરદાર કુટુંબની નહિ રહે." નવિનચંદ્રે પ્રત્યુતર આપ્યો.

"તે કેવી રીતે?" દેશાઇજીએ કાંઇક આશ્ચર્ય પામતાં પુછ્યું.

"પછી આ સંપત્તિની માલીક પટેલની દીકરી થશે. અને જાગીરદાર કુટુંબના હતભાગી સંતાન તેનાં આશ્રીત-અન્નદાસ બનશે."

'પણ પટેલની પુત્રી તો તારી પત્નિ થશેને!"

"પત્નિ હોવા છતાં માલીક તો તેજ થશેને?" તેણીના પિતાએ ખરીદેલી મિલકતની અધિકારી તેજ થશે."

"પણ તમારાં બાળકો તો તે મિલકતના વારસ થશે કે ની?" દેશાઇજીએ તોડ કાઢયો.

"તે પણ માતાની દોલતના વારસ થશે-પિતાની દોલતના નહિ. એવી રીતે મિલકત કે જાગીર જાળવી રાખવા કરતાં તેને જવા દેવામાં હું તો નામોશી ગણુતો નથી. સેંકડો જાગીરો એ પ્રમાણે બીજે હાથ ગઇ છે અને જાય છે. ભલે આપણી જાગીર-સંપત્તિ દેવાં પેટે ચાલી જાય. હું મારી જાત મહેનતથી-ઉદ્યોગ કે નોકરી કરીને મારાં કુટુંબનું પાલન કરીશ."

આ સાંભળતાંજ દેશાઇજી ખીજવાઇ ગયા, અને બૂમ પાડી ઉઠયાઃ-"એવા મૂર્ખાઇ ભરેલા વિચારને કદી મનમાં લાવતો નહિ. તને તારા મરતા પિતાનું કહેવું તો માનવુંજ પડશે-દુર્લભજી પટેલની કન્યા સાથે પરણુવું પડશે."

નવિનચંદ્ર નિરૂત્તર રહ્યો એટલે દેશાઇએ પાછું બોલવા માંડયું:-"બોલતો કેમ નથી? મારૂં આ છેલ્લું વચન તારે માન્ય રાખવું છે કે નહિ?"

નવિનચંદ્ર શીર ઝુકાવી બોલ્યો:-"પિતાજી! એ સિવાય આપ ગમે તે આજ્ઞા કરો-હું તે પ્રાણુાન્તે પણ પાળવા તૈયાર છું. પરંતુ મારા આખા જીવનની સ્વાધીનતા એક ધનવાનની કન્યાને ચરણુાર્પણુ કરવા-તેના અન્નદાસ થવાનું મારાથી બને તેમ નથી."

વૃધ્ધ દેશાઇજી આ શબ્દો સાંભળી બહુ દુઃખી થયા. પુત્રને સમજાવવા એક છેલ્લો પ્રયત્ન કર્યો, અને બોલ્યા:-"ભાઇ નવિનચંદ્ર! મારામાં વધારે બોલવાનું જોર રહ્યું નથી. પરંતુ હું તારો પિતા છું. પુત્રનું કર્તવ્ય એ છે કે પિતા પોતાના કુળના લાભને ખાતર જે કહે તે માન્ય રાખવું. તું બુધ્ધિમાન છે. સુશિક્ષિત છે. માટે મારા કહેવા પર પુરતો વિચાર કરી જો અને પછી તને જેમ ઠીક લાગે તેમ કરજે." એટલું કહી તે પાસુ બદલી ગુપચુપ સુઇ

રહ્યા, એટલે નવિનચંદ્ર પણ ધીમે પગે ત્યાંથી ચાલ્યો ગયો.

ત્યારબાદ સાધારણ બહાર જવાનાં કપડાં પહેરી નવિનચંદ્ર બહાર નિકળ્યો અને પોતાનો ઘોડો તૈયાર કરી લાવવા એક નોકરને આજ્ઞા કરી. નોકર ઘોડો તૈયાર કરીને લાવ્યો એટલે નવિનચંદ્ર તે પર સ્વાર થયો અને "હમણાંજ આવું છું" કહી ઘોડો ચલાવ્યો.

ગામની બહાર નીકળ્યા પછી નવિનચંદ્રે રાજપુર તરફનો રસ્તો લીધો અને ઘોડાને જરા ચાબુક લગાવી ઝડપથી ચાલવા સુચના કરી. તે તેજી પ્રાણી પોતાના માલીકની ઇચ્છા જાણી ગયું અને પુર વેગથી દોડવા માંડયું. નવિનચંદ્રનું મન અત્યારે વિલસુમાં હતું-તે પોતાને મળવા કેવી આતુરતાથી વાટ જોઇ રહી હશે-કેવો હેત ભર્યો આવકાર આપશે વગેરે વિચાર કરતાં માર્ગ કયાં કપાયો તે તેને જણાવ્યું નહિ-એક પછી એક માઇલ ઘોડાના પગ તળે નીકળવા માંડયા.

નવિનચંદ્રે વિચારમાળા પુનઃ આરંભી. "વિલસુ મને અંતઃકરણથી ચાહે છે અને તેથી લગ્ન માટે તે ઉત્સુક થઇ રહી હશે. પરંતુ તે દિવસે તેણે મોતીની માળા પાછી કેમ મોકલી આપી તેનું કારણ સમજાતું નથી. કોલણના કહેવા પરથી તો એમ જણાય છે કે તે મારા તરફ વિરકત થઇ ગઇ છે-તો શું તે હવે મને ચાહતી નહિ હોય? ના-ના એમ તો નહિ હોય! વિલસુ ચતુર છે. તેણી આ વાત કોઇને જણાવવા માગતી નહિ હોય તેથીજ તેણે મારી મોકલેલી માળાનો અસ્વિકાર કર્યો હશે, રૂબરૂમાં તેનો ખુલાસો થઇ જશે."

જોત જોતામાં રાજપુર ગામની સીમા દેખાવા લાગી અને થોડીવારમાં તે બેના ડોશીના મકાન આગળ જઇને ઉભો રહ્યો. ઘોડા પરથી ઉતરી ઘોડાને લગામથી એક ઝાડ સાથે બાંધી તેણે તે મકાનનું બારણું ખખડાવ્યું.

બેના ડોશીએ જાતેજ બારણું ઉઘાડયું અને આટલી રાતે નવિનચંદ્રને પોતાને ત્યાં આવેલા જોઇ તેણી તાજુબ થઇ. નવિનચંદ્રે તેણીને પુછયું:-"કેમ માજી ખુશી તો ખરાંને?

શું ચાલે છે?"

ડોશીનું મોં પડી ગયું. તેણી એક ઉંડો નિસાસો નાંખતાં બોલી:-"ખુશી રહેવાનું મારા જેવી અભાગણીના નસીબમાં તે ક્યાંથી હોય? ઓ મારી વિલસુ તું ક્યાં ગઇ?" એમ કહી ડોશીએ રડવા માંડયું.

નવિનચંદ્ર તો આ સાંભળી સ્તબ્ધજ બની ગયો. તેણે ધ્રુજતા સ્વરમાં પુછયું:-"માજી વિલસુને શું થયું? તે ક્યાં ગઇ છે?"

બેના ડોશીએ રડતાં રડતાં જવાબ આપ્યો, "ભગવાન જાણે ક્યાં ગઇ છે? ગઇ કાલે રાતરે ખાઇને તે સુઇ ગઇ હતી. પણ સવારમાં જોઉં તો તે ઘરમાં નહોતી. આજનો આખો દિવસ ગયો પણ તે ઘેર પાછી આવી નથી."

આમ કહેવામાં ડોશીની ભૂલ હતી. કારણ કે ઘરની બહાર જતી વખતે વિલસુએ તેના સુવાના ઓરડાનું બારણું બહારથી બંધ કર્યું હતું, તેથી ડોશી સમજી હતી કે તેણી સુઇ ગઈ હશે અને બારણું અંદરથી બંધ કીધું છે.

નવિનચંદ્રે ડોશીને ધીરજ આપવાના હેતુથી કહ્યું:-"આટલામાંજ હશે. નહિ તો કોઇ બહેનપણીને ઘેર ગઇ હશે તેણે આજે હોળી હોવાથી આવવા દીધી નહિ હોય."

"તેણીના ઓળખીતાં બધાંને ત્યાં હું જઇ આવી-તેણી કોઇને ત્યાં ગઇજ નથી."

"હીરજીને ત્યાં તપાસ કરી હતી?" નવિનચંદ્રે જરા બ્હીતાં બ્હીતાં પુછયું.

"અરે એ બીચારો તો આ સમાચાર સાંભળી ગાંડા જેવો થઇ ગયો છે!"

નવિનચંદ્ર વિચારમાં પડી ગયો. તેને આ શું ભેદ છે તે સમજાયો નહિ. તેને એમ પણ વિચાર આવ્યો કે, "હીરજી તેણીને બેના ડોશીની મદદથી ક્યાંક ઉપાડી તો નહિ ગયો હોય! અને મને ઉડાવવા ડોશી આ બધા ઢોંગ તો કરતી નહિ હોય? પણ ડોશીને એમ કરવાનું શું કારણ હોઇ

શકે ? જો પૈસા માટેજ તે એમ કરતી હોય તો હીરજીના કરતાં તો મારી તરફથી એને વધારે પૈસા અને ઇજ્જત મળવાનો સંભવ છે તે એ જાણે છે. તો પછી વિલસુ ગઇ કયાં ?"

આમ અચાનક વિલસુ પોતાની રાજીખુશીથી કોઇ ઠેકાણે જતી રહે એ તેને સંભવિત લાગ્યું નહિ. તો પછી તે ગઇ કયાં ? તેને એકદમ જતાં રહેવાનું પ્રયોજન શું ? શું એના ડોશી તેણીને સંતાડીને મને ઠગવાને તો આ ઢોંગ નહિ કરતી હોય ? પણ તેણીનું ઉતરી ગયલું મોઢું કહી આપતું હતું કે તે ઢોંગ કરતી નહોતી.

ડોશી તરફથી કાંઇ વધારે સમાચાર નહિ મળતાં નવિનચંદ્ર ખીન્ન વદને ત્યાંથી ચાલતો થયો અને બહાર આવી ઘોડાની લગામ છોડી તેના પર સ્વાર થયો અને જે માર્ગે આવ્યો હતો તેજ માર્ગે પાછો ચાલ્યો. પણ તે કેવો આશાભર્યો આવ્યો હતો અને કેટલો આશા ભંગ થઇ તે પાછો ફરતો હતો !



# પ્રકરણ ૨૬ મું.



વિલસુ સ્ટેશનપર પહોંચી ત્યારે રાતના દશ વાગ્યા હતા. અરધા કલાકમાં ડાકોર તરફ જવાની ગાડી આવવાની હતી. ગાડીવાને તેણીને ટીકીટ લાવી આપી અને ગાડી આવતાં સુધી તેણીની પાસે રોકાયો. જ્યારે ગાડી આવી પહોંચી ત્યારે તેણીને સ્ત્રીઓના ડબામાં બેસાડી અને ગાડી ઉપડી એટલે ગાડીવાળાએ પણ ઘરનો રસ્તો લીધો.

ગાડી ઉપડયા પછી વિલસુને પોતાની હાલત પર વિચાર આવવા માંડયા "હું કયાં જાઉં છું હવે મારૂં કોણ? રાજપુરમાં પણ મારૂં કોણ હતું! ડાકોરમાં શ્રી રણછોડરાયજીનાં દર્શન કરીશ અને નર્સનું કામકાજ શીખીશ. એટલે વરસ દોઢ વરસમાં મારૂં પોતાનું ગુજરાન આબરૂભેર સારી રીતે કરી શકીશ. પછી મને પટેલ મહાશયની મદદની જરૂર નહિ રહે." આવા પ્રકારના વિચારમાં તેને ઝોલા આવવા માંડયાં પણ પોતે અજાણી છે એ ભાન થતાં પાછી જાગ્રત થઇ જતી. તેની સાથે ડબામાં બીજી સ્ત્રીઓ હતી પણ કોઇની સાથે વાતચીત કરવાનું તેણીને ગમતું નહોતું. તેણીને પાછા વિચારો આવવા માંડયા. "મારા હૃદયેશ્વર, મને મળવા કેવા આશા ભર્યા આવ્યા હશે અને હું અભાગણીને નહિ જોતાં તેઓ શું શું વિચાર કરશે. મોટી માશી મારે માટે શું ધારશે? ગમે તે ધારે ને? મારે તેનું શું કામ છે! તેણીનો મારા પર અંતરનો પ્રેમ નથી–મારા સ્વાર્થને માટે મારૂં તે પોષણ કરતી હતી અને હીરજી જેવાને પરણાવી પૈસા મેળવવા તજવીજ કરતી હતી. હવે હૃદયેશ્વરનાં દર્શન દુર્લભ છે. પણ તેને બદલે પરમેશ્વર તરફ ધ્યાન લગાડીશ. સ્ત્રીને માટે કાંતો હૃદયેશ્વર કે પરમેશ્વર. આ વિચારે વિલસુની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તે લુગડાના છેડા વતી લુછતાં મનને સમજાવવા લાગી. "દેવતાઓ પણ બલિદાન વિના સંતુષ્ટ થતા નથી–તો પછી મારા હૃદયદેવતાને આત્મ બલીદાનથી સંતોષવા યત્ન કરૂં

તેમાં શું ખોટું છે? મારા પોતાના સુખને ખાતર એમની આબરૂ-એમની સંપત્તિ નષ્ટ નહિ થવા દઉં! રમણીનો પ્રેમ પોતાના હૃદયેશ્વરને સુખકર્તા હોવો જોઇએ. નહિ કે દુઃખ કર્તા."

આમ વિચારમાં ને વિચારમાં અર્ધજાગ્રત અર્ધ નિંદ્રાવસ્થામાં આખી રાત પસાર થઇ. સવારના પ્હોરમાં આણંદ આવ્યું. ત્યાં ગાડી બદલવાની હતી તે તે જાણતી હતી. વળી તે ડબામાં બીજી સ્ત્રીઓ પણ ડાકોર જવા બેઠેલી હતી અને વાતચીતમાં વિલસુને તે માલુમ પડતાં તેણીને સંતોષ થયો હતો. આ પ્રમાણે ઠેઠ સુધીનો સંગાથ મળતાં તેણી સવારના નવ વાગે ડાકોર સ્ટેશને ઉતરી અને પોતાની પાસેના કાગળ પર સરનામું હતું તે પ્રમાણે પુછતી પુછતી તેણી દસેક વાગે ગંગાબાઇને ઘેર પહોંચી. આ વખતે ગંગાબાઇ ઘરનું કામકાજ કરતી હતી અને એકાએક એક અજાણી છોકરી પોતાના ઘરમાં દાખલ થતી જોઇને તેણીને નવાઇ લાગી. તેણીએ વિલસુને પુછ્યું:-" કોને પુછો છો બ્હેન ?"

" ગંગાબાઇ ગોરાણી અહીં રહે છે?" વિલસુએ જવાબ આપ્યો.

" હા-મારૂં નામ ગંગા-પણ તમે ક્યાંથી આવો છો?"

" હું સુરત જીલ્લાના રાજપુર નામના ગામથી આવી છું.-આપના ઉપર એક કાગળ લઇ આવી છું. ત્યાંના દુર્લભજી પટેલને તમે ઓળખતાં હશો." એમ કહી બગલમાંની નાની પોટલી નીચે મુકી વિલસુએ લુગડાંને છેડેથી એક કાગળ કાઢી તેણીના હાથમાં આપ્યો. ગંગાબાઇએ કાગળ હાથમાં લીધો-અને તે વાંચી વિલસુને પુછ્યું:-" અહીં કેમ આવવું થયું છે! કેટલા દિવસ રહેવા વિચાર છે?"

" હું આ જગત્માં એકલી-નિરાધાર છું-મારૂં સગું વ્હાલું કોઇ નથી. તેથી અહીં રહી ઠાકોરનાથજીની છાયામાં જીવન વિતાવવા ઠરાવ કર્યો છે." વિલસુએ જવાબ આપ્યો.

"આ તીર્થ સ્થળ છે-અહિં રહેવામાં ખર્ચ ઘણો થાય છે તે તમે જાણો છો!"

"તે ખર્ચ મળી રહેશે-મને તેટલી ખાત્રી આપવામાં આવી છે."

"શું તમારી પોતાની કાંઇ મિલ્કત છે કે?" ગંગાબાઇએ પ્રશ્ન કર્યો.

"ના, ના. હું તો ગરીબ છું પણ મારા એક મુરબ્બી છે તે નાનપણથી મને પાળે છે. તેમણે મારો ખર્ચ આપવાનું વચન આપ્યું છે." વિલસુએ ખુલાસો કર્યો.

"તે કોણ છે? શું કરે છે?" ગંગાબાઇએ પાછું પુછ્યું.

"રાજપુરના એક શ્રીમંત ગૃહસ્થ છે. મારા પિતાના મિત્ર છે. વયોવૃધ્ધ અને દયાળુ છે."

"પણ આ પત્ર મારા પર નહિ હોય-હું કોઇને રાજપુરમાં કે દુર્લભજી પટેલ નામના કોઇ ગૃહસ્થને ઓળખતી નથી-"

"ત્યારે આપનું નામ અને ઠામ ઠેકાણું શી રીતે તેમણે મને આપ્યું?"

"હા-હા-હવે સમજી. પહેલાં આજ મકાનની બાજુમાં ગંગાબાઇ ગોરાણી કરીને એક વૃધ્ધ વિધવા રહેતી હતી. તે તો આજ ચાર પાંચ વરસ થયાં ગુજરી ગઇ છે. તેના પર આ પત્ર આપ્યો હશે." ગંગાબાઇએ ખુલાસો કર્યો. "કેમકે મને તો અહિં રહેવા આવ્યા ને બે એક વરસ થયાં છે અને આ કાગળમાં તો આઠ દશ વરસ પહેલાં તેમને મુલાકાત થયલી હોવાનું લખેલું છે."

અત્યાર સુધી વિલસુ તથા ગંગાબાઈ ઉભાં ઉભાંજ વાતો કરતાં હતાં. વિલસુનો સુકોમળ બાંધો અને સોહામણું મુખ ગંગાબાઇને ગમી ગયું હતું. તેણીના પર તેણીને દયા આવી હતી. તેણીએ આપેલી ચીઠી પોતાના પર નથી એમ જ્યારે ગંગાબાઇએ જણાવ્યું ત્યારે વિલસુને પણ બહુ નિરાશા ઉપજી હતી એમ તેણીના ચ્હેરા પરના બદલાતા ભાવો પરથી સ્પષ્ટ સમજાતું હતું. ગંગાબાઇને તેણીના પર અનુકંપા છુટી અને તેણીને ઘરમાં બોલાવતાં તેણીએ કહ્યું, "હમણાં તો અહિં બેસો-લાંબી મુસાફરીથી થાક ચઢયો હશે-જરા હાથ મ્હોં ધોઇ

લો. હમણા મારા સ્વામી આવશે એટલે તમારી હકીકત તેને કહી તેમની સલાહ લઇશું." વિલાસુને આથી કાંઇક ધીરજ આવી અને પોતાની પોટલી લઇ ગંગાબાઇની પાછળ તેણીના ઘરમાં ગઇ. એક બાજુ પર પોતાની પોટલી મુકી ગંગાબાઇએ આણી આપેલો પાણીનો લોટો લઇ તે મોઢું ધોવા બેઠી. ગંગાબાઇ તેણીને માટે ચ્હા બનાવવા રસોડામાં ગઇ.

થોડી વારમાં ગંગાબાઇ ચ્હાનો પ્યાલો લઇને આવી અને વિલાસુની પાસે મુકી પોતે પણ તેની પાસે બેઠી. વિલાસુએ આભારસૂચક દૃષ્ટિ કરી ચ્હા પીવા માંડી એટલે ગંગાબાઇએ તેણીને પુછ્યું, "બ્હેન તમારી જ્ઞાતી શું છે?"

વિલાસુએ ચ્હા પીતાં પીતાં જવાબ આપ્યો, "બ્રાહ્મણ છું એમ મને કહેવામાં આવ્યું છે."

"એટલે? એમ કેમ કહો છો?"

"આપની આગળ સત્યજ બોલીશ. મારાં માતપિતા કોણ છે તે હું જાણતી નથી. મને સમજણ આવી ત્યારથી હું રાજપુર ગામમાં મોટી થઇ છું પણ મારાં માતપિતાને મેં નજરે જોયાં નથી તેમજ તેઓ કોણ છે તે પણ ખબર નથી. રાજપુરમાં બેના ડોસી નામની એક બ્રાહ્મણ વિધવા રહે છે તે મારી માની માસી થાય છે એમ તે મને કહેતી હતી અને તેને ત્યાંજ હું મોટી થઇ છું. પણ તેનાં વર્તન પરથી હું અનુમાન કરૂં છું કે તે મારી સગી નહિ હોય."

"તે કેવી રીતે?"

"પૈસો લઇને તે મારાં લગ્ન એક દુરાચારી બ્રાહ્મણ સાથે કરવા માગતી હતી. તે પરથી જો તેને મારી સાથે કાંઇ પણ સગપણ હોત તો તે આવું નીચ કામ કદી કરવા તૈયાર થાત નહિ મને તો લાગે છે કે મને મોટી કરવામાં તેનો એજ હેતુ હોવો જોઇએ."

"ત્યારે શું હજુ સુધી તમારાં લગ્ન નથી થયાં?"

"ના–માબાપની ઓળખ વિનાની અજાણી છોકરીના સારા ઘરમાં લગ્ન થવા કેટલાં મુશ્કેલ છે તે તો આપનાથી

અજાણ્યું નહિ હોય !"

"પણ તમારે આટલી નાની ઉમરમાં સંસાર તરફ વૈરાગ્ય આવવાનું શું કારણ?"

"આ પુણ્ય ભૂમિ છે- અહિં રણછોડરાયજીની છાયામાં મારા જીવને કરાર મળશે."

"તમારી અહિં આવવાની હકીકત તમારી મોટી માશી જાણે છે?"

"ના તેમને દુઃખેથી તો મારે રાજપુર છોડવું પડયું છે."

"વારૂ-પણ જે મુરબ્બીએ તમારો અહિંનો ખર્ચ આપવા કબુલાત આપી છે તે કાંઇ તમારા સગા થાય છે?"

"સગાઇ તો કાંઇ નથી-અને હોય તો પણ હું તે જાણતી નથી. એક દિવસ એમણે માત્ર એટલું કહ્યું હતું કે તેમને મારા પિતા સાથે ગાઢ મૈત્રી હતી."

ત્યારે તમે તેને તમારા પિતા સંબંધી ખુલાસો કેમ નહિ પુછી લીધો?"

"મેં તો ઘણાએ કાલાવાલા કરીને પુછયું; પણ તેમણે એવો જવાબ આપ્યો કે મારા પિતાએ પોતાના સંબંધી કાંઇ હકીકત જણાવવાની મનાઇ કરી છે. આપ રાજપુરમાં કોઇને ઓળખો છો?"

"ના ઓળખતી તો નથી. પણ એ ગામનું નામ સાંભળ્યું છે કારણ કે અમે પણ મૂળ તો સુરત જીલ્લાનાં રહેવાસી છીએ. મારા સ્વામી સરકારી નોકરીમાં હતા અને તેમણે બે વરસ પર પેન્શન લીધું ત્યારથી અમે અહિં રહેવા આવ્યાં છીએ."

"આપના સ્વામી કયાં છે?"

"શ્રી રણછોડરાયજીના મંદિરમાં હશે. હવે જમવાનો સમય થશે ત્યારે આવશે."

"ત્યારે તો આ ઘર આપનું પોતાનું નહિ હોય?"

"અમારૂં પોતાનું ઘર તો કયાંથી હોય ! મહીને સાત

રૂપીઆ ભાડું આપીએ છીએ."

આ પ્રમાણે બંને જણા થોડો વખત સુધી વાતચીત કરતાં રહ્યા, એટલામાં ત્યાં એક આધેડ ઉંમરની વીધવા આવી લાગી અને વિલસુને જોઇ ગંગાબાઇને પુછ્યું:-"ગંગા બ્હેન કોઇ પરોણાં આવ્યાં છે?"

"કાશી બ્હેન-આ સુરત જીલ્લાના રહીશ છે અને આજજ અહિં આવ્યાં છે. પણ કાશી બ્હેન તમે ઘણાં વરસ થયાં અહિં રહો છો તે જાણતાં હશો. આટલામાં બીજી કોઇ ગંગાબાઇ કરીને ગોરાણી રહે છે?"

"ગંગાબાઇ-હા, જુઓને ગંગા બ્હેન-પેલા રમણલાલ શેઠ રહે છે તે મકાનમાં ગંગાબાઇ કરીને એક ગોરાણી રહેતી હતી, તે બિચારી ત્રણ ચાર વરસ પર વરસ ગુજરી ગઇ. તેને સુરત જીલ્લામાં યજમાનો ઘણા હતા. પણ કેમ તેની તપાસ કરવી પડી?"

"આ બાઇ તેમના ઉપર એક પત્ર લઇ આવી છે-તેમને ત્યાં રહેવા આવી હતી."

"તેની એ શું સગી થાય?"

"સગી તો કાંઇ નહિ. એમના કોઇ સગાને ગંગાબાઇ સાથે ઓળખાણ હશે તેથી આવી હતી."

"પણ એ બાઇને આટલી નાની ઉમરમાં અહીં આવવાનું મન થયું! શું એમનાં કોઇ સગાં વ્હાલાં નથી? એમના પતિ શું કરે છે?"

"એનાં લગ્ન હજીસુધી થયાંજ નથી."

"પણ બાઇ જણાય છે તો કોઇ કુલીન ઘરની કન્યા." વિલસુએ કાંઇ જવાબ આપ્યો નહિ.

થોડી વાર પછી કાશીબાઇ બોલી:-"તે ગંગાબાઇ નથી તો શું થયું-તમારે ત્યાં એને રાખોને! એના ખર્ચને માટે તો ગોઠવણ કરી છે ને?"

વિલસુએ આતુરતાથી જવાબ આપ્યો:-"મારા ખરચને

માટે મારા ગુરુજીએ ગોઠવણ કરી છે–આ ગંગાબાઇ જો મારા ઉપર કૃપા કરીને મને અહિં રાખે તો હું પુત્રીની પેઠે એમની સેવા કરીશ અને મારા ખરચનો ભાર કોઇ રીતે એમના ઉપર નહિ પડે."

કાશીબાઇએ ગંગાબાઈ તરફ જોયું. ગંગાબાઇએ કહ્યુંઃ- "એમને પુછ્યા વિના મારાથી હા કેમ કહેવાય? એ હમણાં બહારથી આવશે એટલે એમને પુછી જોઇશ અને એ હા કહેશે તો ખુશીથી મારે ત્યાં રાખીશ. મારે પણ કોઇ છે બીજું? રણછોડરાયજીએ આટલી ઉમ્મરે આ દીકરી આપી છે એમજ સમજીશ."



## પ્રકરણ ૨૭ મું.

સંધ્યા સમયે આરતીને વખતે ઘડીઆળ-ઘંટા-ઢોલ વગેરેના અવાજથી આખું ડાકોર ગાજી રહે છે. પરંતુ વિલસુ ત્યાં નવીસવી આવેલી હોવાથી તેણીને તે બહુ નવાઇ જેવું લાગ્યું. તેણીના અકળાયલાં મનને લાગ્યું કે આ ઘંટાનાદ મનુષ્ય માત્રને સંસારથી વિરક્ત થવાનો ઉપદેશ આપી રહ્યો છે. આ વખતે વિલસુ ગંગાબાઇના ઘરના ચોકમાં બેઠી બેઠી આકાશ સામું જોઇ રહી હતી. આકાશમાં ચંદ્ર પૂર્ણકળાથી ખીલી રહ્યો હતો. તે જોતાં તેણી રાજપુરમાં પોતાના ઘરના આંગણામાં બેસી ચાંદનીમાં કાંઇ ગુંથવા બેસતી તે દિવસો યાદ આવ્યા. તેણીને વિચાર આવવા માંડયા: "જગતમાં એકજ ચંદ્રમા છે. આ ચંદ્રમાને રાજપુરના લોકો પણ જોતાં હશે-વજેપુરના લોક પણ નિહાળતા હશે અને એ બન્ને ગામોથી આટલે દૂર ડાકોરમાં પણ મને દેખાય છે. ચંદ્રમા કેવો શીતળ છે; તે તેનું હૃદય દયાળુ છે એમ સુચવે છે. શું તેમાં પણ લોકો વસતા હશે? ખરેખર ત્યાં વસનાર લોકો નસીબદાર હોવા જોઇએ. કોણ જાણે કેવાં એક કઠીણ તપ કરવાથી ત્યાં અવતાર મળતો હશે. અરેરે! હું જો ત્યાં જઇ શકતી હોત તો ત્યાં બેઠી બેઠી સર્વેને જોઇ શકું. વજેપુરમાં મારા નવિનચંદ્રને પણ જોઇ શકું. તે મને જોઇ શકે નહિ અને છતાં હું તેમને નિહાળી શકું. તેમના હૃદયમાં મારા નાશી જવાથી કેટલો સંતાપ થતો હશે! તેનું પાપ મારે માથે તો ખરૂંજ કેની? પણ તેમનાજ ભલાંને માટે મારે આ પગલું ભરવું પડયું છે, તે માટે પ્રભુ મને ક્ષમા કરે!"

આમ વિચારમાળા ચાલતી હતી એટલામાં તેણીને ગંગાબાઇએ ઘરમાંથી બુમ પાડી. ગંગાબાઇએ પોતાના પતિને વિલસુ સંબંધી સઘળી હકીકત નિવેદન કરી હતી અને તે વયોવૃધ્ધ સુપાત્ર બ્રાહ્મણ ગૃહસ્થે તેણીને પોતાને ત્યાં રહેવા દેવા માટે સંમતિ આપી હતી.

હતી. આથી વિલસુને નિરાંત થઇ હતી. જો કે તેણી તે દિવસે સવારમાંજ તે ઘરમાં આવી હતી છતાં ગંગાબાઇના વ્હાલ સોયા સ્વભાવને લીધે તેણી તેને એક માતાના જેટલું માન આપતાં શીખી હતી અને તેણીના પર તેણીને કુદરતી હેત આવતું હતું."

ગંગાબાઇ તેણીને ભોજન કરવા બોલાવતી હતી એટલે વિલસુ તરતજ ઉઠી અને તે તથા ગંગાબાઇ સાથે વાળુ કરવા બેઠાં. જમતાં વિલસુએ વાત છાડીઃ-

"આ શહેરમાં ઇસ્પીતાલ તો સારી હશે"

"હા-ઇસ્પીતાલ છે તો ખરી-પણ આપણા જેવા બ્રાહ્મણ વર્ગને તે શું કામની? ત્યાં નહિ જાતનો તફાવત કે નહિ ઉંચ નીચનો ભેદ. ત્યાંની દવામાં પણ એકલા દારૂના બાટલા એવી ઇસ્પીતાલની દવાથી સારૂં થવું તેના કરતાં તો મરવું સારૂં. પણ તારે કેમ તેની તપાસ કરવી પડી?"

વિલસુને લાગ્યું કે આવા ધર્મનિષ્ટ કુટુંબમાં પોતે રહી નર્સનું કામ શીખવાની આશા રાખવી ફોકટ છે. એટલે પોતાના તે બાબતના વિચાર પ્રદર્શિતજ નહિ કરવા એ વધારે સારૂં છે એમ તેણીને લાગ્યું. પણ ગંગાબાઇને કાંઇ જવાબ તો આપવો જોઇએ એમ ધારી તેણીએ કહ્યુંઃ-"ના-ના મારે તો કાંઇ કામ નથી-પણ મારી સાથે આગગાડીમાં એક બાઇ કાંઇ દરદનું ઓપરેશન કરાવવા અહિં આવતી હતી. તેણે ગાડીમાં મારા પર બહુ માયા બતાવી હતી તેથી મને થયું કે જો નજીક હોય તો તેણીને જોઇ અવાય."

પણ ગંગાબાઇને તે બાબત કશી માહીતી નહોતી. તેથી તે વાત ત્યાંજ અટકી; અને બંને જણાં જમી રહેતાં વાસણ માંજવાની તૈયારી કરવા લાગ્યાં.

---

# પ્રકરણ ૨૮ મું.



ગત પ્રકરણમાં જણાવેલી હકીકતને બે માસ વીતી ગયા હતા. વૈશાખ માસનો પ્રખર તાપ મનુષ્ય માત્રને અકળાવી નાંખતો હતો. આવા એક દિવસે બપોરે નવિનચંદ્ર પોતાને ઘેર પોતાના ઓરડામાં એક પલંગ ઉપર પડયો હતો. તેને વિલસુનો વિયોગ બહુજ સાલતો હતો એટલું તો તેના વેદના વ્યથિત નેત્રો ઉપરથી પણ સાફ દેખાઇ આવતું હતું. આખો વખત તે વિલસુનોજ વિચાર કરતો હતો તો પણ તેના એકાએક ગુમ થવાના ભેદનો ખુલાસો મળી શકયો નહોતો; અને તેથી તેનું દીલ વધારે મુંઝાયા કરતું હતું.

બપોરનાં ભોજન બાદ જરા વામકુક્ષી કરવાના ઇરાદાથી તે પલંગ ઉપર પડયો હતો પણ તેનું મગજ એકદમ જાગૃત હોવાને લીધે તેને નિદ્રા આવતી નહોતી અને કંટાળીને તે આમથી તેમ અને તેમથી આમ પડખાં બદલ્યા કરતો હતો. વળી પાછું તેનું મગજ વિચારરૂપી ચકડોળે ચડયું. "શું વિલસુ આ ફાની દુનીઆ તજી ગઇ હશે? શું તેનાં દર્શનનો લાભ આ અભાગણી આંખોને હવે ફરીથી નહિજ મળે? ખરેખર તેના વિનાની આ દુનીઆ શુન્ય જેવી લાગે છે. તેના વિનાનો સંસારજ અસાર જણાય છે. ખરેખર! જો તે જીવતી હોત તો તેના સમાચાર આજ સુધી મળ્યા વિના રહેતજ નહિ. એ તો ગઇજ; અને એ ગઇ તો પછી મારે જીવીને શું કરવું? વિલસુ વિનાનું જીવનજ નકામું છે તો તેવું જીવન ગુજારવાની જરૂરજ શું? મારૂં સુખ-મારો સંતોષ-મારો આનંદ મારૂં સર્વસ્વ-જે કહું તેમાંજ છેઃ તો પછી મારૂં જીવવું નકામુંજ છે."

થોડીવાર પછી વળી બીજો વિચાર આવ્યો. માણસ શું પોતાના સુખને માટેજ જીવે છે? ના-ના, એ તો સ્વાર્થીપણું કહેવાય. માનવ જીવન તો પરાર્થ હોવું જોઇએ

એમ શાસ્ત્રમાં કહ્યું છે. તો પછી ભલે મારૂં પોતાનું સુખ નષ્ટ થયું હોય તો પણ બીજાંના-સ્નેહી સંબંધી-માતપિતા-કુટુંબ-જ્ઞાતિ-દેશ વગેરેને પણ મારા જીવન ઉપર કાંઇક હક્ક છે. તો તેમના પ્રત્યેની ફરજનું કરજ અદા કરવા ખાતર પણ મારે જીવવું જોઇએ.

વળી થોડો વાર તે ઉપર વિચાર કીધો-ત્યારે એમ લાગ્યું કે "જો બીજાંઓને ખાતરજ મારે જીવવાનું હોય તો પછી અલકરંભા સાથે લગ્ન કરવામાં શું હરકત છે ! તેમ કરવાથી આખાં કુટુંબને-આ પ્રજાજનોને-જેને ખાતર મારે જીવવાની ફરજ છે તેમને બધાંને સંતોષ થશે-પણ એ વિચારજ તેના આખાં શરીરને કંપાવી નાંખતો હતો-તેનું હૃદય તેને જાણે ધમકાવતું હોય તેમ કહેવા લાગ્યું:-"જે હૃદયમંદિરમાં વિલસુની મૂર્તિ પ્રતિષ્ઠિત કરી છે ત્યાં બીજીને પધરાવવાનો વિચાર સરખો પણ તમારાથી કેમ થાય ?"

વળી તેણે હૃદયને સમજાવવા માંડ્યું, "જો વિલસુ આ દુનીઆમાંજ ન હોય તો પછી મારા મૃત્યુને બિછાને પડેલા પિતાને સંતોષવા ખાતર-મારી વ્હાલી માતાને ખુશી કરવાને ખાતર-મારા બાપદાદાની માન-પ્રતિષ્ઠાને ખાતર એ લગ્ન કરૂં તો તેમાં શું ખોટું છે ? હા. તેમાં મારા પોતાના સુખની કલ્પનાને પણ સ્થાન નહિ રહે. પણ કુટુંબના સંતોષને ખાતર મારે તેમ કરવાની ફરજ છે-પણ પછી વિલસુ મળી આવે તો !" આ છેલ્લી કલ્પનાએ તેના મગજને પાછો બીજો પલટો આપ્યો. હા-જો તેણીનું કોઇએ બળાત્કારથી હરણ કર્યું હોય તોજ તેણી મને તે જણાવી પણ ન શકે. તેણીને માટે આખા દેશમાં અનેક મનુષ્યો મારફત તજવીજ તો ચલાવી છતાં પણ તેમો પત્તોજ લાગતો નથી. તેના સંબંધી કાંઇ પણ ખબરજ મળી શકતી નથી, એ પણ એક તાજુબી નહિ તો બીજું શું !"

આમ વિચારમાળા ચાલ્યા કરતી હતી એવામાં એક નોકરે આવીને ખબર આપી કે "મોટા દેશાઇજી આપને યાદ કરે

છે." એટલે નવિનચંદ્ર તરતજ ઉઠીને પોતાના પિતાના ઓરડા તરફ ગયો.

જે ઓરડામાં જાગીરદાર સુતા હતા તે ઓરડામાં નવિનચંદ્રે ધીમે પગલે પ્રવેશ કર્યો. તે વખતે ત્યાં કેટલાક માણસો બેઠેલા હતા. નવિનચંદ્ર સર્વને તેમની યોગ્યતા પ્રમાણે નમન કરી પિતાના પલંગ પાસે જઇને ઉભો રહ્યો, અને નમ્રતાથી પુછયું:-"પિતાજી અત્યારે આપને કેમ લાગે છે?"

વૃદ્ધ જાગીરદાર કંટાળીને બોલતા હોય તેમ જવાબ આપ્યો:-"શારિરીક અને માનસિક બે પ્રકારની વ્યાધિ અને ઉપાધી હોય તેની પીડાનું તે વળી પુછવાનું શું! આમ રીબાવા કરતાં તો પ્રભુ મોત આપે તો સારૂં."

નવિનચંદ્ર નિરૂત્તર રહ્યો એટલે ડાકટર સાહેબ બોલ્યા:- "મારી હવે તો સંપૂર્ણ ખાત્રી થઇ છે કે દેશાઇજી સાહેબનો રોગ કંઇ ભયંકર તો નથીજ-પણ એમનું શરીર સુધરતું નથી એમાં પણ અનેક કારણો છે. માટે તેનો એક ઉપાય જરૂર અજમાવવા જેવો છે."

નવિનચંદ્રે આતુરતાથી પુછયું-"કયો ઉપાય?"

ડૉકટર સાહેબ ઉત્તેજીત થઇ બોલ્યા:-"મારૂં માનવું છે કે દેશાઇજી સાહેબને અહિંથી દૂર નવાજ વાતાવરણમાં હવા ફેર કરવા લઇ જાઓ તો એમની તબીઅતમાં જરૂર સુધારો થાય. હવે ચોમાસું પણ માથે આવે છે એટલે એમને વઢવાણ લઇ જાઓ તો ત્યાંની સુક્કી હવા એમને બહુ અનુકુળ આવશે."

નવિનચંદ્ર:-"જો આપનો અભિપ્રાય એમજ હોય તો તેમ કરીએ."

ડૉકટર:-"મારો અભિપ્રાય તો ચોક્કસ છે; અને આપને તે માન્ય હોય તો પછી હવે વખત ગુમાવવાની જરૂર નથી. ચોમાસું બેસી જાય તે પહેલાં એમને અહીંથી ખસેડવામાંજ ફાયદો છે. મારી સંપુર્ણ ખાત્રી છે કે ચોમાસાના ચાર મહિના ત્યાં રહી આવવા પછી એમના શરીરમાં રોગનું નામ પણ

નહિ રહે."

આ સાંભળી વૃધ્ધ દેશાઇજીએ વિરકત સ્વરે કહ્યું, "હવા ફેર કરીને પણ હવે મને જીવવાની ઉમેદ નથી. હવા ફેર કરવાથી શરીરનો રોગ કદાચ મટે પણ તેથી કાંઇ માનસિક ચિંતા મટવાની છે?"

પણ દેશાઇજીના આ શબ્દો પર કોઇએ ધ્યાન આપ્યું નહિ. એમના કહેવાનો ભાવાર્થ કોઇ સમજ્યુંજ નહિ. માત્ર એક નવિનચંદ્ર સમજ્યો કે "કરજ અને તેમાંથી મુકત થવા લગ્નની યોજના" વિષે દેશાઇજીની ફરીઆદ હતી. તેણે પણ તે તરફ ધ્યાન ન હોય તેમ ડૉકટરને કહ્યું, "પિતાજીની આવી નાજુક તબીઅત છે એટલે સાથે ડાકટર તો જોઇએજ. અને આપને એમની પ્રકૃતિ વિષે સંપૂર્ણ માહીતી છે એટલે આપ નેજ અમારી સાથે આવવું પડશે."

ડૉકટર સાહેબે સહેજ આનાકાની કરી આખરે સાથે જવા કબુલાત આપી એટલે કુળગોર શાસ્ત્રી હતા એમણે પણ સાથે જવા ઇચ્છા દર્શાવી અને વળી જપતપ વિગેરે કરી પ્રતિકુળ ગ્રહોની શાંતિ કરવાનું પણ માથે લીધું. તેમના માટે ખુદ દેશાઇજીને પણ માન હતું એટલે તેમણે પણ તેમની વાતને ટેકો આપ્યો. "શાસ્ત્રીજી તો સાથે જોઇએજ—એમની જ્ઞાન ગોષ્ટીથી વખત પણ સારો જશે."

ત્યાર બાદ કોને કોને લઇ જવા અને વજેપુરમાં કોને રાખી જવા, ત્યાંનો બંદોબસ્ત શી રીતે કરવો વગેરે બાબતો પર ચર્ચા ચાલી. આખરે સ્ત્રી વર્ગમાંથી નવિનચંદ્રની માતા તથા ચંચળ અને એક દાસી અને પુરૂષ વર્ગમાંથી નવિનચંદ્ર-એક વૃદ્ધ રસોઇઓ અને બે નોકર તથા ડૉકટર અને શાસ્ત્રી-જીને સાથે લેવાનું ઠર્યું. ત્યાર બાદ કારભારીએ કહ્યું કે " પહેલાં વઢવાણ જઇ સારૂં સગવડવાળું મકાન રાખી લેવાની જરૂર છે તે અરસામાં આપ અહિંથી નીકળવાની તૈયારી કરી શકશો." તે ઉપરથી બીજેજ દિવસે કારભારી

સાહેબે મકાનનો બંદોબસ્ત કરવા વઢવાણુ જવું એમ ઠર્યું. ત્યાર બાદ ડૉકટર સાહેબે પણુ રજા માગી અને બીજી બધી મંડળી પણુ ધીમે ધીમે વીખરાઇ.

જ્યારે તે ઓરડામાં બાપ દીકરા બે જણુજ રહ્યા ત્યારે દેશાઇજી બોલ્યા:-"ભાઇ તું બુદ્ધિમાન છે-સુશિક્ષિત છે-વિનયશાળી છે તો પછી મારી એક વાત પર લક્ષ કેમ આપતો નથી?"

નવિનચંદ્રે નમ્રતાપૂર્વક જવાબ આપ્યો:-"આપની આજ્ઞા મારે હમેશાં માન્ય છે." દેશાઇજી જરા મીઠાશથી બોલ્યા:-"ત્યારે દુર્લભજી પટેલની કન્યા સાથે લગ્ન કરવા કબુલ કેમ નથી થતો? દેવામાં સારી સંપત્તિ અને જાગીર જશે-આપણા કુળને કલંક લાગશે. તેમાંથી બચાવવાનું તારા હાથમાં છે તો તું એટલું નહિ કરે?"

"એ બચાવવાનું કામ જો મારો પ્રાણુ અર્પણુ કરવાથી થતું હોય તો તે પણુ કરવા હું તૈયાર છું એટલુંજ નહિ પણુ તેમ કરવાથી મારો જન્મારો સફળ થયો સમજીશ."

નવિનચંદ્રનું આ ભાષણુ સાંભળી દેશાઇજી જરા ચીડાયા, અને બોલ્યા:-"આ જમાનામાં અંગ્રેજી ભણેલા છોકરાઓ વાતો કરવામાં બહુ હોંશીઆર હોય છે પણ કાર્ય કરવામાં તેટલા તત્પર થતા નથી. જો તું પ્રાણુ આપીને પણુ કુળની મર્યાદા જાળવવાને તૈયાર છે તો પછી તે મર્યાદા જાળવવાને ખાતર એક સુંદર કન્યા સાથે લગ્ન શા માટે નથી કરી લેતો? તેમ કરવાથી મીલ્કતનું રક્ષણુ થશે અને ધન મળશે તે જુદું."

નવિનચંદ્ર માથું નમાવી બોલ્યો:-"એમ કરવાથી જાગીરદાર કુટુંબનું ગૌરવ જળવાશે નહિ કેમકે મિલ્કત તમામ પટેલની છોકરીની થશે."

"પણુ તે છોકરી સાથે પરણુવાથી તો તે મિલ્કત તારા હાથમાં આવશે ને?"

"પિતાનું ધન હોય તે સ્ત્રીનું થાય છે-સ્ત્રીનું સ્વામિનું થતું નથી."

"તારૂં નહિ થાય તો તારા છોકરાનું તો થશે-એ પણ એકનું એકજ."

"હા-પણ મારા છોકરાં જાગીરદાર કુટુંબની મીલ્કતના વારસ થશે નહિ-તેમની માતાની મીલ્કતના વારસ થશે."

આથી કંટાળી દેશાઇજી જરા કટાક્ષમાં બોલ્યાઃ-"અને પટેલની છોકરી સાથે નહિ પરણવાથી અને પેલી નામ ઠામ વગરની નાગી ભુગી છોકરીને પરણવાથી જે સંતતી થશે તે તો રાજરાજેશ્વર થવાનાં હશે?"

આટલું કહી દેશાઇજી પાસું બદલીને સુઇ ગયા. નવિનચંદ્ર થોડીવાર સુધી ત્યાં ગુપચુપ બેસી રહ્યો-પછી ત્યાંથી ઉઠીને પોતાના ઓરડા તરફ ગયો.



# પ્રકરણ ૨૯ મું.

આખા દિવસના સખત તાપ પછી સાંજની વખતે થોડો પવન વાતો હતો. સૂર્યનારાયણ પણ અસ્ત થવાની તૈયારીમાં હતા અને તેનાં રતાશ પડતાં રંગનાં કીરણો ઉંચા વૃક્ષોની ડાળીઓ પર અને દેવમંદીરનાં સોનેરી કીરણોને કાંઇ ઓર શોભા આપી રહ્યાં હતાં. નવિનચંદ્રની હવેલીની પાછળના બગિચામાં ખીલેલાં સુગંધી પુષ્પો પરથી આવતો સુગંધી વાયુ તેના ઉશ્કેરાયલાં અને કંટાળેલાં મગજને કાંઇક શાંતિ આપતો હતો; આથી તે બગીચામાં જરા ફરવા જવા લલચાયો.

નવિનચંદ્ર તે દિવસે બપોરે પોતાના પિતા સાથે થયેલી વાતચીત ઉપર વિચાર કરતો હતો અને બાગમાં લટાર મારતો હતો એવામાં એકાએક એક અજાણ્યો માણુસ તેની સામે આવી ઉભો રહ્યો. બન્ને માણુસો એક બીજાને અગાઉ કદી મળ્યા નહોતા. તેના દેખાવ પરથી તે ગ્રામ્યવાસી પણ સારી સ્થિતિનો માણુસ હોય એમ જણાઇ આવતું હતું. નવિનચંદ્રે તેને પુછ્યું:-“આપ કોણ છો અને કોનું કામ છે ?”

“હું રાજપુરથી આવું છું-આપજ નવિનચંદ્ર દેશાઇજી કે ?” આગન્તુક બોલ્યો.

“હા-મારૂં નામજ નવિનચંદ્ર-રાજપુરથી કાંઇ સમાચાર લાવ્યા છો ?”

“હાજી-આપનુંજ મારે કામ છે-કાંઇક સમાચાર પણ કહેવાના છે.”

“બોલો-બોલો શું સમાચાર છે ?” નવિનચંદ્રે આતુર થઇને પુછ્યું.

“આપના પર એકાએક ફોજદારી થવાનો સંભવ છે-આરોપ પણ ગંભીર પ્રકારનો છે.”

“મારા પર ફોજદારી ? મને લાગે છે કે તમારી કાંઇ ભૂલ થતી હશે !”

“નાજી-આપને હું સારી રીતે ઓળખું છું-માટેજ કહું

છું." નવા આવનારે ભાર દઇને કહ્યું. તેના બોલવા પરથી તે પોતાને કોઈ મોટો માણસ સમજતો હોય એમ જણાતું હતું.

"મારા ઉપર ફોજદારી કોણ કરવાનું?" નવિનચંદ્રે બેદરકારીથી પુછ્યું.

"બેના ડોશી-" એટલું કહી તે નવિનચંદ્રના મુખ તરફ જોઇ રહ્યો.

"શાને માટે?" નવિનચંદ્રે કાંઇક અજાયબીથી પુછ્યું.

"તેની સગીને-વિલસુને-ફોસલાવીને નસાડી લઇ જવાનો આપના પર આરોપ છે."

"તમારૂં નામ હીરજી કે?" આગન્તુક કોણ હશે તેની કલ્પના કરતાં નવિનચંદ્રે પુછ્યું.

"હાજી-હું પોતેજ હીરજીભાઇ. આપ મોટા માણસ છો-જાગીરદાર છો--આવા પ્રકારનું વર્તન આપને શોભાભર્યું નથી. છતાં આપને તેમ કરતાં શરમ લાગી નહિ તો પછી આપના પર કામ ચલાવતાં મારે પણ શા માટે અચકાવું જોઇએ! છતાં આપના કુળની આબરૂને ખાતર હજુ વખત છે તેટલામાં સમજાવવા આવ્યો છું. માટે આપને એ નામોશીથી છુટવું હોય તો બતાવી દો ક્યાં છે મારી વિલસુ? જરા મારૂં કહેવું સાંભળી લો. હું તેણીને પ્રાણથી પણ વધારે ચાહું છું. જો મને વિલસુ નહિ મળે મારૂં જીવવું નકામું છે. વિલસુ વગરનું ઘર મને ખાવા ધાય છે. તેના વગર મારે ઘરબાર--માલ મિલ્કતને શું કરવું છે? તેણીને ખાતર ગમે તે કરવા તૈયાર છું. જરૂર પડે તો ખૂન કરતાં પણ અચકાઉં તેવો નથી. મારે માટે હજુ મોડું થયું નથી તેથી ચેતો. આપને પાયે પડું છું-બતાવો--મારી વિલસુ ક્યાં છે!" આમ ઘડી ઘડીમાં પાયે પડતો હીરજી જરા ચસકેલ જેવો લાગતો હતો.

પોતાના પર વિલસુને સંતાડવાનો આક્ષેપ સાંભળી ગુસ્સાથી નવિનચંદ્રનાં નેત્ર લાલચોળ થઇ ગયાં. તેણે હીરજીને ખખડાવી નાંખીને કહ્યું:-"હીરજીભાઇ! તમો શું બકો છો તેનું તમને ભાન નથી. આટલી વખત જવા દઉં છું. પણ

ફરીથી કદાપી મારી નજરે આવશો તો પસ્તાવાનો વખત આવશે. જાઓ, ચાલ્યા જાઓ."

"જ્યાં સુધી તમે મારી વિલાસુનો પત્તો નહિ આપો ત્યાં સુધી હું ખસવાનો નથી." હીરજીએ નવિનચંદ્રનો ગુસ્સો જોઇ કરગરી પડીને કહ્યું.

"પણ મૂર્ખ-વિલાસુ કયાં છે તે હું શું જાણું ?" નવિનચંદ્રે તપીને કહ્યું.

"જુઠું નહિ બોલો-દેશાઇજી સાહેબ, આપના જેવા ખાનદાન કુટુંબના નબીરાને એ નથી શોભતું. તમારા કુટુંબમાં આવું કામ આજ સુધી કોઇએ કર્યું નથી. માટે મારૂં કહ્યું માનો અને વિલાસુ કયાં છે તે જણાવી દો નહિ તો પછી-" છંછેડાયલા સિંહની માફક નવિનચંદ્ર હીરજીને બોલતો અટકાવી ગાજી ઉઠયોઃ—

"ચુપ કર-નાદાન-નાને મોઢે મોટીવાત ! એક પણ અક્ષર બોલ્યા વિના અહિંથી ચાલ્યો જા, નહિ તો તારી મૂર્ખાઇનું ફળ તને હમણાંજ મળી જશે."

હીરજી આ સાંભળીને દબાઇ ગયો. તેણે કરગરી પડીને કહ્યુંઃ--"માફ કરજો દેશાઇજી--મારૂં હૃદય બળું બળું થઇ રહ્યું છે તેથી શું બોલવું અને શું નહિ તેનું મને ભાન રહેતું નથી. સરકાર ! જ્યારે દીલમાં આગ લાગે છે ત્યારે માણસ ગાંડા જેવો બની જાય છે. તે વખતે તેને હીત--અહીતનું ભાન રહેતું નથી. પણ કૃપા કરીને બતાવશો કે મારી વિલાસુ કયાં છે ? હું આપનું નામ કોઇને પણ જણાવીશ નહિ બસ તેણીની સાથે ગુપચુપ લગ્ન કરી નાંખી અમે સુખી થશું અને તમારા—"

"પાછી એની એ વાત ! બહાર જવું છે કે ધક્કા મારી બહાર કઢાવું ?" નવિનચંદ્ર ગર્જ્યો. હીરજીને લાગ્યું કે હવે નવિનચંદ્રને વધારે ઉશ્કેરવામાં માલ નથી. જો તે એકજ બૂમ પાડશે તો પાંચ દશ માણસો દોડી આવશે અને મારા બુરા હાલ કરશે. તેથી તેણે મુંગે મોઢે ત્યાંથી ચાલી જવામાંજ ડહાપણ જોયું. છતાં પણ જતાં જતાં તે બોલવા લાગ્યોઃ-" ઠીક

છે હજુ તમે માનતા નથી પણ યાદ રાખજો મહેરબાન કે પારકી બાયડી પચાવી પાડવાનું સહેલું નથી. વિલસુને ખાતર કાંતો તમારે કે કાંતો મારે આ દુનીઆ છોડવી પડશે એ બરાબર સમજી લેજો."

હીરજી જતો રહ્યો તેના છેલ્લા શબ્દોપર નવિનચંદ્રે કાંઇ કાંઇ લક્ષ આપ્યું નહિ, અને પોતાના વિચારમાં ને વિચારમાં તે ઘરમાં ગયો. અત્યારસુધી નવિનચંદ્રનું માનવું હતું કે હીરજીએ એના ડોશીની મદદથી વિલસુને કોઇ ઠેકાણે છુપાવી રાખી છે, પરંતુ આજે બનેલી ઘટનાથી તેની ખાત્રી થઇ કે વિલસુ હીરજીના કબજામાં નથી. હીરજીના દેખાવ પરથી–તેના વર્તન પરથી નવિનચંદ્રને સમજાયું છે કે વિલસુ કયાં છે તેની તેને પણ ખબર નથી. તો તે ગઇ કયાં? વળી પાછો આ પ્રશ્ન નવિનચંદ્રને ગુંચવવા લાગ્યો. "મારા હૃદયપૂર્ણ પ્રેમને અને હીરજીની આકાંક્ષાને તરછોડીને એ કયાં જતી રહી હશે! શું તેણીને કોઇ ઉપાડી ગયું હશે! કાંઇ સમજાતું નથી. અત્યાર સુધી તેણીને હીરજી ઉઠાવી લઇ ગયો હશે એમ જે મારો વ્હેમ હતો તે તો આજે દુર થયો છે. ત્યારે શું તે પોતાની મરજીથી કોઇ ઠેકાણે ચાલી ગઇ હશે! શું મેં લગ્ન કરવાને ઢીલ થવાનું જણાવ્યું તેથી રીસાઇને–મારા પ્રેમની પરીક્ષા કરવાને કોઇ ઠેકાણે જતી રહી હશે? અરેરે! હવે હું તેને કયારે જોઇશ. હવે જો એકવાર તે મળી જાય તો તેને કદી નારાજ નહિ કરૂં! તે કહેશે તેમ કરીશ–તેને ઘડીભર પણ મારાથી દુર નહિ કરૂં!"



## પ્રકરણ ૩૦ મું.

સવારના આઠેક વાગ્યાનો સુમાર હતો. વજેપુરમાં દેશાઇજીની હવેલીમાં આજે ભારે ધમાલ ચાલી રહી હતી. પાંચ છ બળદ ગાડીઓ ડરવાજા બહાર ઉભી હતી. તેમાં મુસાફરીનો સામાન ભરાતો હતો, તેમ તેમ ગાડીઓ રેલવે સ્ટેશન તરફ હંકાવા માંડી. એમ એક પછી ચાર ગાડીઓ રવાના થઇ. હવે એક ગાડી નોકર ચાકરોને વાસ્તે ઉભી રહી. એમ કરતાં નવ વાગ્યા. હવેલીમાં માણસ ચાકરોની દોડધામથી--આ ચીજ લઇ લેજો--પેલું ભૂલશો નહિ—એ પ્રકારની સૂચનાઓના શોરબકોરથી આજે કાંઇ નવચેતન આવ્યું હતું. મહોલ્લાનાં સ્ત્રી પુરૂષો પણ હવેલીમાં જમાવ થવા માંડયાં હતાં. તેમની સાથે આજે ધમાલ શું છે તે સમજનાર બાળકો પણ આવ્યાં હતાં અને પચરંગી મીજલસના અવાજમાં તેમનું રડવું--હસવું વગેરે ભળી જતું હતું.

આજે મોટા દેશાઇજી હવાફેર કરવા વઢવાણ જતા હતા. તેમની સાથે નવિનચંદ્ર, તેની માતા વગેરે મંડળી પણ જનાર હતી તેની તૈયારી ચાલી રહી હતી. મોહોલ્લાનાં સ્ત્રી પુરૂષ મોટા દેશાઇજીના દર્શન કરવા તથા તેમને શુભ સફર ઇચ્છવા ભેગાં થયાં હતાં. અઠાવીસમાં પ્રકરણમાં ગણાવેલાં માણસો ઉપરાંત એક બીજી વ્યકિત પણ જનાર હતી. તે વ્યકિત તે દુર્લભજી પટેલની કન્યા અલકરંભા.

મોટા દેશાઇજી હવા ફેર કરવા જવાના છે એ વાત દુર્લભજી પટેલના જાણવામાં આવતાં તેમણે દેશાઇજીને લખ્યું હતું કે, "મારી અલકની પણ તબીઅત આજે કેટલાક વખત થયાં અસ્વસ્થ રહે છે તેને પણ સુકી હવામાં થોડા દિવસ રાખવાની ડૉક્ટરની સલાહ મળેલી છે અને તેનો અમલ કરવાની જરૂર મને જણાય છે. કમનસીબે તેના સિવાય કોઇ સ્ત્રી વર્ગમાં બીજું કોઇ નહિ હોવાથી સાથે કોને લઇ જવું તેના વિચારમાં હતો અને ચંચળ બ્હેન જો

તેની સાથે આવી શકતાં હોય તો તેમને બોલાવવા મેં કાગળ લખ્યો હતો. પણ તેમને આપની સાથે વઢવાણ આવવાનું ઠરેલું છે એમ ખબર મળતાં આપની સાથે મારી પુત્રીને પણ લેતા જાવ તો સારૂં એમ ધારી આ પત્ર લખું છું, આપના ઘરના સ્ત્રી વર્ગ સાથે પરિચિત છે એટલે કોઇ પ્રકારની અડચણ થવા સંભવ નથી. માટે આપનો જવાબ આવેથી આપના નીકળવાને દિવસે ચી. અલકરંભાને વજેપુર મોકલી આપીશ."

અલબત્ત ઉપલા કાગળનો જવાબ સંતોષકારક મળ્યો. આ બાબતમાં ચંચળનો કેટલે દરજ્જે હાથ હતો તે આપણે કહી શકતા નથી. અત્યારે સૌથી વધારે આતુરતાથી ચંચળ તેણીના આવવાની રાહ જોઇ રહી હતી. ઘેરથી નીકળવાનું શુભ ચોઘડીઉં આવી રહ્યું હતું અને ગાડી પકડવા માટે હવે નીકળવાની જરૂર હતી એટલામાં અલકના આવવાના સમાચાર મળ્યા અને તેની પાછળ અલકરંભા આવી પહોંચી. ચંચળને પગે લાગી અને કદાચ તેના કહેવાથી પણ હોય મોટાં દેશાણને પણ પગે પડી. અરસપરસ ખબર અંતર પુછાઇ અને સર્વે રેલવે સ્ટેશનપર જવા તૈયાર રાખેલી મોટરમાં બેઠાં. એક મોટર માંદા દેશાઇજીને માટે જુદી રાખવામાં આવી હતી જેમાં બાપ બેટા તથા શાસ્ત્રીજી જનાર હતા જ્યારે બીજી મોટરમાં ઘરનો સ્ત્રીવર્ગ જનાર હતો.

આખરે દેશાઇજી તથા નવિનચંદ્ર પણ ઉતર્યા. પોતે ફરી પાછા એ હવેલીમાં પગ મુકશે કે કેમ તેનો વિચાર કરતા અને ઇશ્વર સ્મરણ કરતા દેશાઇજીને મોટરમાં બેસાડવામાં આવ્યા. અને સર્વે રવાના થયા ત્યારે હવેલી જાણે શોકાતુર દીસતી હતી.



# પ્રકરણ ૩૧ મું.



છેલ્લાં પ્રકરણમાં જણાવેલી હકીકતને ચાર માસ વીતી ગયા; તે દરમ્યાન કાંઇ પણ ખાસ જાણવા જેવો બનાવ બન્યો નહોતો. આ વખત દરમ્યાન નવિનચંદ્ર સહકુટુંબ વઢવાણમાં રહ્યો હતો. તે વખતે ચંચળ તથા અલક પણ ત્યાંજ હતાં. ચંચળે અલકરૂપી શસ્ત્ર હાથમાં રાખીને નવિનચંદ્રના હૃદયરૂપી કીલ્લાને સર કરવા બનતા પ્રયત્નો કર્યા હતા; પરંતુ વિલક્ષ શૂન્ય હૃદયની ઉપર અજમાવેલા બધા દાવ ફોગટ ગયા હતા.

આશ્વિન માસનું એક પખવાડીઉં વીતી ગયું હતું; અને દીવાળીના તહેવારો નજીક આવતા હતા. હવે મોટા દેશાઇજીની તબીઅતમાં પણ સારો સુધારો થયો હતો અને તે સારી રીતે હરીફરી શકતા હતા. તેમણે એક દિવસ ડૉકટરને કહ્યું:- "હવે આપણને આપણે ઘેર જવામાં કાંઇ હરકત નથીને?"

ડૉકટર સાહેબે જવાબ આપ્યો:-"હજુ થોડા દિવસ અહીં રહેવાય તો સારૂં."

પરંતુ મોટા દેશાઇજી ઘેર જવા ઉત્સુક બન્યા હતા. તેમનો વિચાર દીવાળી પોતાને ઘેર કરવાનો હતો; અને તે પહેલાં ઘેર પહોંચી જવા તેમણે ઠરાવ કર્યો હતો; પરંતુ ડૉકટર સાહેબનો મત એવો હતો કે તેમની પ્રકૃતિ બરાબર સુધરે ત્યાં સુધી તેમણે વઢવાણ ખાતેજ રહેવું તેથી તેમણે કહ્યું:-"હમણાં આપણા તરફ મેલેરીઆનું જોર વધારે રહે છે માટે હજુ મહીનો માસ અહીંજ રહી જાવ તો સારૂં."

"મારો રોગ ગયા પછી મેલેરીઆ મને શું કરવાનો હતો?" દેશાઇએ સવાલ કર્યો.

ડૉકટરે જોયું કે એમણે ઘેર જવાનો નિશ્ચય કર્યો છે એટલે દલીલ કરવી નકામી છે. એમ સમજીને એમણે પણ ઘેર જવાની અનુમતિ આપી દીધી.

ત્યાર બાદ દેશાઇજીએ નવિનચંદ્રને બોલાવી ઘેર જવાનો બંદોબસ્ત કરવાની સુચના આપી. ડૉકટરે પણ અનુમતિ

આપેલી હોવાથી ઘેર જવાની તૈયારી થવા માંડી અને સારો દિવસ જોઇ ત્યાંથી ઉપડવાનું નક્કી થયું. એવામાં દેશાઇજીને વિચાર આવ્યો કે આટલે સુધી આવ્યા છીએ તો રસ્તામાંથી એક દિવસ ડાકોર જઇ શ્રીરણછોડરાયજીનાં દર્શન કરી ગોમતી સ્નાન પણ કરતાં જવું. તેમનાં પત્નીએ પણ તે વિચારને અનુમોદન આપ્યું એટલે તેમ કરવાનું ઠર્યું.

એક દિવસે સાયંકાળે સંધ્યા આરતીનાં દર્શન કરી ડાકોરવાસીઓ પોતાના ઘર તરફ જતા હતા. વિલાસુ પણ ગંગાબાઇની સાથે આરતીનાં દર્શન કરવા ગઇ હતી, અને ત્યાંથી પાછી ફરતી હતી. તે વખતે લોકોનાં ટોળામાં વિલાસુને કેટલાંક પરિચિત મનુષ્યો દેખાયાં અને તેમને જોઇને તે ચમકી. તેની બાજુએથી નવિનચંદ્ર અલકની સાથે ચાલતો હતો. લોકોના ટોળામાં તે જુદી પડી ન જાય તેટલા માટે એક હાથ નવિનચંદ્રે અને બીજો હાથ ચંચળે પકડયો હતો. નવિનચંદ્રનો બીજો હાથ તેની માતાના હાથમાં હતો. ત્યાર બાદ તે ટોળામાં પોતાનાં પરિચિત મનુષ્યો બીજાં કોણ કોણ છે તે જોવાનું તેને ભાન રહ્યું નહિ. તેણીનું આખું શરીર ધ્રુજતું હતું.

નવિનચંદ્રને આસપાસ જોવાની ફુરસદ નહોતી. તેનું ધ્યાન લોકોની ભીડમાં પોતાની સાથનો સ્રીવર્ગ છુટો પડી ન જાય તે જોવામાં હતું. વિલાસુએ પણ તેના માર્ગમાં નાહ આવવાનો ઠરાવ કર્યો અને ગંગાબાઇની પડખે લપાઇને તેઓ પોતાને ઘેર ગયાં. રસ્તામાં વિલાસુ મુંગીમંતર ચાલ્યા કરતી હતી.

ઘેર આવ્યા પછી વિલાસુને નિત્યનિયમ મુજબ કાંઇ કાંઇ ઘરકામ કરવાનું ગંગાબાઇએ કહ્યું પણ આજે જાણે વિલાસુ ભાનભૂલી જેવી થઇ ગઇ હોય એમ કરવાનું ભૂલી જઇ નહિ કરવાનું કરતી હતી. ગંગાબાઇને લાગ્યું કે આજ વિલાસુ સ્વસ્થ નથી. પણ શા કારણથી તેની તેણીને સમજ પડી નહિ. તે રાતના કોઇ કાંઇ બોલ્યું નહિ.

બીજે દિવસે વિલાસુ ઘરની બહાર નીકળીજ નહિ. હમેશના રીવાજ મુજબ શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવા પણ તે ગઇ

નહિ. તેને રસ્તામાં નવિનચંદ્રનો ભેટો થઇ જવાની ધાસ્તી લાગ્યા કરતી હતી. ત્રીજે દિવસે તે લોકો ગયા હશે એમ ધારી વિલસુ સવારના પહોરમાં ગોમતી સ્નાન કરવા ગઇ. સ્નાન કરીને બહાર આવતાં તેણીએ નવિનચંદ્ર, અલક વગેરેને સ્નાન કરવા આવતાં જોયાં. તેમને વિલસુએ ઝટપટ કપડાં બદલી ઘર તરફ ચાલવા માંડયું. ગંગાબાઇએ આ બધું જોયું પણ કોને જોઇને વિલસુએ એ પ્રમાણે કર્યું તે તેણી સમજી શકી નહિ. કારણકે તે વખતે ઘાટપર અસંખ્ય માણુસો હતાં. તો પણ ગંગાબાઇએ અનુમાન કર્યું કે એક પુરૂષને જોઇને તેણીએ ઉતાવળ કરી હતી. ત્યારે તેણીને યાદ આવ્યું બે દિવસ અગાઉ પણ એજ પુરૂષને જોવા પછી વિલસુ ભાનભૂલી જેવી થઇ ગઇ હતી.

વિલસુનું મન આજે કાબુમાં નહોતું. તેનું મન આજે ઘરના કોઇ પણ કામકાજ પર ચોંટતું નહોતું. ગંગાબાઇએ તેણીની મનોવૃત્તિ જોઇ તેણીને કાંઇ કામકાજ સોંપ્યું પણ નહિ. પણ તેણીએ એમ પણ જણાવા દીધું નહિ કે વિલસુના મનમાં કાંઇ અસ્વસ્થતા થઇ છે તે વાત પોતે જાણે છે!



## પ્રકરણ ૩૨ મું.

—〰—

વિલસુએ ગોમતી તીરે નવિનચંદ્ર વગેરેને જોયા ત્યાર પછી વિલસુમાં એક જાતનો અજબ ફેરફાર થઇ ગયો હતો. તે દિવસ પછી વિલસુ કદી પણ હસતી જોવામાં આવી નહોતી. તેણે બોલવાનું પણ બહુજ ઓછું કરી નાંખ્યું હતું. તે આખો દિવસ વિચારમાં ને વિચારમાંજ બેસી રહેતી. ગંગાબાઇ કાંઇ બોલતી નહોતી પણ તેણીને એટલું તો જરૂર સમજાયું હતું કે વિલસુને તે દિવસે કોઇ પ્રકારનો સખત આઘાત થયો છે. તેનું કારણ શોધી કાઢવા અને બને તો આશ્વાસન આપવા તેણી બહુ આતુર હતી, પણ જ્યાં સુધી વિલસુ પોતે પોતાના મનની વેદના તેણીને જણાવે નહિ ત્યાં સુધી તેણીને તે બાબતનો વહેમ પણ છે એમ જણાવીને તેણીને વધારે દુઃખી કરવા તેનો વિચાર નહોતો.

એક દિવસે બપોરના ભોજન બાદ વિલસુ પરસાળના એક ખુણામાં કાંઇ વિચાર કરતી બેઠી હતી. તેના વિચારનો અંતજ નહોતો. તે મનમાં ને મનમાં બોલવા લાગી:-"મારા હૃદયનાથ અલકની સાથે પરણીને જીવનમુક્ત થઇ ગયા. તેમની જાગીરની–માલ મિલકતની હવે પુરેપુરી સલામતી થઇ ગઇ છે. પણ તે અહિંઆ શા માટે આવ્યા હશે? કદાચ અલકરંભાએ અથવા તો ચંચળે એવી બાધા લીધી હશે કે અલકનાં નવિનચંદ્ર સાથે નિર્વિઘ્ને લગ્ન થઇ જાય તો તેમણે બધાંએ શ્રીરણછોડરાયજીને પગે લાગવા આવવું–તે બાધા પુરી કરવાનેજ તેઓ આવ્યાં હોવાં જોઇએ. ગમે તે કારણ હોય મને તો તેમનાં દર્શનનો લાભ થયો. પણ હવે ફરી તેમનાં દર્શન થશે ખરાં? મારા જેવી પાપાણીને એવું સદ્‌ભાગ્ય નાજ ઘટે! એઓ જ્યારે મને મળવા આવવાના હતા ત્યારે હું હતભાગી તેમને મળ્યા વિના ચાલી આવી! તો પણ આમ જાણ્યે અજાણ્યે પણ મને દર્શન આપી ગયા. અરેરે! મને અભાગણીને પેટભરીને દર્શન કરતાં પણ ન આવડયું!"

આ પ્રમાણે તેની વિચારમાળા ચાલ્યા કરતી હતી. તેણીને એમ પણ વિચાર આવ્યો કે તેણીના જીવનની આકાંક્ષા પુરી થઇ છે. હવે તેણીના જીવનનો કાંઇ ઉદ્દેશ રહ્યો નથી. કદાચ હવે તેમનાં દર્શન તેણીને કદી થાય કે નહિ પણ તેમને સુખી થયલા જોઇને પોતાને બહુજ સંતોષ થયો છે એ વાત તેમને કેમ ખબર પડશે? તેમને એક પત્રદ્વારા એટલું લખી જણાવું તો? એમ વિચાર કરી ખડીઓ કલમ તથા કાગળ લઇ તે લખવા બેઠી. અનેકવાર શરૂઆત કર્યા પછી-ત્રણ ચાર કાગળ બગાડયા બાદ નીચે પ્રમાણે લખ્યું:-

"હૃદયેશ્વરના ચરણ કમળમાં—

આટલા દિવસે આખરે દાસીની આશા પૂર્ણ થઇ ખરી! આપ અલકરંભા સાથે લગ્ન કરી ઋણમુક્ત થયા અને માત પિતાની આજ્ઞાનું પાલન કર્યું તે જોઇ દાસીને બહુ સંતોષ થયો છે. આપના જીવનના સુખમાંજ મારૂં સુખ છે. આપનાં દર્શન થયાં પણ આપ ડાકોર કેમ પધાર્યા હતા તે કાંઇ સમજાયું નહિ. મને લાગે છે કે આ દાસીને દર્શનનો લાભ આપવા આપને શ્રીરણછોડરાયજીએ એવી પ્રેરણા કરી હશે. તો હવે પરમાત્મા પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે આપને પ્રભુ દીર્ઘાયુષી બનાવે. આપનો સંસાર સુખી કરે! આપને મળ્યા વિના હું ચાલી આવી હતી તે મારો અપરાધ પ્રભુ ક્ષમા કરે અને આપ પણ ક્ષમા કરશો એવી આશા રાખું છું.

લી૦ આપની દાસી વિલસુ."

વિલસુએ આ કાગળ લખ્યા પછી બે ત્રણ વાર વાંચ્યો. વાંચતાં વાંચતાં તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે લુછી નાંખી કાગળને પરબીડીઆંમાં મુકયો અને તેના પર શિરનામું કર્યું.

વળી પાછો તેને વિચાર આવ્યો:-"આ કાગળ તેમને મોકલવાથી શું ફાયદો? તેથી તેમના જીવને સંતાપ તો નહિ થાય? આ કાગળના જવાબની હું આશા તો રાખતી નથી. તેમની પાસે જવાની પણ ઇચ્છા રાખતી નથી-તો પછી આ

પત્ર ટપાલમાં નાંખવાની શી જરૂર છે?" આમ વિચાર કરતી હતી એવામાં તેણીને કાંઇ કામ સારૂ ગંગાબાઇએ બોલાવી; એટલે ખડીઓ કલમ તથા તે પરબીડીઉં એક ગોખલામાં મુકી તે ગંગાબાઇ પાસે ગઇ અને કામકાજમાં કાગળ ત્યાંજ રહ્યો.

તેજ દિવસે સાંજના વિલસુને તાવ ચઢી આવ્યો. ગંગાબાઇને લાગ્યું કે ઘણા દિવસ થયાં જે માનસીક ચિંતાના ભાર નીચે તે દબાઈ રહી હતી તેને પરિણામે આ તાવ આવ્યો છે. તે દિવસે વિલસુએ રાત્રે ભોજન કર્યું નહિ. આથી અકળાઇને ગંગાબાઇએ વૈદ્યને તેડાવ્યો.

વૈદરાજે આવી વિલસુની નાડી જોઇ. મગજનો તાવ છે એમ પરીક્ષા કરી. દવા આપી વૈદરાજ ચાલતા થયા. બપોર પછી તાવ ઉતરવાને બદલે ઉલટો વધતો ચાલ્યો, અને સાંજ પડતાં તો સનેપાતનાં ચિન્હો જણાવા લાગ્યાં. તેણીની આવી હાલત જોઇ ગંગાબાઇ ગભરાઇ. તેણીને એમ થયું કે વખતે તેણીને કાંઇ થયું તો તેણીનાં સગાં સંબંધીને તે શું જવાબ આપશે? તે દિવસે તેણીને તેણીનાં સગાં વહાલાં–તેણીના પાલક મુરબ્બી સંબંધી કાંઇ પુછવા ગંગાબાઇનો વિચાર હતો પણ તે વિચાર અમલમાં મુકાય તે પહેલાં તો વિલસુ બેભાન જેવી થઇ ગઇ હતી. તેવામાં તેણીની નજર ગોખલામાંના કાગળ ઉપર પડી. તે કાગળ ટપાલમાં નાંખવાનો રહી ગયો હશે એમ ધારી ગંગાબાઇએ તે કાગળને ટપાલમાં નાંખી દેવાનો વિચાર કર્યો. તે વખતે તેણીને તેજ સીરનામે વિલસુની ગંભીર માંદગી બાબતનો કાગળ લખી નાંખવાનો વિચાર સ્પુરી આવ્યો અને તે વાત તેણીએ પોતાના સ્વામીને કહી. ધણીધણીઆણી તે બાબત પર એક મત થતાં ગંગાબાઇના વરે નવિનચંદ્રનું શિરનામું પોતાની નોંધપોથીમાં લખી લીધું અને એક કાગળ નવિનચંદ્ર પર લખી નાંખ્યો. તેમાં જણાવ્યું હતું કે વિલસુએ બે દિવસ અગાઉ એક કાગળ તેમનાપર લખ્યો હતો અને તે કાગળ ટપાલમાં નાંખવાનો રહી ગયલો હોવાથી તે કાગળ પણ આજે તેમણે રવાના કર્યો છે, પણ કાગળ લખવા બાદ

વિલસુ મગજના તાવથી પટકાઇ પડી છે અને અત્યારે તેણી ગંભીર માંદગીને બીછાને પડી છે. આપ તેણીના સંબંધી હશો જાણી તે બાબતની આપને ખબર આપવાની અમારી ફરજ ધારી આ કાગળ લખ્યો છે. વગેરે.

એ પ્રમાણે બન્ને પત્રો તે દિવસની ટપાલમાં રવાના થઇ ગયા.



## પ્રકરણ ૩૩ મું.



હેમંત ઋતુના દિવસોમાં માણસને આળસ વધારે આવે છે એમ અનુભવીઓનું કહેવું છે. કદાચ નવિનચંદ્રના વાંચવામાં એ વાત આવી હોય તેને લીધે કે બીજા કોઇ કારણથી આપણે તેને પોતાના ઓરડામાં એકલો અર્ધ નિદ્રિત-અર્ધ જાગૃત એવી અવસ્થામાં પડેલો જોઇએ છીએ. હમણાં હમણાં તે વિચારમાં ને વિચારમાંજ રહેતો અને તેના વિચાર મોટે ભાગે વિલસુના સંબંધમાંજ હતા. "વિલસુ મને પોતાની રાજીખુશીથી તજી ગઇ હશે? પણ તે ગઇ કયાં? લગ્નની વાત કરીને હીરજી એને પજવતો હતો-પણ મેં તેને પરણવાનું કહ્યું ત્યારે તો ખુશી ખુશી થઇ હતી! તો પછી તેને ચાલ્યા જવાનું કારણ શું? પોતાની મરજીથી કે મરજી વિરૂદ્ધ ગમે તેમ હો પણ તેણી જતી રહી છે એ વાત તો ચોક્કસ. તો પછી મને તેણીનાપર રોષ આવવો જોઇએ! તેને બદલે આખો વખત તેણીનાજ વિચાર કેમ આવ્યા કરે છે? તેના સ્મરણથી હું આટલો બધો આકુળ વ્યાકુળ શા માટે થઇ જાઉં છું? તે ગઇ તો પોતાના મનની શાંતિ માટે ગઇ હશે-તો પછી મારૂં હૃદય તેણીને માટે શા માટે તલસે છે? જાણે તેના વિના મારો આખો સંસાર સુનો થઇ ગયો હોય એમ મને લાગ્યા કરે છે! મારે શું નથી? માતાપિતાનું છત્ર છે-ઘરબાર છે-માણસ ચાકરો છે. અલકરંભા જેવી ધનવાન-કન્યા મારી સાથે લગ્ન કરવા આતુર છે. છતાં મારૂં હૃદય વ્યગ્ર શા માટે રહેવું જોઇએ? મને લાગે છે કે વિલસુનું અલૌકિક રૂપ-તેણીની અપાર્થિવ સરળતા-અને તેની સ્વાર્થશૂન્ય તત્પરતા મારાં મનમાંથી ખસતાંજ નથી-તેણીનું મૃદુ હાસ્ય-તેણીની પ્રેમમય દૃષ્ટિ-તેની મધુરતાભરી વાતો મારી નજર આગળ તરવર્યાજ કરે છે!

અલકરંભા પણ લાવણ્યમયી છે-સુશિક્ષિતા છે-પણ છતાં તે મારા ઉપર કાંઇજ અસર કરી શકતી નથી! એમ તો જગત્‌માં અનેક સુંદરીઓ હશે. વળી સાધારણ રીતે માણુસ સૌંદર્યપરજ દીવાનો બને છે. ખરેખર કુદરતની પણ એ બલીહારી છે! એક એક માણુસને માટે એક એક સ્ત્રી નિર્માણ કરેલી હોય છે. જેને માટે જે સરજાયલું હોય છે તેનેજ તે સારૂં લાગે છે. બીજાની નજરે જે કદરૂપું દેખાતું હોય તે તેના પ્રેમીને સુંદર ભાસે છે. ત્યારે સૌંદર્ય ખરી રીતે પ્રેમમાંજ છે. પણ ત્યારે પ્રેમ એ શું છે? આ જમાનામાં આગળ વધેલું વિજ્ઞાનશાસ્ત્ર પણ તેનો ખુલાસો કરી શકતું નથી. ત્યારે શું જન્મ જન્માંતરનો અનુરાગ હશે-ગમે તે હો પણ વિલસુ મારા હૃદયમાંથી ખસતી નથી-હું તેને ભૂલી શકતો નથી-છતાં અલકરંભા સાથે લગ્ન કરવાં પડશે! અલકરંભા શું ખોટી છે? પણ જે હૃદયમંદિરમાં પ્રેમસિંહાસનપર વિલસુની મૂર્તિ પ્રતિષ્ઠિત થઇ ચુકી છે તેનાપર બીજીને શી રીતે સ્થાપન કરી શકાય?"

નવિનચંદ્ર આમ વિચાર કરતો હતો તેવામાં એક નોકરે આવીને તે દિવસની ટપાલ તેના હાથમાં મુકી. તેની પાછળજ તે જાગીરનો કારભારી પણ આવ્યો. તેનો ચ્હેરો ગંભીર હતો. સાધારણ રીતે બપોરની વખતે છોટાદેશાઇજીની પાસે કામકાજને માટે આવવાનો રીવાજ નહોતો; ત્યારે આજે આ પ્રમાણે તેનું આવવાનું કાંઇ ખાસ પ્રયોજન હોવું જોઇએ એમ નવિનચંદ્રને લાગ્યું. તેણે તેની ગંભીરતાનું કારણ પુછતાં કારભારીએ જણાવ્યું કે "કાનગામથી તલાટીનો કાગળ આવ્યો છે કે અહિંનાં લોકોએ આ વરસે પાક ઓછો થવાને લીધે મહેસુલ નહિ ભરવાનો નિશ્ચય કર્યો છે. અને આવતી પહેલી તારીખે આપણે સરકારી ભરણું ભરવાનું છે માટે અત્યારે દેશાઇજી સાહેબની અથવા જો તેમનાથી નહિજ બની શકે તેમ હોય તો છોટા દેશાઇજીની અત્રે ખાસ જરૂર છે. તેમની શરમ લોકોથી છંડાશે નહિ અને જે લોકોને પાકમાં નુકશાન

થયું હોય તેમને યોગ્ય છુટછાટ આપવાથી મામલો શાંત થઇ જશે. પહેલી તારીખ પહેલાં સરકારી ભરણું ભરવાની રકમ મળવીજ જોઇએ નહિ તો જપ્તી આવવાનો ડર છે માટે આ કાગળને તાર સમાન સમજીને શ્રીમાન્ દેશાઇજીને અથવા છોટાદેશાઇજીને આ તરફ મોકલવાની ગોઠવણ તાકીદે કરશો. એકવાર લોકોમાં સત્યાગ્રહનો વા વાગ્યો તો પછી મામલો હાથમાં રહેશે નહિ અને આપણી આબરૂના કાંકરા થવાનો વખત આવશે—" માટે હવે આપને કાનગામ જવાની બહુજ જરૂર છે કેમકે દેશાઇજી સાહેબની હાલની સહેજ સુધરેલી તબીઅત જોતાં તેમને આ મુસાફરી અને શ્રમના જોખમાં નાંખવાની તો આપ પણ સલાહ નહિજ આપો."

નવિનચંદ્ર પોતાની પ્રજામાં માનીતો હતો. ખેડુતો તેને ચાહતા હતા અને તેનાં પગલાં થતાંજ ત્યાંનો મામલો શાંત થઇ જશે એવી કારભારીની ખાત્રી હતી. વળી નવિનચંદ્રને પણ લાગ્યું કે ત્યાં જવાથી તેનું મન પણ જરા વેરાશે તેથી તેણે પણ બીજે દિવસે સવારમાંજ કાનગામ જવાનું ઠરાવ્યું. કારભારી આ ઠરાવ સાંભળી સંતોષ પામી નવિનચંદ્રની મુસાફરીની ગોઠવણ કરવા ગયો.

કારભારીના ગયા પછી નવિનચંદ્ર ટપાલના કાગળો જોવા માંડયા. તેમાં એક પરબીડીઆપર સ્ત્રીના અક્ષર જોઈ તે વિસ્મય થયો–તે અક્ષરો તેને પરિચિત નહોતા તેમજ તેનાપર કાગળ લખનાર સ્ત્રી કોણ હશે તેનો તે વિચાર કરવા માંડયો અને તે કાગળ ફોડયો. અંદરનો કાગળ કાઢી લખનારનું નામ પહેલાં જોયું અને વિલસુ નામ વાંચતાંજ તેના આખા અંગમાં જે આનંદ વ્યાપી રહ્યો તેનું વર્ણન થઇ શકે તેમ નથી. હર્ષના આવેશમાં તે કાગળ તેણે વાંચવા માંડયો. પત્ર વાંચી રહ્યા પછી પણ તેને સંતોષ થયો નહિ એટલે ફરીવાર વાંચ્યો–ત્રીજીવાર વાંચ્યો. તેના શરીરમાં હરખ માતો નહોતો. વલસુ હજુ પોતાને ભૂલી ગઇ નથી તે હજુ તેને પ્રાણથી પણ અધિક ચાહે છે–અલકરંભા સાથે લગ્ન કર્યા સિવાય તેની જાગીર-માલ-

મિલ્કત વેચાઇ જશે-તે પાયમાલ થઇ જશે એમ જાણીનેજ તે ચાલી ગઇ હતી. ખરેખર! વિલસુ! આર્ય સંસારમાં તારાં જેવાં સ્રીરત્નો કેટલાંક હશે? તારા જેવો નિઃસ્વાર્થ પ્રેમ-આત્મબલિદાન આપવા તયાર થતી આર્ય રમણી દુનીઆના બીજા કોઇ ભાગમાં ભાગ્યેજ મળી શકશે!

તેજ ક્ષણે અલકરંભા વિસ્મૃતિના અંધકારમાં ડુબી ગઇ અને તેજ અંધકારમાં પ્રકાશ ફેલાવતી વિલસુ ત્યાં પ્રગટ થઇ. તેજ ક્ષણે તેણે નિશ્ચય કર્યો કે ઘરનાં કોઇ પણ માણસને કહ્યા પુછ્યા વગર સીધા ડાકોર જવું અને વિના વિલંબે વિલસુ સાથે લગ્નબંધનમાં બંધાઇ જવું. પણ બીજીજ પળે તેને કારભારીને આપેલું વચન યાદ આવ્યું. બીજે દિવસે સવારમાં તો તેણે કાનગામ જવાનું નક્કી કર્યું હતું. ત્યાં નહિ જવાથી તેની જાગીરને મોટો ધોકો પહોંચશે. જે જાગીર હવે પોતાને છોડીજ દેવી છે તેને થોડા દિવસ સારૂ જપ્તીની નામોશી લગાડી સોંપવી એ શરમભરેલું લાગ્યું. પણ તેટલા વખતમાં વિલસુ ત્યાંથી કોઇ ઠેકાણે ચાલી જાય તો! તે ધર્મસંકટમાં આવી પડયો હતો. હવે શું કરવું? કાનગામ નહિ જાય તો પોતાની જાગીર-જમીનદારી જોખમમાં છે અને વિલસુ પાસે નહિ જાય તો તેનું હૃદય માનતું નથી. કયો માર્ગ લેવો તેના વિચારમાં નવિનચંદ્ર થોડીવાર બેસી રહ્યો; પણ કાંઇ પણ નિશ્ચય ઉપર તે આવી શકયો નહિ. બન્ને બાજુ ભય હતો. પોતાનાં સુખને માટે-પોતાના પ્રેમની ખાતર ડાકોર જવાથી માતપિતા તથા આપ્તવર્ગને દુઃખ થશે અને જમીનદારી જતી રહેવાની ટીલી મારે કપાળે ચોંટશે-ત્યાં નહિ જાઉં અને કાન-ગામ જાઉં તેટલામાં વિલસુ જો ડાકોરથી જતી રહેશે તો આ જીંદગીમાં તે ફરી મળશે કે નહિ તે સવાલ છે-તેથી જીંદગી-ભર પસ્તાવાનું રહેશે.

આખરે તેને એક વિચાર સુઝયો. "વિલસુને એક કાગળ લખું તેમાં એવા આકરા સોગંદ આપું કે હું ડાકોર જાઉં ત્યાં સુધી તેનાથી ખસાય નહિ." તેને વિલસુના પર એટલો તો

ભરોસો હતો કે પોતાના સોગંદ નહિં માનીને તે બીજે ઠેકાણે તો નહિજ જાય.

આખરે તેણે એક પત્ર લખ્યો–તેને બે ત્રણવાર વાંચ્યો અને પછી પરબીડીઆંમાં મુકી ઉપર શીરનામું કર્યું અને કાગળ ટપાલમાં નાંખવા મોકલાવી દીધો.

બીજે દિવસે સવારમાં માતપિતાની આજ્ઞા લઇ નવિનચંદ્ર કાનગામ જવા નીકળ્યો.



## પ્રકરણ ૩૪ મું.

આજે કાર્તિક સુદ પુર્ણિમાનો દિવસ છે. ડાકોરમાં દર પુનમે જાત્રા હોય છે. પણ તેમાં કાર્તકી પુર્ણિમાનો મહિમા વિશેષ હોવાથી આજે ત્યાં ધામધુમ મચી રહી છે. આજે બહારગામથી હજારો યાત્રાળુઓ આવેલા હોવાથી ડાકોરના દરેક રસ્તાપર ગીરદી હતી. ભજન કીર્તનના અવાજો ચારે બાજુ સંભળાતા હતા.

છેલ્લા ચાર પાંચ દિવસ થયાંજ વિલસુની તબીઅત કાંઇક ઠીક થઇ હતી, અને વૈદરાજે તેણીને થોડું થોડું ખાવાની રજા આપી હતી. તેણીના શરીરપર તરતની ભોગવેલી ગંભીર માંદગીની નિશાનીઓ સાફ દેખાઇ આવતી હતી. તો પણ તે આજે ચોકમાં આવી બેઠી હતી અને બહાર રસ્તાપર લોકોની ગીરદી જોતી-ભજન સાંભળતી બેઠી હતી. એટલામાં ગંગાબાઇ ઘરમાંથી ત્યાં આવી તેણીને પુછવા લાગી:-"કેમ બેટા વિલસુ, આજે તને કેમ લાગે છે?"

"હવે શરીરમાં કાંઇ કસર લાગતી નથી, માત્ર નબળાઇ જણાય છે." વિલસુએ કહ્યું.

"નબળાઇ તો લાગેજ કેની? કેટલો સખત તાવ આવ્યો હતો! બચી ગઇ એજ મોટી વાત!"

"એજ મારૂં દુર્ભાગ્ય છે-મારા જેવી અભાગણીને માટે મોત પણ વાયદા કરે છે!"

"મોત શું કામ માગે છે, દીકરી? હવે અમે જીવતાં છીએ ત્યાં સુધી તો તારો વાળ વાંકો નથી થવા દેવાના-અમારે મન તુંજ દીકરી છે."

"તમારી માયાજ મારૂં દુઃખ વિસારે પડવા દે છે-તમારા વિના મારૂં શું થાત?"

"બહેન વિલસુ-ઠીક યાદ આવ્યું-ત્હારા નામનો એક કાગળ આવ્યો છે." ગંગાબાઇને એકાએક તે યાદ આવ્યું હોય એમ લાગ્યું અને તરતજ ઘરમાંથી કાગળ લાવવા ઉઠી

"મારા નામનો પત્ર!" વિલસુ અજબ થતી બોલી ઉઠી "મને કોણે કાગળ લખ્યો છે?"

"થોડા દિવસપરજ ટપાલમાં આવ્યો છે-પરબીડીઉં છે એટલે કોનો કાગળ છે તે તો શી રીતે જણાય-પણ હું ધારૂં છું કે તેં જેને કાગળ લખ્યો હતો તેમનો જવાબ હશે."

"મેં કોને કાગળ લખ્યો છે? સંસારમાં મારૂં હવે કોણ છે જેને હું કાગળ લખું?"

કાગળ લેવા જતાં ઉભી રહી ગંગાબાઇએ જવાબ આપ્યો:-"મને લાગે છે કે તું એ વાત ભૂલી ગઇ છે. તું માંદી પડી તેને બીજે દિવસે એ કાગળ મળ્યો-મને એમ લાગ્યું કે કાગળ લખ્યા પછી તે ટપાલમાં નાંખવાનો રહી ગયો હશે એમ ધારી મેં તેને ટપાલમાં નંખાવી દીધો હતો. એ કહેવાનું હું ભૂલી ગઇ હતી."

વિલસુને તે કાગળની યાદ આવતાં કંપારી જેવું થઇ આવ્યું પણ પોતાનાં મનની લાગણી છુપાવવા તેણીએ કોશેશ કરી ગંગાબાઇને પુછયું:-"આ કાગળ કયારે આવ્યો?"

"ત્રણ ચાર દિવસ થયા હશે-તને તાવ ઉતર્યો તેજ દિવસે સવારમાં આવ્યો હતો." એમ કહી ગંગાબાઇ ઘરમાંથી કાગળ લઇ આવી અને વિલસુના હાથમાં આપ્યો. વિલસુ થોડીવાર તો તે કાગળ તરફ જોઇ રહી-તે કાગળ નવિનચંદ્રનો હતો એમ તો તેણીને સહજ લાગ્યું અને પરબીડીઆં પરના સુંદર હસ્તાક્ષરો તરફ પ્રેમભાવથી જોઇ રહી હતી: પણ ગંગાબાઇને એમ લાગ્યું કે પોતાની હાજરીથી વિલસુ અચકાય છે તેથી તે તરત ત્યાંથી ચાલી ગઇ.

થોડીવાર પછી વિલસુએ પત્ર ઉઘાડયો-પ્રથમ લીટીઓ વાંચતાંજ તેનું હૃદય ભરાઇ આવ્યું-આંખમાં પાણી આવી ગયાં. પત્રને છાતી સરસો દાબી-આંખમાંનાં આંસુ લોહી નાંખી સ્વસ્થ ચિત્ત કરી તે કાગળ વાંચવા લાગી-કાગળ નીચે પ્રમાણે હતો:—

"પ્રાણપ્રિય વિલસુ!

તું થાપ આપવામાં આવી કુશળ છે એમ મને ન્હોતી ખબર! ગળે લગાડી ગરદન મારવાનું તું કયાં શીખી! પાષાણી! હું તને મળવા આવવાનો હતો તે સારૂ તું નાસી ગઇ! મને તારા વિનાનું શૂન્ય ઘર જોઇને શું થયું હશે તેનો તને જરા પણ ખ્યાલ આવી શકે છે ખરો! હૃદયવાનને હૃદયની પીડાનો ખ્યાલ આવી શકે છે એટલે પ્રેમનિરાશાની-આગ તો જેના હૃદયમાં સળગી હોય તેજ સમજી શકે! પ્રાણાધિક વિલસુ! તારા કાગળ પરથી સ્પષ્ટ જણાય છે કે તારૂં હૃદય તો પ્રેમનો સાગર છે! વળી જે કારણથી તું ન્હાસી ગઇ તે પણ તારા પત્ર પરથી સાફ સમજાય છે! હું દેવામાં ડુબેલો છું-દેવું ફીટાડતાં મારી જાગીર-સંપત્તિ નષ્ટ થશે-અને અલકરંભા સાથે લગ્ન કરવાથી તે બધું બચી જશે તેટલા માટે પત્થર જેવું કઠણ હૃદય કરી-પ્રેમીને કકળતો મુકી તું ચાલી ગઇ! મને તો એ સમજ નથી પડતી કે એવું કઠણ હૃદય, એ કોમળાંગી, તું કેવી રીતે કરી શકી! તું શું નહોતી જાણતી કે હું તને કેટલા ઉંડા ખરા અંતઃકરણના પ્યારથી ચાહું છું! તારા દૂર થવાથી પણ અલકરંભા તરફ આ હૃદય કદી પણ આકર્ષાશે નહિ. છતાં તેં એમ ધાર્યું એ તારી ભૂલ તને સમજાઇ હશે.

મારી પ્રાણેશ્વરી! તારા જેવું નિર્મળ હૃદય કેટલી સ્ત્રીઓનું હશે? તારા જેવો આત્મભોગ કેટલી સ્ત્રીઓ આપવાની હીમ્મત કરી શકે? અરે સ્ત્રી તો શું પણ હું પુરૂષ હોવા છતાં તારા જેટલો આત્મભોગ મારાથી તો નહિ આપી શકાય. પણ હવે મને કહે તું મ્હારી ક્યારે થશે? તારાં દર્શનને માટે તલસતાં નેત્રોને તે આનંદ ક્યારે મળશે?

તું લખે છે કે મેં અલકરંભા સાથે વિવાહ કરી લીધો છે-પણ મારાથી તેની સાથે લગ્ન તે શી રીતે થઇ શકે? અલકરંભા અમારી લેણદાર છે-અતુલ ધન સંપત્તિની એકલી વારસ છે-તેને ત્યાં અમારી જાગીર મિલકત તમામ ગીરો છે-

પણ મારા પ્રાણ માત્ર તારી પાસે છે. એટલે જાગીર મીલ્કત તેની અધિકારીણીને સોંપી પ્રાણેશ્વરીને પ્રાણ અર્પણ કરવામાંજ ન્યાય છે. ત્યાર બાદ જેવી તું ગરીબ છે તેવોજ હું પણ ગરીબ થઇશ એટલે આપણે ગરીબીમાં પણ સ્વર્ગનું સુખ મેળવી શકીશું. તું મારી સાથે હશે તો પછી જંગલમાં ઝાડ નીચે પણ મને આનંદ મળશે.

માતપિતા-સંબંધી સ્વજન વગેરે કુળના ગૌરવના રક્ષણાર્થે અલકરંભા સાથે લગ્ન કરવાની ભલામણ આગ્રહપૂર્વક કરે છે પણ હું તને સાચુંજ કહું છું-મારી વિલસુ-કે જો તું મને નહિ મળે તો હું કદાપી પણ સુખી થઇ શકનાર નથી. મારે જાહોજલાલી-વૈભવ ધન--પ્રતિષ્ઠાની દરકાર નથી--મને તો માત્ર તુંજ જોઇએ છે. શું ઉદ્યમ કરીને -મારી કેળવણીને પ્રતાપે નોકરી ચાકરી કરીને હું મારાં કુટુંબનું પોષણ નહિ કરી શકું ?

હું અલકરંભા સાથે પરણ્યો નથી અને પરણવાનો પણ નથી! પિતાજીની તબીઅત નરમ હોવાથી અમે સઘળાં હવા ફેર માટે વઢવાણ ગયાં હતાં--તે વખતે અલકરંભાને પણ હવા ફેરની જરૂર છે એમ તેના પિતાને લાગવાથી તેને પણ અમારી સાથે મોકલવાની તેણે માગણી કરી હતી તેથી તેને પણ વઢવાણ લઇ ગયાં હતાં--બનવાજોગ છે કે એમાં પણ અમારા ઘરમાંથીજ કોઇનો હાથ હશે. પણ ઇશ્વરકૃપાથી હવે પિતાજીની તબીઅત સુધરી છે અને અમે અહીં આવતાં પહેલાં રસ્તામાં ડાકોર ઉતર્યાં હતાં તે વખતે તેં અમને જોયલાં હોવાં જોઇએ અને તને મનગમતા ખ્યાલ બાંધી લીધા હશે. પણ એ પણ ઠીક થયું કે તેમ થવાથી તારો પત્તો તો મળ્યો. પણ લુચ્ચી! તેં કાંઇ તારો પત્તો આપ્યો નહોતો. એ તો ઠીક થયું કે તારી માંદગીને લીધે ગંગાબાઇએ મને તારા લખેલા પત્રને આધારે તે સીરનામે મને તારી માંદગીની હકીકત જણાવી. એટલે તું માંદી પડી એ પણ મારા તો લાભ માટેજ! કેવું

તારૂં મારા તરફ હેત છે કે માંદી પડીને પણ મને તો તું આનંદ થવાને કારણભુત થાય છે! પણ મારા નસીબમાં કાંઇ ને કાંઇ અંતરાય લખાયલોજ છે. આવતી કાલેજ હું ડાકોર આવવા નીકળવાનો હતો અને તારા પત્રની પહેલાંજ મારા કારભારીએ મને કાનગામ જવાની તાકીદે જરૂર હોવાના સમાચાર આપ્યા. મારે અમારી પ્રતિષ્ઠાની ખાતર-જે જાગીર પારકે હાથ જવાનીજ છે તે જાગીરને જરા પણ ડાઘ લાગવા દીધા સિવાય તેના હકદારને સોંપી દેવાની તીવ્ર ઇચ્છાથીજ અને તેમ કરવા વચનથી બંધાઇ ચુકેલો હોવાથી હું તારી પાસે માત્ર પંદર દિવસની મહેતલ માગી લઉં છું. તો હું આશા રાખું છું કે હું ત્યાં આવું ત્યારે તું ડાકોરજ રહેશે-અને અગાઉની માફક ત્યાંથી ન્હાસી નહિ જાય.

મેં મારો નિશ્ચય તને જણાવી દીધો છે. તારો ગમે તેટલો આત્મત્યાગ-કે આત્મભોગ મને કોઇ રીતનો ફાયદો કરી શકનાર નથી તો પછી તે ભોગ નકામો શા માટે આપવો-તારા તરફથી સમાચાર નહિ મળ્યાને આજે આઠ માસ થઇ ગયા-જો મારે અલંકરંભા સાથે પરણવુંજ હોત તો તારા સમાચાર નહિ મળવાથી હું તેની સાથે પરણી ગયો ન હોત? માટે મારી વિલસુ મારી અરજ માન્ય કર- ન છુટકે મારે તને સોગંદ આપવા પડે તે એ છે કે તારા ઘરની આસપાસ મારાં હ્રદયનું રૂધીર છાંટયું છે એમ સમજજે--તો તે હદને ઉલ્લંઘીને હું ત્યાં આવું ત્યાં સુધી તારે જવું નહિ. આ બંધીમાંથી હું જાતેજ ત્યાં આવી મુક્ત કરીશ. હવે તારી તબીઅત સુધરી હશે એમ મારૂં અંતઃકરણ સાક્ષી પુરે છે. એ તારો મંદવાડ પણ મારા લાભને માટેજ આવેલો હશે એમ એ પરથી સાબીત થાય છે.

લી૦ સદાનો ત્હારોજ નવિનચંદ્ર.

તા૦ ક૦:-જો ચૌદ દિવસમાં મારૂં કામ ખતમ થઇ જશે તો પંદરમો દિવસ હું ત્યાં રહેનાર નથી-ત્યાંનું કામ તાબડતોબ પતાવીને તારી પાસે આવી પહોંચીશ-ત્યાં સુધી મારા હૃદય રક્તની આણમાંજ રહેજે."

આ પત્ર વાંચી વિલસુને થયલી લાગણીનો ખ્યાલ લાવવાની તજવીજ કરવી એ પણ અશક્ય છે. તેનું શરીર આવેગથી જાણે કાંપતું હતું. તેની મુખમુદ્રા પર એક જાતની લાલ રંગની છટા તરી આવતી હતી. તેણી વધારે વખત ત્યાં બેસી શકી નહિ. ત્યાંથી ઉઠી તે સીધી ઘરમાં જઇને પોતાના ખાટલા પર સુઇ ગઇ. તકીઆમાં મોઢું ઘાલી મનમાં વિચાર કરવા લાગી:-"મેં આ શું કીધું! મને એવી દુર્બુદ્ધિ કેમ સુઝી! મેં તેમને નિરાશ કરીને ચાલી આવવાનું સાહસ કેમ કીધું? હવે તો મારા પ્રાણેશને હૃદયદાન આપીશ-જેથી તેમને સુખ થાય તેજ માર્ગ પકડીશ. જેમાં તેમનું સુખ તેમાંજ મારૂં સુખ સમજીશ."

આ પ્રમાણે થોડોવાર વિચારમાળા ચાલતી રહી. તેણીને એમ પણ વિચાર આવ્યો કે સ્ત્રી જેની સાથે પ્રેમ કરે છે તેની તેણે સહધર્મીણી થવું જોઇએ. તો મારે શું તેમનો ધર્મ નષ્ટ કરવામાં સહાયક થવું? શ્રીરામચંદ્રજીએ પિતાની આજ્ઞાનું પાલન કરવાને ખાતર ચૌદ વરસનો વનવાસ વેઠયો હતો. તો પછી નવિનચંદ્ર પિતાજીની આજ્ઞા નહિ માને અને અલકરંભા સાથે લગ્ન ન કરે તો તેમને હાથે અધર્મ થશે અને તેમાં કારણભૂત હું થઇશ. મારા પરની પ્રીતિને લીધે મારે તેમને અધર્મના માર્ગે લઇ જવા? કોઇ ઠેકાણે અધર્મથી સુખ મળ્યું સાંભળ્યું નથી. તો પછી મારે ખાતર મારા હૃદય દેવતાને અધર્મ કરી દુઃખી થવા દેવા એ મને છાજે છે?"

"જો તેઓ અલકરંભા સાથે લગ્ન નહિ કરે તો તેમની સઘળી સંપત્તિ નષ્ટ થશે-એક રાજરાજેશ્વર જેવા જાગીરદાર રસ્તે રખડતા થશે! તેમના વૃદ્ધ માતા પિતાથી એ કષ્ટ, એ નામોશી કેમ સહન થશે? આમ જો થાય તો તેનું કારણ તો હું ખરીજ કેની? વળી, લોકોમાં પણ તેમની નિંદા થશે-તે મારાથી કેમ સહેવાશે?"

"ત્યારે હવે શું કરવું? એકવાર જો તેઓ અહીં આવશે-તેમના મુખમાંથી પ્રેમામૃત શ્રવણ કરતાંજ મારો

નિશ્ચય ડગી જશે. તેમના કહેવા પ્રમાણેજ કરવાનું મન થઇ જશે. તેમના વાયદા પ્રમાણે હવે તે સાત આઠ દિવસમાં-કે-વધારેમાં વધારે દસ દિવસમાં અહીં આવી પહોંચશે. ત્યારે કેમ થશે?"

અહિંથી ન્હાસી જવાનું તો હવે બની શકે એમજ નથી. તેમની આજ્ઞા મારે મન ધર્મ છે. પણ જો તેઓ આવે ત્યારે હું જીવતીજ ન હોઉં તો? ના-ના. એ પણ કેમ બને? જીવતી રહીશ તો તેમનાં દર્શન કરી શાંતિ પામીશ. તેમને સુખી થયેલા જોઇને પણ હું સુખી થઇ શકીશ. વળી શાસ્ત્રમાં લખ્યું છે કે આત્મહત્યા એ મહા પાપ છે એમ પુરાણી બાવા કથામાં કહેતા હતા. આત્મહત્યા કરનારના સાત અવતાર એવાજ જાય છે એમ પણ સાંભળેલું છે. જો આત્મહત્યા કરવામાં પાપ ન હોત તો રામચંદ્રજીની નિષ્ઠુરતાથી સીતા-દેવીએ આત્મત્યાગનો રસ્તો ન લીધો હોત?"

આખરે વિલસુને એક નવો બુટ્ટો સુઝી આવ્યો. પણ તે બાળક બુધ્ધિવાળી પ્રેમમાં નિરાશ થયલી નાદાન બાળાએ તે બાબત પર ગંભીરપણે વિચાર ચલાવ્યો નહિ-કોઇની-ગંગા-બાઇ જેવી ઠરેલ માતા સમાન મમતા રાખનારની પણ સલાહ લીધી નહિ. અને તેજ વખતે એક કાગળ તથા ખડીઓ કલમ લઇ લખવા બેઠી. થોડીવારમાં નીચે પ્રમાણે પત્ર લખી નાંખ્યોઃ—

શ્રીયુત્ હીરજી મહાશય!

હું હમણાં ડાકોરમાં શ્રીરણછોડરાજીના મંદિરની પાસે ગોરવાડામાં ગંગાબાઇ ગોરાણીને ત્યાં રહું છું. જો તમારે મને મળવાની ઇચ્છા હોય તો આ પત્ર મળતાં સાથે તરતજ આવજો. સાત દિવસની અંદર નહિ અવાય તો પછી આવવું નકામું છે. માટે આવવું હોય તો આજથી સાત દિવસની અંદરજ આવવું.

લી૦ વિલસુ.

આ કાગળ પરબીડીઆમાં નાંખી હીરજીનું સીરનામું કરી ટપાલમાં નંખાવી દીધો અને પોતે પોતાના ઓરડામાં જઇ ખાટલા પર પડી રડવા લાગી. રડતાં રડતાં તે બબડતી હતીઃ-"મારા હૃદયેશ્વર-મારા આધાર! આપનાજ સુખને ખાતર આજ મારી જાતનું બળિદાન આપવા તૈયાર થઇ છું! આપે મને પાષાણી કહી સંબોધી છે-હવે આપને તેથી પણ વધારે સખત શબ્દો વાપરવા પડશે. આપ મને ચાંડાલીની કહેશો તો પણ ખોટું નથી-અરે પણ ચાંડાલીનીમાં પણ પ્રેમ તો હોય છે-મમતા-લાગણી બધું હોય છે. પણ મારા હૃદયમાં શું છે! મારૂં તો સર્વસ્વ ગયું છે-માત્ર હૃદયમંદિરમાં આપની મૂર્તિ વિરાજમાન થઇ છે ને કાયમ છે અને રહેશે મને મારો ધર્મ બજાવવા-મારાં બલિદાનમાં મક્કમ રહેવા ઓ, પ્રભુ-તુજ બળ આપે જે!"



## પ્રકરણ ૩૫ મું.



આપણે ઘણા દિવસ છતાં હીરજીભાઇની ખબર લીધી નથી. ઓગણત્રીસમા પ્રકરણમાં આપણે તેને નવિનચંદ્રની મુલાકાતે આવેલો જોયો હતો. તે મુલાકાતથી તેને લાગ્યું કે નવિનચંદ્રને વિલસુના સંબંધમાં કાંઇ ખબર નથી પણ છતાં તેને પેટમાં હજુ કાંઇક સંદેહ હતો કે કદાચ તેણે વિલસુને છુપાવી રાખી પણ હોય અને તેની વાત વિસારે પડી જાય ત્યાં સુધી છુપાવી રાખવા ધારી હોય એ પણ બનવાજોગ હતું. માટે વિલસુના સંબંધમાં કાંઇક બને તો બાતમી મેળવવા તે એક દિવસ બેના ડોશીને ઘેર ગયો.

બેના ડોશી તે વખતે પોતાના ઘરના ચોકમાં પગ ઉપર પગ ચઢાવીને બેઠી હતી અને તપકીરના સડુકા મારતી હતી. હીરજીને આવતો જોઇ તેણી બોલી:-"આવો આવો, હીરજી-ભાઇ આજ તો ઘણા દિવસે આ તરફ ભૂલા પડયા?"

"થોડા દિવસ બહારગામ ગયો હતો તેથી અવાણું નહોતું." હીરજીભાઇએ ડોસીની સામે એક પાટલા પર બેસતાં ખુલાસો કર્યો. રસ્તામાં વજેપુર પણ ગયે હતો; ત્યાં નવિનચંદ્ર દેશાઇએ મારૂં ભારે અપમાન કર્યું-પણ પારકા ગામમાં ધાંધલ કોણ કરે એમ ધારી હું ગુપચુપ ચાલ્યો આવ્યો. આ ગામમાં હોત તો બતાવી આપત કે હીરજીભાઇનું અપમાન કરવાનું શું પરિણામ આવે છે."

"પણ તમારે ને તેમને શું? તે તમારૂં અપમાન શા માટે કરે?" ડોશીએ શંકા કરી.

"મેં એમને પુછ્યું કે વિલસુને તમે ક્યાં છુપાવી રાખી છે તે બતાવો-એટલે તે ગુસ્સે થઇ ગયા અને જેમ મોઢામાં આવ્યું તેમ બકવા લાગ્યા." હીરજીભાઇએ કારણ જણાવ્યું.

"મારી ખાતરી છે કે નવિનચંદ્ર વિલસુને લઇ ગયા નથી-તે પોતાની મરજીથીજ ચાલી ગઇ છે. કેમકે વિલસુના ગયા પછી બીજેજ દિવસે તો તે તેને મળવા અહીં આવ્યા

હતા અને તે નહિ મળવાથી તેમને બહુ નિરાશા ઉપજી હતી તે તો મેં મારી જાતે જોયું હતું." ડોશીએ કહ્યું.

"અરે તમે એ મોટા લોકોની ચાલાકી નહિ સમજો-બેના કાકી. તેણેજ વિલસુને કોઇ ઠેકાણે છુપાવી રાખી છે-તે પણ હું શોધી કાઢીશ ત્યારેજ જંપીશ. અને ત્યારે હું જંપીશ. અને ત્યારે હું મારા અપમાનનો બદલો પુરેપુરો લઇશ." હીરજીએ ડંફાસ મારી.

"જોજો, હીરજીભાઇ કાંઇ વગર વિચાર્યું સાહસ નહિ કરી બેસતા નહિ તો પસ્તાવું પડશે. નવિનચંદ્રભાઇ જેવા સજ્જન માણસ ભાગ્યેજ આપણી ન્માતમાં કોઇ બીજા હશે. અરે અભાગણી વિલસુ જો જતી નહિ રહેતે તો જરૂર ન્હાના દેશાઇજી તેની સાથે પરણી જતે. એમ તેના રંગઢંગ પરથી મારી તો ખાતરી થઇ ચુકી હતી. પણ મારા નસીબમાં એવો સારો દિવસ જોવાનો લખેલો નહિ અને આટલી ઉમરે હજુ લોકોના ઘસડબોરા કરવાના નસીબમાં લખ્યા હશે તે શી રીતે મિથ્યા થાય?" ડોશીએ બળાપો કર્યો.

"તમારી પણ સાઠી બુધ્ધિ નાઠી લાગે છે, બેના કાકી! તમે એમ જાણો છો કે મોટા માણસના છોકરા એવી રેંજીપેંજી છોકરી સાથે વિવાહ કરે? મોઢે મીઠું મીઠું બોલી નાહાન છોકરીઓનો ભવ બગાડવાના અને કંટાળે ત્યારે તેને ઠોકરે મારવાના એજ એ લોકોના ધંધા છે." હીરજીભાઇએ ડહાપણ દર્શાવ્યું.

"પણ નવિનચંદ્ર દેશાઇ એવા નથી-એ તો દેવતાઇ પુરૂષ છે!" ડોશીએ બચાવ કર્યો.

"તે કેવા છે તે તો તમારી સગીને ઉઠાવી ગયા તે પરથીજ જણાઇ આવે છે."

"હું કહું છું કે વિલસુને તે ઉઠાવી ગયા નથી-મારી પુરેપુરી ખાત્રી છે."

"પણ તમે શું જાણો એ લોકોની ચાલાકી?" હીરજીએ હુશીઆરી દેખાડી.

"એના જેવા ગૃહસ્થ માણસ મેં તો મારી ઉમ્મરમાં જોયા નથી."

"જોયા મોટા સજ્જન! તેમાંજ મારૂં અપમાન કર્યું?"

"તેમાં વાંક તમારોજ હતો. એવા મોટા માણસ પાસે જઇને તમે એવી વાત શા માટે કરી? તમને કોણે કહ્યું હતું કે તમે એને વિલસુની વાત પુછજો?" ડોશી તડુકી.

"હવે જોયા એવા મોટા માણસ–થોડા દિવસમાં જાગીર જપત થશે ત્યારે જણાશે."

"ગમે તે થશે–પણ 'ભાંગ્યું ભાંગ્યું તો પણ ભરૂચ!' તે તમારાથી કાંઇ જશે?"

હીરજીને આ શબ્દો સાંભળી ચટકો લાગ્યો. તેને હવે એમ લાગ્યું કે વિલસુ કયાં છે તે એના ડોશી જાણે છે. કદાચ તેણે અને નવિનચંદ્રે મળીનેજ કાંઇ ગોઠવણ તો નહિ કરી હોય? નહિ તો ડોશીને નવિનચંદ્રનો આટલો બધો પક્ષ લેવાનું શું કારણ? આમ વિચાર કરતો હીરજી ત્યાંથી ઉઠીને ચાલતો થયો. ડોશીએ તેને "આવજો" એમ પણ કહ્યું નહિ. હીરજી તરફથી ડોશીને કેટલોક વખત થયાં કાંઇ પ્રાપ્તી થતી નહોતી અને આજના ઢંગ પરથી પ્રાપ્તી થવાની કાંઇ આશા પણ નહોતી એટલે ડોશીએ તેની બીલકુલ દરકાર કરી નહિ.

હીરજી પોતાના ઘર તરફ જતો હતો તેટલામાં તેને ટપાલી મળ્યો. તેણે હીરજીને રસ્તામાં ઉભો રાખ્યો અને કહ્યું:–"હીરજીભાઇ, તમારો કાગળ છે–લેતા જાઓ."

હીરજીએ ટપાલીના હાથમાંથી કાગળ લીધો–ઉઘાડી વાંચવા માંડયો. તે કાગળ વિલસુનો હતો. તે વાંચતાંની સાથે હીરજીના મુખ પર આનંદ છવાઇ રહ્યો. હરખમાં ને હરખમાં હીરજીએ ઘરનો રસ્તો લીધો.

ઘેર આવતાંની સાથેજ તેણે નોકરને બોલાવી પોતાનો બીસ્તરો બાંધવાનો હુકમ આપ્યો, અને કહ્યું "આજને આજ જરૂરી કામસર મારે મુંબઇ જવાનું છે." એમ કહી પોતે કપડાંલત્તાં વગેરે કબાટમાંથી કાઢી પેટીમાં મુકવાની તૈયારી

કરવામાં પડયો, અને રાતના ભાડેની ગાડી કરી રેલવે સ્ટેશન તરફ રવાના થઇ ગયો.

હીરજીને આજે ગાડીના બળદ બહુજ ધીમા ચાલતા હોય એમ લાગ્યું. તેમને ઝડપથી ચલાવવા ગાડીવાનને આગ્રહ કરવા લાગ્યો. છેવટે ગાડીવાળાને લાલચ આપી કે "જો તું મને એક કલાકની અંદર સ્ટેશને પહોંચાડે તો એક રૂપીઓ ઇનામ આપીશ." લાલચને વશ થયલા ગાડીવાને બળદને દોડાવી દોડાવી ઇનામ મેળવ્યું. પણ ત્યાં આવતાંજ ખબર પડી કે ગાડી આજે બે કલાક મોડી છે. બીચારા હીરજીભાઇને બે કલાક સ્ટેશન પર થોભવું પડયું.

આખરે વાટ જોવડાવી જોવડાવીને ગાડી આવી. હીરજીભાઇ એક સારી જગ્યા જોઇ ગોઠવાઇ ગયા અને ગાડી ઉપડી. પોતે કયાં જાય છે તે કોઇએ સ્ટેશન પર જોયું નથી એમ જાણી તેણે છુટકારાનો દમ ખેંચ્યો. કારણ કે પોતે વિલસુની શોધમાં જાય છે એમ કોઇને ખબર પડે અને પાછળથી નિરાશ થઇને આવવું પડે તો પોતાની ફજેતી ન થાય એટલીજ હીરજીભાઇની તજવીજ હતી.



# પ્રકરણ ૩૬ મું.



સવારના દસેક વાગ્યાનો સુમાર હતો. શીઆળાના દિવસનો સૂર્ય ધીમે તપતો હોવાથી તેનો તડકો માણસોને આવકારદાયક લાગતો હતો. વિલસુ પણ સ્નાન કરીને તાઢ ઉડાડવા તડકામાં ઘરના ચોકમાં બેઠી હતી; અને ઉઘાડી ખડકીમાંથી રસ્તે જતા આવતા લોકોને જોતી હતી. એટલામાં ગંગાબાઇ પણ ગોમતી સ્નાન કરીને બહારથી આવી અને વિલસુનો ચિંતાતુર ચહેરો જોઇ માયાથી પુછવા લાગીઃ-"શું વિચાર કરે છે દીકરી?-હમણાં તારૂં ચિત કાંઇ ને કાંઇ વિચારમાંજ હોય છે!"

વિલસુએ શરમથી લાલચોળ થઇ જતાં જવાબ આપ્યોઃ- "મારે શું વિચાર કરવાનો હોય? હવે મારે વિચાર કરવા જેવું રહ્યું છેજ શું?"

"મારી આગળ તું ખરી વાત નથી કહેતી? જ્યારની તું મંડવાડમાંથી બેઠી થઇ છે ત્યારની હું તને આખો દિવસ વિચાર કરતી ને કરતીજ જોઉં છું. તારે શું ચિંતા છે તે તો મને કહે. તારા ખરચને માટે તો નિયમિત રીતે દર મહીને પૈસા આવ્યા કરે છે-અને હું તને અનેકવાર કહી ચુકી છું કે જ્યાં સુધી મારા દેહમાં જીવ છે ત્યાં સુધી તો તને હું પેટની દીકરીની માફક રાખીશ. માણસ જાતને કાંઇ બધીજ વાતનું સુખ હોતું નથી. માટે આપણે હંમેશ આપણા કરતાં ઓછાં સુખી માણસ તરફ નજર રાખી તેઓનાં કરતાં આપણને પરમાત્માએ વધારે સારી સ્થિતિમાં રાખ્યાં છે તે માટે તેનો પાડ માનવો. અને સંતોષમાં દિવસ ગુજારવા."

આ પ્રમાણે ગંગાબાઇ વિલસુને શિખામણ દેતી હતી તે વખતે એક મજુર માથાં પર એક પેટી અને બિસ્તરો લઇ ગંગાબાઇની ખડકી આગળ આવી પુછવા લાગ્યોઃ-"ગંગાબાઇ [illegible]

આ મજુરને જોતાંજ વિલસુના શરીરમાં એક જાતની કંપારી થઇ આવી. જાણે તેનું કાંઇ આશ્ચર્ય થવાની આગાહી થતી હોય એમ તેણીનું અંતઃકરણ કહેવા લાગ્યું. તરતજ તેણીએ શ્રી રણછોડરામજીનું સ્મરણ કરવા માંડયું.

ગંગાબાઇએ મજુરને શું કામ છે તે પુછયું. તેણે જવાબ આપ્યો કે એક શેઠ સ્ટેશન પરથી તેને લઇ આવ્યા છે અને તેમને ગંગાબાઇ પુરોહિતને ઘેર જવું છે. એટલે તે શેઠ કોણ છે તે ગંગાબાઇએ પુછયું. તરતજ મજુરે તેને બુમ પાડી અને આપણા હીરજીભાઇ હાંફળા ફાંફળા ત્યાં આવ્યા; અને તેની નજર વિલસુ ઉપર પડી. તેને જોતાંની સાથેજ વિસુલના શરીરમાં જાણે લાહ્ય લાગી હોય એમ થઇ રહ્યું.

હીરજીએ ખડકીમાં પ્રવેશ કર્યો; અને મજુર તેની પાછળ આવ્યો. આ પરથી ગંગાબાઇને સમજાયું કે જે માણસને વિલસુએ કાગળ લખ્યો હતો તેજ આ માણસ હોવો જોઇએ. મજુર સામાન ચોકમાં મુકી પૈસા લઇ ચાલતો થયો. વિલસુ પણ ત્યાંથી ઉઠીને ઘરમાં જતી હતી એટલે હીરજીએ તેણીને પુછયું:-"વિલસુ-તું તો બહુજ સુકાઇ ગઇ છે! એનું કારણ શું? નવિનચંદ્રે આખરે તને છોડી દીધી કે ની? પણ તું બેફીકર રહેજે એની તો હું બરાબર ખબર લઇશ."

વિલસુ મનમાં બડબડી:-"મુઓ કોણ જાણે કયાંથી અહીં ઘસડાઇ આવ્યો?" પછી હીરજીને જવાબ આપ્યો:-"એમણે મારૂં શું બગાડયું છે? હું કેટલા મહીના થયા અહિં રહું છું તેની એમને તો ખબર સુદ્ધાં નથી."

પણ હીરજીને તેણીના બોલવા પર વિશ્વાસ આવતો નહોતો. તેને તો એમજ લાગ્યું કે "શું આ છોકરીની પેલા પર મમતા છે! પેલાએ આટલા દિવસે એને તરછોડીને કાઢી મુકી તો પણ હજુ તેનો વાંક પણ કાઢવા દેતી નથી! એ પણ એક નસીબની બલીહારી છે!"

ગંગાબાઇએ જોયું કે આવનાર મનુષ્ય વિલસુનો ઓળખીતો છે એટલે તેણીએ તેને ઓસરીમાં કપડાં ઉતારી હાથ

મોઢું ધોવા કહ્યું અને પોતે તેને માટે ચ્હા બનાવવા ઘરમાં ગઇ. હીરજી પણ તેની પાછળ જઇ કપડાં ઉતારી હાથ મોઢું ધોવા બેઠો.

ત્યાર બાદ ચ્હા પીધા પછી હીરજીભાઇ સ્નાન કરવા ગયા. એટલે રસોડામાં ગંગાબાઇ તથા વિલસુ એકલાં પડયાં. ગંગાબાઇનો વર તો આખો દિવસ મંદિરમાંજ રહેતો અને માત્ર સંધ્યા ભોજન કરવા માટેજ ઘેર આવતો. રસોઇ કરતાં કરતાં ગંગાબાઇએ વિલસુને કહ્યું:-"બ્હેન જો ખરૂં કહેવાની હોય તો એક વાત પુછું-હું તારી માજ છું એમ સમજજે મારી પાસે જુઠું બોલવાનું કાંઇ કારણ પણ નથી."

વિલસુ-"સુખેથી પુછવું હોય તે પુછો-જુઠું તમારી આગળ નહિ બોલું."

ગંગાબાઇ-"આ માણસ કોણ છે?"

વિલસુ-"એનું નામ હીરજી છે-અમારી જ્ઞાતિના છે અને જે ગામમાં હું રહેતી હતી ત્યાંના રહેવાશી છે."

ગંગાબાઇ:-"વારૂ એની સ્થિતિ કેવી છે?"

વિલસુ:-"સ્થિતિ તો સારી કહેવાય છે-ગામમાં સારી હવેલી છે-જમીન પણ સારી કહેવાય છે અને રોકડ નાણું પણ એના બાપ સારૂં મુકી ગયા છે એમ કહેવાય છે."

ગંગાબાઇ:-"ત્યારે પહેલો કાગળ તેં જેને લખ્યો હતો તે કોણ?"

વિલસુ:-"તે તો મોટા જાગીરદાર છે-બહુ સજ્જન પુરૂષ છે."

ગંગાબાઇ:-"ત્યારે તું એને ચાહે છે-ખરૂં કે નહિ?"

વિલસુ કાંઇ બોલી નહિ. પણ તેના મોઢાપર રતાશ ચઢી આવી. એટલે ગંગાબાઇએ કહ્યું:-"તું બોલે કે ન બોલે પણ એ તો મારા સમજવામાં આવી ગયું. તેં જે કાગળ લખ્યો હતો તે મેં વાંચ્યો હતો. પણ આ માણસને લખેલો કાગળ બંધ હતો એટલે મેં વાંચ્યો નહોતો, તેં આમને અહીં બોલાવ્યા હતા!"

વિલસુએ જવાબમાં ડોકું હલાવ્યું. ગંગાબાઇએ તેને બોલાવવાનું કારણ પુછ્યું. એટલે તેણીએ જવાબ આપ્યો:- "મારો એની સાથે લગ્ન કરવાનો વિચાર છે."

ગંગાબાઇ આ જવાબ સાંભળી વિચારમાં પડી ગઇ અને પુછ્યું:-"આ તે કેવી વાત! ચાહે છે પેલાને અને પરણવું છે આ માણસને?"

વિલસુ:-"તે સજ્જન સાથે વિવાહ થવાનું અશકય છે. મારા જેવી સાધારણ કન્યાને એવા મોટા જાગીરદાર પરણે ખરા!"

ગંગાબાઇને લાગ્યું કે જોકે વિલસુ તેને ચહાતી હશે પણ તે મોટા માણસ હોવાથી આવી સાધારણ સ્થિતિની છોકરી સાથે પરણવા તૈયાર નહિ હોય. એટલે તેણીએ પણ પોતાનાજ વર્ગના ગૃહસ્થ માણસ સાથે પરણવાનો વિલસુનો વિચાર પસંદ કર્યો, અને કહ્યું:-"આપણા સંસારમાં સરખી સ્થિતિનો સંબંધ વધારે સુખી નીવડે છે માટે મોટા ઘરનાના કરતાં સાધારણ વર્ગમાંજ વધારે સુખી થઇશ. તારાં લગ્ન થયા પછી તો તું અહીંથી જતી રહેશે-એટલે મને ગમશે તો નહિ પણ તું ઘરબારવાળી થશે-છોકરાં છૈયાં થશે તેને રમાડવાની આશામાં તારો વિયોગ પણ ભૂલાશે. પણ તું થોડા દિવસ પણ અહિં આવતી તો રહેશે, કે પરણ્યા પછી અમને છેકજ ભૂલી જશે?"

બિચારી વિલસુને આ શબ્દો દાઝયા ઉપર ડામ જેવા લાગતા હતા. શું કારણથી તે હીરજી સાથે પરણવા તૈયાર થઇ હતી તે બીચારી ગંગાબાઇ કયાંથી જાણે! તેણી મહામહેનતે પોતાની આંખમાં આવતાં આંસુ અટકાવી શકી અને વાતનો વિષય બદલવાના હેતુથી તેણીએ ગંગાબાઇને કહ્યું:-"માજી! મારે આપને કાંઇ વાત પુછવી છે-રાત્રે વડીલ પણ આવશે એટલે તેમની હાજરીમાં મેમાનને પણ પુછવું હોય તે પુછી લઇ જો આપણી બધાની સંમતિ થાય તો તરતમાંજ લગ્નનું નક્કી કરી નાંખજો. મારે માબાપ-જે કહું તે તમેજ છો. મારે બીજા કોઇને કહેવાનું કે બોલવાનું નથી."

તે દિવસે સાંજના વિલસુ પોતાના ઓરડામાં એકલી બેઠી બેઠી કાંઇ વિચારમાં મશગુલ થઇ ગઇ હતી. જેવું બહાર અંધારૂં થયું હતું તેવુંજ અંધારૂં વિલસુના હૃદયમાં દેખાતું હતું. તેણીને વિચાર એજ આવતો હતો કે "હું આ શું કરવા બેઠી છું? મારા હૃદયેશ્વર! હું જે કરવા તૈયાર થઇ છું તે આપના હીતને ખાતરજ છે! જ્યાં સુધી હું અવિવાહિત છું ત્યાં સુધી મારા પ્રાણેશ્વર મને પોતાની સમજશે-ત્યાં સુધી તે અન્ય કન્યા સાથે પરણવાનો વિચાર પણ નહિ કરે-તે મારા ઉપરના પ્રેમને ખાતર પોતાના વંશની આબરૂને-ધન સંપતિને-પ્રતિષ્ઠાને પણ છોડવા તૈયાર થયા છે! પણ એક પ્રેમી તરીકે મારી ફરજ એ છે કે મારા એકના સુખને ખાતર એમના માત પિતાને-એમનાં સગાં સંબંધીને-કષ્ટ ન આપવું. એમની પ્રતિષ્ઠા એમનું સુખ મેળવવામાં સાધનભૂત થવું એ મારી ફરજ છે. હું આજે જે કાર્ય કરવા તૈયાર થઇ છું તે માટે મને તેઓ શું કહેશે-ભલે જે કહે તે, પણ મારે તે કરવુંજ જોઇએ!"

આમ વિચાર કરતાં તેણીની આંખમાં આંસુ આવી ગયાં-એટલામાં બહારથી ગંગાબાઇએ તેણીને બુમ પાડી. વિલસુ આંખ લુઇ નાંખી બેઠી થઇ અને ગંગાબાઇ પાસે ગઇ. ગંગાબાઇએ કહ્યું:-"વાળુ કરવાનો વખત થયો છે-મહેમાનને બોલાવ તારા વડીલ પણ આવી ગયા છે એટલે જે વાતચીત કરવાની હોય તે કરી લઇએ."

ગંગાબાઇના વર અને હીરજી વાળુ કરવા બેઠા ત્યારે વિલસુ પણ ત્યાં આવીને બેઠી હતી. વાઘની પાસે બકરી બાંધી હોય અને તેનું દીલ જેમ ધબકતું હોય તેવા હાલ આ વખતે વિલસુના હતા ગંગાબાઇએ ધીમેથી વાત છેડી-"હીરજીભાઇ, તમને અહીં આવવાનું વિલસુએ લખ્યું તેનું કારણ તમે જાણો છો?"

વિલસુ તરફ નજર કરતાં હીરજીએ જવાબ આપ્યો:-"નહિ"

ગંગાબાઇ:-"એ કાગળ લખવાનું મેં વિલસુને કહ્યું હતું, અને જો તેની અમુક શરતો પાળવાને તમે તૈયાર હો તો તમારી સાથે લગ્ન કરવા તે તૈયાર છે."

હીરજીભાઇએ એક પુરીનો ડબુસો મારતાં જવાબ આપ્યો:- "વિલસુ પરણવાનેજ તૈયાર હોય તો તે જેમ કહે તેમ કરવા કબુલ છું. પછી શું?"

"પણ હું કહું તે પ્રમાણે વર્તવાની તમારે પ્રતિજ્ઞા લેવી પડશે." વિલસુએ કહ્યું.

"તું કહેશે તે પ્રમાણે પ્રતિજ્ઞા લઇશ. પછી કાંઇ? માત્ર એટલી શરત કે નવિનચંદ્ર સાથે મળવા હળવાનું નહિ."

"મળવા હળવાનું નહિ એટલે શું? વિલસુ પાપી છે અથવા કદી પાપ કરવાનો વિચાર સરખો પણ કરશે એમ સમજશો નહિ-તમારી સાથે લગ્ન કરવા પછી નવિનચંદ્ર પર પુરૂષ થશે એટલે પાપબુદ્ધિથી કદી તેની સાથે હું વાત પણ કરીશ નહિ. એટલું તમે બરાબર સમજી લેજો." વિલસુએ જુસ્સાભેર જવાબ વાળ્યો.

"હજુ તો એ કહે છે કે જો વિવાહ થઇ જાય તો" હીરજીએ ગંગાબાઇ તરફ જોઇને કહ્યું.

વિલસુ:-"બરાબર છે-જો તમે મારી બધી વાતનો સ્વીકાર ન કરો તો વિવાહ નહિ પણ થાય."

હીરજી:-"મારે બધી વાત કબુલ છે-બોલ શું શું કબુલ કરાવવું છે?"

વિલસુ:-"તમે જાણો છો કે મને સ્વાધિનતા પ્રિય છે-એટલે મને મારી મરજી મુજબ હરવા ફરવાની છુટ આપવી પડશે."

હીરજી:-"કબુલ છે-પછી કાંઇ?"

વિલસુ:-"લગ્ન થઇ ગયા પછી પણ હું થોડો વખત અહીંઆંજ રહીશ."

હીરજી:-"અને હું?"

વિલસુ:-"તમારી મરજી હોય તો તમે પણ રહેજો"

હીરજીઃ-"તો પછી મારે કાંઇ વાંધો નથી. હું પૈસા પણ પુરતા લાવ્યો છું એટલે ખરચની પણ તારે ચીંતા કરવી નહિ. પણ લગ્ન થયા બાદ કેટલો વખત અહીં રોકાવાનો વિચાર છે?"

વિલસુઃ-"એકાદ મહિનો-વધારે નહિ."

હિરજીઃ-"વારૂ તે પણ કબુલ છે-પછી કાંઇ?"

વિલસુઃ-"લગ્ન પછી એક વરસ સુધી તમારાં આપેલાં વસ્ત્ર અલંકાર પહેરીશ નહિ-તેમજ ત્યાં સુધી તમારે મને સ્પર્શ પણ કરવો નહિ."

હીરજીઃ-"અરે! પણ તારે માટે તો હું કેટલાં બધાં ઘરેણાં લઇ આવ્યો છું. જો તું પહેરે તો મને કેટલો બધો હરખ થાય?"

વિલસુઃ-"જો ભાગ્યમાં લખ્યું હશે તો એક વરસ પછી પહેરીશ."

હીરજીઃ-"વારૂ-તે પણ કબુલ છે. પણ તું મારે ઘેર તો આવશે કે નહિ?"

વિલસુઃ-"હા-આવીશ."

હીરજીઃ-"તે ઉપરાંત બીજું કાંઇ?"

વિલસુઃ-"ના બીજું કાંઇ નહિ."

હીરજીઃ-"ત્યારે હવે તો કાંઇ વાંધો નથી ને!"

વિલસુઃ-"હમણાં કબુલ કરીને પાછળથી ફરી જશો તો હું આત્મહત્યા કરીશ."

હિરજીઃ-"તેવો વખત આવેજ શા માટે?-હું પ્રતિજ્ઞા ભંગ કરૂં એવો માણસ નથી."

ત્યાર બાદ બન્ને જણ થોડો વખત ચુપ રહ્યાં એટલે ગંગાબાઇએ પુછ્યું:--"ત્યારે હવે કાલે સવારે ગોરને બોલાવી લગ્નનો દિવસ નક્કી કરી નાખીએ?"

હ્રદયને બાળી નાંખતો હોય એવો ઉંડો નિસાસો દબાવતાં વિલસુએ હા કહી. હીરજીભાઇના હરખનો તો પારજ નહોતો. તેણે તો ભારી ધામધુમથી વિવાહ કરવાને ગંગાબાઇને

કહ્યું અને બધોજ ખરચ પોતે આપવાનું જણાવ્યું પરંતુ વિલસુનો વિચાર ઢોલ વાજાં વગર શાંતિથી લગ્ન ક્રિયા કરી નાંખવાનો હતો. અને હીરજીને બીક લાગતી હતી કે જો પોતે કાંઇ પણ ધામધુમ કરવાનું કહે અને વિલસુને વાંકું પડે તો વખતે લગ્ન કરવાનીજ ના પાડી દે માટે તેણીની મરજીને હરેક બાબતમાં તે આધીન રહેવા તૈયાર હતો એટલે વધારે ચર્ચા કરવાની રહી નહિ.



## પ્રકરણ ૩૭ મું.



નવિનચંદ્ર કાનગામ પહોંચી ગયો. ત્યાંની પ્રજા-ગરીબ અભણ કણબીઓ અને ખેડુતો નાના દેશાઇજીને જોઇને પોતાનો રોષ વિસરી ગઇ અને ગામના આગેવાનો તેને ઉતારે આવકાર આપવા ગયા. નવિનચંદ્રે તેમને ભાંજગડ શું છે અને કેવી રીતે ઉપસ્થિત થઇ તે પુછ્યું. લોકોને ઢગલાબંધ ફરીઆદો કરવાની હતી. તેમાંની મોટે ભાગે ખરી-કાંઇક ખોટી અને કલ્પિત તેમજ થોડીક અંગત દ્વેષને અંગે પણ કરવામાં આવી હતી. નવિનચંદ્રે બધી હકીકત ધ્યાનપૂર્વક અને શાંતિથી સાંભળી અને બીજે દિવસે તપાસ કરી તે ઉપર વિચાર કરી તે બધી બાબતોનો સંતોષકારક નિકાલ કરવા જણાવ્યું.

બીજે દિવસે તેણે પોતાના કુટુંબના વિશ્વાસુ કામદારને ખાનગીમાં બોલાવી મંગાવ્યો. કામદારની વિરૂધ્ધ ગામમાં ભાગ્યેજ કોઇને અંગત ફરીઆદ હતી. તે પ્રમાણીક પણ સ્વભાવે જરા તીખો હતો. તેની સાથે લોકોએ કરેલી ફરીઆદો પર ચર્ચા ચલાવતાં નવિનચંદ્રને પોતાના નોકર વર્ગમાંથી અમુક માણસો દોષીત હોય એમ લાગ્યું. તેમાંથી કેટલાકને અપ્રમાણિક સાબીત થતાં નોકરી પરથી બરતરફ કરવામાં આવ્યા-કેટલાકને ભવિષ્યમાં સારી ચાલચલણ ચલાવવાની ખાત્રી મળતાં ધમકાવીને અગર દંડ કરીને નોકરીમાં ચાલુ રાખવામાં આવ્યાં. ત્યાર બાદ પ્રજાવર્ગમાં પણ અમુક માણસો વિઘ્ન સંતોષી અને વિના કારણે બખેડા અને બેદીલી ઉત્પન્ન કરવાસાંજ મચ્યા રહેતા જણાતા તેમને પણ થોડો દંડ કરી ભવિષ્યમાં એવી પ્રવૃત્તિ છોડી દેવાને સમજાવવામાં આવ્યું અને ભવિષ્યમાં બીજી વાર આવી પ્રવૃત્તિ ચાલુ થતાં તેમનેજ તે માટે જવાબદાર ગણી તેમની સખત ખબર લેવામાં આવશે એ પણ સ્પષ્ટ સમજ આપવામાં આવી. નવિનચંદ્રનાં આવાં ન્યાયી વર્તનથી પ્રજામાં બહુ સંતોષ ફેલાયો અને મહેસુલ

ભરવાનું કામ તાબડતોબ શરૂ કરવામાં આવ્યું. ત્યાર બાદ ગામના આગેવાનોએ નવિનચંદ્રને જુદે જુદે નિમિત્તે જ્યાફતો-જમણો આપવાનો બહુ આગ્રહ કીધો. તેમની નિખાલસ ભક્તિ જોતાં નવિનચંદ્ર ના પાડી શકયો નહિ.

આ પ્રમાણે નવિનચંદ્રને પંદર દિવસ કયાં નીકળી ગયા તે જણાયું નહિ. જોકે દરરોજ સવારના ઉઠતી વખતે અને રાતના સુતી વખતે તેને વિલાસુને આપેલાં વચનનું સ્મરણ થતું હતું અને તેને લીધે પોતાનું કાર્ય વખતસર આટોપી લેવાને તેણે દરેક પ્રયત્નો કર્યા હતા. ત્યાંનું કારણ સંતોષકારક રીતે નિર્વિઘ્ને સમાપ્ત થવાથી નવિનચંદ્રને પણ ઓછો સંતોષ થયો નહોતો. પણ હવે તેનું ચિત્ત વિહવળ બન્યું હતું. મનમાં ને મનમાં તેને ઉંડી બેચેની લાગ્યા કરતી હતી. તેનું કારણ તે સમજી શકતો નહોતો. આખરે પંદરમે દિવસે તેણે કાનગામ છોડવાનો નિશ્ચય જાહેર કર્યો. ગામના લોકોનાં બહુ આમંત્રણો સ્વિકારવાનાં બાકી હતાં પણ તે બધાંને "થોડા દિવસ પછી પાછો આવીશ" એવો સધ્યારો આપી સંતુષ્ટ કર્યા.

તેજ દિવસે પોતાના નોકર ચાકરોને પોતાને ઘેર મોકલી આપ્યા. પોતાને કાંઇક અગત્યના કામસર મુંબઇ જવાની જરૂર પડી છે એવો કાગળ લખી નવિનચંદ્ર ડાકોર તરફ ઉપડી ગયો. તે જાણતો હતો કે કાનગામનો મામલો સંતોષકારક નીવડવાથી તેમજ તેના પિતાની તબીયત પણ હવે સુધરતી હોવાથી તેની હાજરીની ઘેર કાંઇ ખાસ જરૂર નહોતી. એટલે ત્રણચાર દિવસમાં પાછા ફરવાનો તેણે કાગળ લખી નાંખ્યો હતો.

નવિનચંદ્ર બીજે દિવસે સાંજે ડાકોર પહોંચ્યો. સ્ટેશન પર તપાસ કરતાં એક ટાંગાવાળાએ ગંગાબાઇનું ઘર જાણતા હોવાનું જણાવતાં નવિનચંદ્રે પોતાની બૅગ અને બીસ્તરો તેને બતાવ્યાં એટલે ટાંગાવાળાએ તે ટાંગામાં મુકી દીધાં. ત્યારબાદ નવિનચંદ્ર તેમાં બેસી ગંગાબાઇના ઘર આગળ આવી પહોંચ્યો.

નવિનચંદ્ર ગામમાં આવ્યો ત્યારે અંધારૂં થવા આવ્યું હતું. શુક્લ પક્ષની પંચમી હોવાથી ચંદ્રમા નિસ્તેજ સરખો દેખાતો હતો. ગાડીવાળાએ નવિનચંદ્રને ઘર બતાવી ટાંગામાંથી સામાન બહાર કાઢવા માંડયો. તે ઘરમાંથી ગીત ગાવાનો અવાજ તથા ઢોલ તાસાંનો તેમજ પીપુડીનો અવાજ આવતો સાંભળી નવિનચંદ્ર જરા ચકિત થયો. ગાડીવાળાએ ગંગાબાઇનાં ઘરનું બારણું ખખડાવ્યું–અને ઉઘડતાં તે અંદર દાખલ થયો, એટલે નવિન ચંદ્ર પણ તેની પાછળ ચાલ્યો.

ચોકમાં લગ્નની ચોરી માંડવામાં આવી હતી. એક બાજુએ સ્ત્રીઓ મંગળગીત ગાઇ રહી હતી. ઢોલ તાસાંવાળાઓ પણ પોતાનાં વાજીંત્રં જોશભેર વગાડી રહ્યા હતા. એટલે નવિનચંદ્ર તરફ કોઇનું ધ્યાન ખેંચાયું નહિ. પરંતુ નવિનચંદ્રે જોયું કે વરરાજાના જેવા ઠાઠમાં હીરજી ત્યાં એક બાજુ ઉપર બેઠો હતો. સામી બાજુએ–લગ્નની ચોરીની બીજી તરફ એક બાજઠ મશરૂની ગાદીવાળો ખાલી હતો. તે જગ્યા કન્યા માટે હતી, અને કન્યાને રીવાજ મુજબ સ્નાન કરાવી પોશાક પહેરાવવામાં આવતો હતો. તે આવે તેટલીજ ખોટી હતી. ગોર મહારાજ પણ કન્યાના આવવાની રાહ જોતા અંદરના બારણા તરફ જોયા કરતા હતા. પણ સર્વેના કરતાં વરરાજા હીરજીની ઇંતેજારી વધારે હતી. તે બે વાર તો ગોરને ઉતાવળ કરવાનું કહેવા મોકલી ચુક્યો હતો. તે તેને ત્રીજીવાર મોકલવાની તજવીજમાં હતો એટલામાં કન્યા અંદરના ભાગમાંથી આવતી દેખાઇ. તેણે લગ્નના પોશાકમાં રેશમી ઘાટ પહેર્યો હતો અને પોતાની માતાતુલ્ય ગંગાબાઇની સાથે આવતી હતી. તેણીના તરફ બે પુરૂષોની દૃષ્ટિ પડી. તે બન્ને તેણીને પોતાની અર્ધાંગના બનાવવા આતુર હતા!

વિલાસુને ઘરમાંથી આવતી જોઇ–તેણીને કન્યાના વિવાહના વસ્ત્રોમાં જોઇ–નવિનચંદ્ર સમજી ગયો કે આજ તેણીનાં લગ્ન થનાર છે અને તે પણ હીરજીની સાથે! શું પોતાને આ દેખાવ નજરે જોવાને–અને બાળવાને ઇરાદાપૂર્વક વિલાસુએ

અહીં બોલાવ્યો હતો ! આ વિચાર તેના મગજમાં આવતાંજ ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેના ડોળા લાલચોળ થઇ ગયા. નવિનચંદ્રનું આ ઉગ્ર સ્વરૂપ વિલસુએ જોયું. તેણીને સમજાયું કે નવિનચંદ્ર પોતાનાં લગ્ન કરવાનો હેતુ સમજ્યો નથી. પણ તેણીને ખુલાસો કરવાનો હમણાં વખત નહોતો. વળી નવિનચંદ્રના ફાટેલા ડોળા જોઇ વિલસુ પણ છળી ગઇ તેનો તિરસ્કાર તેણીનાથી સહન થઇ શક્યો નહિ. અને બીજીજ પળે એક કારમી ચીસ પાડી વિલસુ બેશુદ્ધ થઇને ગંગાબાઇના ઉપર ઢળી પડી.

પણ તે પહેલાં તો નવિનચંદ્ર એક હાથમાં બૅગ અને બીજા હાથમાં બીસ્તરો ઉઠાવી ત્યાંથી ચાલી ગયો હતો. તેના તરફ લક્ષ આપવાની કોઇને દરકાર નહોતી. કારણ સર્વેનું ધ્યાન આમ અચાનક બેશુધ્ધ થઇ ગયલી કન્યાની સારવાર કરવામાં રોકાયું હતું. ઘણા પ્રયત્નો કરવા છતાં લાંબા વખત સુધી વિલસુ શુદ્ધિમાં આવી નહિ. આ પ્રમાણે લગ્નમાં વિઘ્ન નડ્યું. વરરાજાની નિરાશા તથા ક્રોધનો પાર રહ્યો નહિ.



# પ્રકરણ ૩૮ મું.



સંધ્યાસમય થયો હતો. નવિનચંદ્ર પોતાના બગીચામાં એક સુંદર ફુઆરા પાસે વિચારમાં નિમગ્ન થઇ બેઠો હતો. તેના કંટાળેલા મગજને આરામ આપવાના વિચારથી તે બગીચામાં આવ્યો હતો પણ સંધ્યાની શીતળતા તેના ઉશ્કેરાયલા મનને શાંત કરવા અસમર્થ નીવડી હતી. થોડે દૂર એક પક્ષિ મધુર સંગિત ગાઇ રહ્યું હતું. પરંતુ નવિનચંદ્રને તેથી આનંદ થવાને બદલે ત્રાસ થતો હોય એમ લાગતું હતું. તે હવે ઉભો થયો અને વિચારમાં ને વિચારમાં આમ તેમ આંટા મારવા લાગ્યો.

થોડી વાર પછી એક નોકર બગીચામાં આવ્યો. તેણે નમ્રતાપૂર્વક નવિનચંદ્રને અરજ કરી:-"દેશાઇજી સાહેબ આપને યાદ કરે છે."

નવિનચંદ્ર તે સાંભળી વિચારમાં પડયો. જરા વાર પછી તેણે પુછયું:-

"બાપુજી કયાં છે?"

"વજેશ્વર મહાદેવમાં છે." નોકરે જવાબ આપ્યો.

"ત્યાં બીજું કોણ કોણ છે?"

"કારભારી સાહેબ પણ ત્યાં છે."

"બીજું પણ કોઇ ત્યાં છે કે?"

"નાજી, બીજું તો કોઇ નથી."

નવિનચંદ્ર વધારે ન પુછતાં તરતજ વજેશ્વર મહાદેવ તરફ ગયો.

મહાદેવના મંદિરની બહાર નાનો સરખો બગીચો હતો. તે બગિચામાં એક બાજુએ જાજમ બિછાવેલી હતી. તેના પર વજેપુરના જાગીરદાર બેઠેલા હતા. પાસે તેના ઠરેલ કારભારી હતા. નવિનચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. તેણે પિતાને પ્રણામ કર્યાં અને ઉભો રહ્યો. દેશાઇજીએ તેને પોતાની

પાસે બેસાડતાં ગંભીરતાથી કહ્યું:-"ભાઇ, એક મહત્વની બાબતમાં તારી સલાહ લેવાની છે, તેથી તને બોલાવ્યો છે."

નવિનચંદ્રે પિતાની પાસે બેસતાં વિનયતાપૂર્વક કહ્યું:- "મારી સલાહ લેવા માટે આપે આ સ્થાન પસંદ કર્યું! ઘરમાં તે બાબતની ચર્ચા નહિ થઇ શકતે! ઘરમાં શું અડચણ હતી?"

"ના-ના. અડચણ શાની? અમે અહીં નિત્ય નિયમ મુજબ બેઠા હતા એટલામાં અહીંઆંજ અમને બહુ અગત્યના સમાચાર મળ્યા, અને મામલો ગંભીર છે એમ લાગતાં વખત ન ગુમાવતાં તરતજ તે બાબતનો ગંભીરાઇથી વિચાર કરવા તને બોલાવી મંગાવ્યો. ખરી રીતે જોઇએ તો એમાં લાંબો વિચાર કરવા જેવું પણ કાંઇ નથી. માત્ર તને એકજ વાત પૂછવાની છે.

"શું પુછવાનું છે-ફરમાવો."

દેશાઇજી:-"પુછવાનું એટલુંજ કે આપણી તમામ જાગીર ગીરવી મુકેલી છે-શાહુકાર પૈસા માટે તકાદો કરે છે તે તો તું જાણે છે ને? આજે-હમણાંજ કાગળ આવ્યો છે કે જો ત્રણ દિવસમાં એનો હિસાબ ચુકતે કરવામાં નહિ આવે તો તે આપણા પર ફરીઆદી કરશે. માટે તે બાબતમાં તારી શી સલાહ છે?"

નવિનચંદ્ર:-"મારી સલાહ એમાં શું કામ આવે? આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. આપ માલિક છો અને આપને યોગ્ય લાગે તેમ કરવાને મુખ્તીઆર છો. આપ જે કરશો તે જોઇ વિચારીને કરશો એમ મારી પુરેપુરી ખાત્રી છે."

દેશાઇજી:-"મારી મરજી પ્રમાણે બધું થાય એવું મારૂં સદ્ભાગ્યજ કયાં છે?"

નવિનચંદ્ર:-"આપ એમ કેમ બોલો છો?"

દેશાઇ:-"અરે! એટલું બધું ભાગ્ય બળવાન હોત તો મારોજ પુત્ર મારૂં કહ્યું માન્યા વિના રહે?"

નવિનચંદ્ર:-"મેં કયારે આપની આજ્ઞા ઉથાપી છે?"

દેશાઇજીઃ-" એ વાત વારંવાર કહેતાં મને ખરાબ લાગે છે. હવે તો શું ઉપાય કરવો તેનો નિર્ણય કરવાનો છે!"

નવિનચંદ્રઃ-" મેં તો પ્રથમજ કહ્યું છે કે આપ માલીક છો. આપને યોગ્ય લાગે તેમ કરો-એમાં હું શું કહી શકું?"

દેશાઇજીઃ-" મને તો લાગે છે કે જમીન જાગીરજ નહિ પણ ઘરબાર સુધ્ધાં વેચાઇ જવાનો વખત આવશે."

નવિનચંદ્રઃ-" જો કરજનો આંકડો એટલો મોટો હશે તો તો બધુંજ જશે-નહિ તો થોડું ઘણું બચી જાય તો તેટલું પણ ગનીમત."

દેશાઇઃ-" કરજનો આંકડો તો-વ્યાજનું વ્યાજ અને તેનું વ્યાજ ગણતાં એટલો મોટો બતાવે છે કે આપણે પહેરેલાં કપડાંભેર ઘરની બહાર નીકળવું પડશે."

નવિનચંદ્રઃ-" તેમ કરવું પડશે તો તેમ કરીશું."

દેશાઇજીઃ-" પણ રહિશું ક્યાં? ખાઇશું શું?"

નવિનચંદ્રઃ-" આપની સેવા કરવી એ મારો ધર્મ છે. કોઇ પણ જાતની નોકરી કરીને આપણાં કુટુંબનું ભરણ-પોષણ કરીશ. મુંબઇમાં મારો એક મિત્ર એક મોટી વેપારી પેઢીમાં મેનેજર છે. મેં તેને કાગળ લખ્યો હતો અને તેનો સંતોષકારક જવાબ આવ્યો હતો. તેણે લખ્યું હતું કે જ્યારે તમે આવશો ત્યારે સોએક રૂપીઆના માસીક પગારની નોકરી અપાવી શકીશ."

દેશાઇજીઃ-" અરે ભગવાન! હું મરવા પડયો હતો તેમાંથી તેં મને શું આ વખત જોવા જીવતો રાખ્યો!"

નવિનચંદ્રઃ-" એમાં આપના દિલને દુખાવાનું શું કારણ છે? હું ધારૂં છું ત્યાં સુધી આપનું દિલ દુખાય એવું કશું પણ વર્તન મેં કર્યું નથી. છતાં અજાણતાં થઇ ગયું હોય તો ક્ષમા કરશો."

દેશાઇજીઃ-" ના-ભાઇ-ના. તેં મારૂં દિલ દુખાવવા જેવું શું કર્યું છે? પણ મને અફસોસ એટલોજ થાય છે કે આખરે શું આપણાં ખાનદાનને નોકરી કરીને પેટ ભરવાનો વખત

આવશે ? અરેરે! આ જુની આંખે એ નવો પ્રકાર કેમ કરીને જોઇ શકાશે? એવો વખત જોવા-જીવવા કરતાં તો મોત હજાર દરજ્જે સારૂં!"

નવિનચંદ્રઃ-"પિતાજી! આપને અફસોસ કરવાનું કશું કારણ નથી. આ જમાનામાં અનેક મોટા માણસોના પુત્રો પણ નોકરી કરે છે. બેરોનેટનો બેટો પણ નોકરી કરવામાં માન મળ્યું સમજે છે!"

દેશાઇજીઃ-(ચીઢાઇને) "નોકરી કરનાર મોટા માણસ! એ બની શકેજ કેમ? નોકરી કરનારનામાં ભદ્રતા સંભવેજ કેમ? નોકરી કરનારને વળી સ્વમાન કે સન્માન કેવાં? નોકરી કરનાર સદાએ પરાધીન-તાબેદાર-ગુલામ જેવોજ હોય છે. તે હાલત શું મારા એકના એક પુત્રની-મારા વારસની થશે!"

"નવિનચંદ્રઃ-"પરંતુ જેમાં આપણો ઉપાય ન હોય તેવી—"

દેશાઇજીઃ-"ઉપાય તો હતોજ કેની-પણ તારી પોતાની હઠને લીધેજ આ પરિણામ આવ્યું તે!"

નવિનચંદ્રઃ-"કયો ઉપાય?"

દેશાઇજીઃ-"અલકરંભા સાથે લગ્ન કરવાનો."

નવિનચંદ્રઃ-"પિતાજી-એવાં લગ્ન કરવા કરતાં મરવું હું વધારે બહેતર સમજું છું-એ પણ એક પ્રકારનું દાસત્વ છે. એ દાસત્વ તો જીંદગીભરનું છે. કરજની બીકથી-જાગીર સંપત્તિના વિનાશની બીકથી લેણદારની કન્યા સાથે લગ્ન કરવાં એ શું આર્યવિવાહ છે! તેમ કરવાથી સંપત્તિની માલીક તે કન્યાજ રહેશે અને આપણી સંતતિ તેની અન્નદાસ થશે."

દેશાઇજીઃ-"આ બધી અંગ્રેજી ભણતરની મહોકાણ છે!"

નવિનચંદ્રઃ-"એમાં અંગ્રેજી કેળવણીનો શું દોષ?"

દેશાઇજીઃ-"દોષ એટલોજ કે તમે ભણ્યા-પણ ગણ્યા નહિ સંસાર વ્યવહારનું ભાન નહિ. સ્રીની સંપત્તિ થઇ તેથી

શું થયું ! જાગીર દોલત તેના નામ પર રહેશે પણ તેની વ્યવસ્થા તો મરદનેજ કરવાની છે કે નહિ. એટલે પછી તે માલિક નહિ તો બીજું શું ? પતિ પછી અન્નદાસ શી રીતે થયો એ મને તો સમજાતું નથી !”

નવિનચંદ્રને લાગ્યું કે પિતાજીથી સાથે એ બાબત પર વધારે ચર્ચા કરવી નકામી છે. ‘ સ્ત્રી એટલે દાસી ’ એવું માનનાર વૃદ્ધ દેશાઇજીને સ્ત્રીના કાયદેસરના-નૈતિક હક્કો સમજાવવાનો પ્રયત્ન કરવો એ નિરર્થક લાગ્યું-એટલે મુંગા રહેવાનુંજ તેણે વાજબી ધાર્યું. એટલે વૃદ્ધ કારભારી બોલ્યાઃ-“ ભાઇ ! ભાઇ ! જરા તો વિચાર કરો ! આપનું ખાનદાન ! આપની પ્રતિષ્ઠા ! આપની જાગીરદાર-સંપત્તિ બધું ધુળમાં મળી જશે. આપના માત પિતાને આ ઉમ્મરે કેટલું બધું કષ્ટ થશે ! આપને પારકાંનું દાસત્વ કરવાનો વખત આવશે ! અમારા જેવા આશ્રીતો પણ નિરાશ્રય બની જશે ! આ બધી આફત ટાળવાનો એકજ ઉપાય છે-અને તે આપના હાથમાં છે. બીજા કશાંને ખાતર નહિ તો આપનાં વૃદ્ધ માતા પિતાને ખાતર-તેમની આ ઉમ્મરે તેમને આઘાત્ ન થાય તેની ખાતર પણ આપ અલકરંભા સાથે લગ્ન કરવાનું કબુલ ન કરી શકો ?”

નવિનચંદ્ર ચુપચુપ સાંભળ્યા કરતો હતો-તેના મનમાં વિચારોની પરંપરા ચાલ્યા કરતી હતી. આખરે તેણે જવાબ આપ્યો. “ કાલે મારો છેવટનો નિર્ણય જણાવીશ.”

આ જવાબ સાંભળી દેશાઇજી કચવાઇને બોલ્યાઃ- “ આજકાલ કરતાં એક વરસ વીતી ગયું તો પણ હજુ નિર્ણય કરવાનો વખતજ મળતો નથી. એમાં વળી વિચાર શાનો કરવાનો ? એ તે વળી એવી શું મહાભારત બાબત હતી કે જેનો નિર્ણય બાર બાર મહિના પુરા થતાં પણ થઇ શકે નહિ !”

નવિનચંદ્રે નમ્રતાથી કહ્યુંઃ-“ આજની રાત વિચાર કરવા દો.”

દેશાઇજી:–"પણ તેણે આજને આજ જવાબ માગ્યો છે તેનું શું ?"

નવિનચંદ્ર:–"તેમણે શું લખ્યું છે ?"

દેશાઇજી:–"તે લખે છે કે આજે આપનો ઉત્તર મળેથી આગળ પગલાં ભરવાનું રાખીશું."

નવિનચંદ્ર:–"ત્યારે લગ્નના સબંધમાં તો તેમણે કાંઇ લખ્યું નથીને ?"

દેશાઇજી:–"ના–આજના પત્રમાં તો કાંઇ લખ્યું નથી."

નવિનચંદ્ર:–"ત્યારે એમણે માગણી કરી નાણુાંની–તેના જવાબમાં વિવાહની વાત આપણાથી કેમ લખાય ?"

દેશાઇજી:–"વિવાહની વાત લખતો લખતો તે બિચારો થાકી ગયો. હવે તેની ખાત્રી થઇ ગઇ કે આ વાત બને તેમ નથી એટલે તેણે પોતાના પૈસાની માગણી કરી. છતાં જો આપણે વિવાહની વાત લખીએ તો તેના આનંદનો પાર રહે નહિ."

નવિનચંદ્રે પાછું મૌન ધારણ કર્યું. આખરે જતાં પહેલાં તેણે એટલુંજ કહ્યું:–"કાલે સવારે હું છેવટનો જવાબ આપીશ."

નવિનચંદ્રના જવા બાદ દેશાઇજી કારભારી તરફ ફરીને કટાક્ષપૂર્વક બોલ્યા:–"કેમ શું ધાર્યું ?"

કારભારી:–"મને તો કાંઇ સમજાતું નથી. એટલું તો સ્પષ્ટ થાય છે કે અલકરંભા સાથે લગ્ન કરવાનું તેમનું મન કબુલ કરતું નથી. પણ માત્ર આપની આજ્ઞા–ઇચ્છાની ખાતર કબુલ થશે ખરા."

દેશાઇજી:–"મારી ખાતર! અરે મારી ખાતર કબુલ થવાનો હોતે તો તો આજે કમારનો પરણી ગયો હોતે!"

થોડીવાર બન્ને જણા મુંગા બેઠા; અને વળી પાછા દેશાઇજી બોલ્યા–"જુઓ કારભારી, મુર્ખ માણસને સમજાવી શકાય છે પરંતુ 'હુંજ ડાહ્યો' એમ માનનાર અર્ધદગ્ધને સમજાવવાનું બહુજ મુશ્કેલ છે. અંગ્રેજી કેળવણીનું પરિણામ

એજ આવે છે કે 'હુંજ ડાહ્યો' છું એમજ તે માને છે અને જીદ્દી થતાં શીખે છે."

કારભારીઃ-"ભગવાન કરશે તો સૌ સારાં વાનાં થશે."

એટલામાં મહાદેવના મંદિરમાં શંખ અને ઘંટા વાગવા માંડયા. ધુપની સુગંધ ફેલાવા લાગી. આરતિ થતી હોવાથી દેશાઇજી તથા કારભારી મંદિરમાં ગયા અને દર્શન કરી આરતી લઇ ઘર તરફ વળ્યા.



## પ્રકરણ ૩૯ મું.

બીજે દિવસે સવારમાં નવિનચંદ્ર પોતાના ઓરડામાં બેઠો બેઠો એક સમાચાર પત્ર વાંચતો હતો એવામાં તે ઓરડામાં તેની માતાએ પ્રવેશ કર્યો. માતાને આવતી જોઇ નવિનચંદ્રે સમાચાર પત્ર બાજુએ મુકી દીધું અને ઉભા થઇ માતાને પ્રણામ કીધા.

તેણીએ નવિનચંદ્રને અંતઃકરણપૂર્વક આશિર્વાદ આપતાં એક ખુરસી પર બેઠક લીધી. સ્થુલ શરીર હોવાને લીધે એક માળ ચઢતાં પણ તેણીને શ્વાસ ભરાઇ આવતો હતો. તે જોઇ નવિનચંદ્રને કષ્ટ થયું અને તે બોલ્યોઃ-"માતુશ્રી આપે શા માટે તસ્દી લીધી? મને બોલાવતે તો હુંજ નીચે આપની પાસે આવત."

"ભાઇ, વાત બહુ અગત્યની અને ખાનગી હતી તેટલા માટે તને નીચે નહિ બોલાવતાં હુંજ અહીં આવી" દેશાણે દમ લેતાં કહ્યું.

"મને લાગે છે કે તમે લગ્ન સંબંધી વાત કરવા આવ્યાં છો. નવિનચંદ્રે માતાની મુલાકાતનું કારણ કલ્પી લેતાં કહ્યું.

"હા, ભાઇ-તેમજ છે. બોલને તેં શું વિચાર કીધો-શું નિર્ણય પર આવ્યો! પણ મને જવાબ દેતાં પહેલાં એટલું યાદ રાખજે કે તારા જવાબ પર તારાં માતપિતાનાં સુખનો-બાપદાદાની આબરૂનો-કુટુંબની જાગીર સંપત્તિનો આધાર છે. એક બાજુ પર આ બધું છે બીજી બાજુ પર માત્ર તારી મનની માન્યતા કે અલકરંભા સાથે તું સુખી થઇ શકશે નહિ."

"માફ કરજો, માતુશ્રી. તે એક માત્ર મનની માન્યતા નથી પણ મારાં અંતઃકરણથી મળતી ચોક્કસ ખાત્રી છે-અને તે સકારણ છે." નવિનચંદ્રે પોતાના વર્તનનો બચાવ કરતાં જવાબ વાળ્યો.

"ભલે કહાય તેમ પણ હોય-તો પણ માતા પિતાનાં મનને ખાતર તેમનાં સુખને ખાતર-છેવટે ઘરડે ઘડપણ તેમને બાપીકા ઘરમાંથી નીકળી જવાની નામોશીમાંથી બચાવવાની ખાતર તારા જેવો ભણેલો, કેળવાયલો, સુશિલ દીકરો એટલો આત્મભોગ ન આપી શકે?"

માતાના આ આજીજીભર્યા શબ્દો નવિનચંદ્રના હૃદયની આરપાર નીકળી ગયા-તેને લાગ્યું કે તે પોતાનાં માતા પિતા પ્રત્યેની ફરજમાં ચૂકયો છે. તેને સ્પષ્ટ દેખાયું કે પોતાનાં સુખનીજ દરકાર કરવામાં તેણે અનેકને કષ્ટ થશે તે બાબતનો વિચાર કર્યોજ નહોતો-તેનું અંતઃકરણ તેને ઠપકો આપવા લાગ્યું કે "તારા વિચાર માત્ર સ્વાર્થી છે-તારાં કુટુંબને ખાતર જો તું આટલો આત્મત્યાગ ન કરી શકતો હોય તો તારી કેળવણી અને ભણતર પણ સ્વાર્થને ઉત્તેજનાર છે."

નવિનચંદ્રથી અંતઃકરણનો ઠપકો વધારે વાર સાંભળી શકાયો નહિ. તરતજ તેણે માતાને જવાબ આપ્યો, "ભલે ત્યાં લગ્ન કરીશ." નવિનચંદ્રના જવાબથી તેની માતાને આશ્ચર્ય થયું. આટલું જલદી તે માની જશે એવું તેણીએ ધાર્યું નહોતું; તેથી તેણીએ પુછ્યું:-"ભાઇ, આટલા દીવસ સુધી ના પાડયા પછી આજે આટલું જલદી તું કબૂલ થયો તેનું શું કારણ?"

નવિનચંદ્રે શરમથી નીચું જોયું. તે બોલી શકયો નહિ. આખરે માતાના આગ્રહને માન આપી તે બોલ્યો:-"મને માફ કરો, માતુશ્રી. આટલો વખત મારા સ્વાર્થ આગળ હું બીજું કશું જોઇ શકતો નહોતો. હવે મને મારી ભૂલ સમજાય છે. આપને કષ્ટ આપવા કરતાં મારે સહેવું તે વધારે યોગ્ય છે."

નવિનચંદ્રની માતા તેના કહેવાનો ભાવાર્થ સમજી શકી નહિ. તેણીએ કહ્યું:-"પણ ભાઇ હું તો તારાજ સુખને ખાતર આ આગ્રહ કરી રહી છું-કેમકે અમારી તો હવે અવસ્થા થઇ છે-અમે હવે કેટલો વખત જીવવાનાં છીએ. પણ તને સુખી જોવાની-તારાં બચ્ચાંને રમાડી જવાની તો અમને હોંશ ખરીને?"

નવિનચંદ્ર માતાની લાગણી–પોતાના પુત્રને સુખી કરવાની તેણીની તીવ્ર ઇચ્છા તે જોઇ શકતો હતો–પણ તેણી તેને સુખી કરવાના કરતાં તદ્દન ઉલટા માર્ગપરજ જતી હતી તે તેણીને કેમ કરીને સમજાવવું? આખરે તેણે એટલોજ જવાબ આપ્યો:– "આ લગ્નથી–હું સુખી થઇ શકીશ નહિ!"

તેની માતા બોલી:–"કેમ, બેટા? અલકરંભા બહુ રૂપાળી છે-વળી ભણેલી હોવા છતાં ઉછાંછળી કે ઉદ્ધત નથી. એવી છોકરીઓ આજકાલ અને તેમાં પણ આપણી જ્ઞાતીમાં ભાગ્યેજ જોવામાં આવે છે."

નવિનચંદ્ર બડબડયો:–"ગોરી હોય કે કાળી–ભણેલી હોય કે અભણ ગમે તેવી હોય મારે મન તો તે એક પત્થરની પુતળી છે."

નવિનચંદ્રને આ પ્રમાણે બડબડતો જોઇ તેની માતાને લાગ્યું કે કબુલ થયલો દીકરો વળી પાછો ફરી જાય તો–તેથી તેણીએ બીજી વાત છેડી–"ત્યારે હવે દુર્લભજી પટેલને ત્યાં લગ્ન જોવડાવવાનું લખી દઇએ?" નવિનચંદ્રે હા કહેતાં માથું ધુણાવ્યું; એટલે તેની માતા ત્યાંથી જવા ઉઠી.

નીચે જતાં જતાં દેશાણને વિચાર આવ્યો કે પોતાના દીકરાને આ લગ્નથી સુખ નહિ મળે એમ માનવાનું શું કારણ હશે? અલકરંભા જેવી સુંદર કન્યા તેના ધ્યાનમાં કેમ નહિ આવતી હોય? પુત્રના મનની ખરી સ્થિતિનો તેણીને જરા પણ ખ્યાલ આવી શકયો નહિ–નહિ તો–નહિ તો તેણી તેના વિચારને માન આપતે ખરી!

માતાના ગયા બાદ નવિનચંદ્ર એક સોફા પર પડયો. તેનું મન અનેક પ્રકારના વિચારોના વમળમાં ચકરાવે ચઢયું હતું. તેને વિચાર આવ્યો કે "વિલસુ કે જેને ખાતર તે અલકરંભા સાથે પરણવાની ના પાડતો હતો તે તો બીજા સાથે પરણી ગઈ. આ જીંદગીમાં તો તેણી તેને મળી શકવાની નથી. તો પછી માતાપિતાને સુખી કરવાને ખાતર અલકરંભા સાથે લગ્ન કરવામાં શું હરકત હતી?"

વળી પાછી વિચારમાળા બદલાઇ. "વિલસુએ હીરજી સાથે શું કારણથી લગ્ન કીધાં હશે! શું તેણી તે લગ્નથી સુખી થશે? તે ગમે તેમ હોય પણ હું તો અલકરંભા સાથે લગ્ન કરી સુખ મેળવવાનો નથી એ તો ચોક્કસજ છે. હૃદય એકજ હોય છે-તેમાં સ્થાન પણ એકજ હોય છે. તે સ્થાન પર એક પ્રતિમા પ્રતિષ્ઠિત થઇ ચુકી છે. તેના પર બીજીને માટે સ્થાન હોઇજ કેમ શકે? તો પછી અલક સાથે લગ્ન કરવામાં હું પાપ નથી કરતો?"

"હવે વિલસુ વિવાહિતા થઇ છે-અન્યની થઇ છે. તેણીને માટે વિચાર કરવો એ પણ પાપ છે. છતાં પણ હૃદયમાં સ્થાપિત થયલી તેણીની મૂર્તિને દૂર નથી કરી શકતો એમાં મારો શું વાંક! તેણી જો આ લગ્નથી સુખી થઇ હોય તો તેણીને સુખી જોઇને હું સુખી થવાનો પ્રયત્ન કરીશ. પણ-પણ તેણીની સ્મૃતિ અંતરમાંથી શી રીતે કાઢી શકીશ! જીવનની છેલ્લી પળ સુધી એ સ્મૃતિ ભુંસાઇ શકે તેમ નથી. જે માણસ પ્રિયમૂર્તિની સ્મૃતિ વિસરી શકે તે માણસ નહિ દેવ કહેવાય.પણ હું ક્યાં દેવ છું?"



# પ્રકરણ ૪૦ મું.



હવે આપણે વિલસુની ખબર લઈએ. લગ્ન મંડપ તરફ આવતાં નવિનચંદ્રની તિરસ્કાર ભરી દૃષ્ટિ તેણી સહન કરી શકી નહિ અને તેણી બેશુધ્ધ થઇને ઢળી પડી. ત્યારે ગંગાબાઈએ તેણીને ઝીલી ન હોત તો તેણીને જરૂર ગંભીર પ્રકારની ઈજા થઈ હોત.

વિલસુને તરતજ પથારીમાં સુવાડી તેણીને શુધ્ધિમાં લાવવાના ઉપચારો શરૂ કરવામાં આવ્યા. લગભગ એક કલાકના મિથ્યા પ્રયત્નો બાદ પણ જ્યારે તેણી શુધ્ધિમાં આવી નહિ ત્યારે ગંગાબાઈ ગભરાઈ અને સરકારી દવાખાનામાંથી ડૉકટરને બોલાવવામાં આવ્યો.

ડૉકટરે પહેલાં સઘળી હકીકત સાંભળી લીધી અને પછી દરદીની શારિરીક તપાસ કરી જણાવ્યું કે, તેણીને બેશુધ્ધ થવાનું કારણ મગજનો આઘાત્ છે. તેણીના પર બારીક દેખરેખ રાખવાની સુચના આપી વખતોવખત દવા પાવાની ભલામણ કરી ડૉકટર ચાલ્યો ગયો. જતાં પહેલાં તેણીએ ગંગાબાઈને પાસે બોલાવીને કહ્યું કે, દરદીનું મન ઉશ્કેરાય તેવી જરા પણ વાત કરવી નહિ કે તેણીને કરવા દેવી નહિ.

ડૉકટર ઘરની બહાર નીકળતાં તેને હીરજી મળ્યો. તે બહુજ ઉશ્કેરાયલો હતો. તેની જીંદગીની મોટામાંમોટી અભિલાષા પાર પાડવાની અણી પર હતી તે વેળાએ-તેના સુખનો પ્યાલો હોઠ સુધી આવેલો તે વેળાએ દુષ્ટ દૈવે તેને હડસેલી નાંખી ઢોળી નાંખ્યો હતો; અને તેને માટે તે માત્ર નવિનચંદ્રનેજ જવાબદાર સમજતો હતો. અત્યારે જો નવિન-ચંદ્ર તેના હાથમાં આવ્યો હોત તો જરૂર તના પર તે હુમલો કરત અને તેનું શું પરિણામ આવત તે કલ્પી શકાતું નથી. પરંતુ સદ્ભાગ્યે નવિનચંદ્ર તો ક્યારનોય ચાલી ગયો હતો.

હીરજી તેને શોધવાને બહાર નીકળ્યો હતો. પણ તેનો પત્તો નહિ લાગતાં તે પાછો ફરતો હતો. ત્યાં તેણે ડૉકટરને ઘરની બહાર નીકળતાં જોયો; એટલે તે ડૉકટરની પાસે ગયો અને વિલસુ શુધ્ધિમાં આવી કે કેમ તે પુછવા લાગ્યો. હીરજીના લગ્નનાં લુગડાં જોઇ ડૉકટર તેના ઉશ્કેરાવાનું કારણ સમજી ગયો અને કહ્યું:–"હરદીની સ્થિતિ જોતાં તેણીના મગજ પર અસર થયલી જણાય છે અને કદાચ તેને મગજનો તાવ (brain fever) આવશે એમ લાગે છે. જો તેમ થાય તો હરદીનો કેસ ગંભીર થઇ જશે. અત્યારે તો મામલો જોતાં તેણીના લગ્નનો ખ્યાલ તો છોડીજ દેવાનો છે. કાલે સવારે તેણીની હાલત જોઇને હું વધારે કહી શકીશ."

ડૉકટરના ગયા બાદ થોડીવારે વિલસુએ આંખ ઉઘાડી જોયું–પણ તેના ડોળા ફાટેલા જણાતા હતા. આજુબાજુના માણસોને તેણી ઓળખી શકતી નહોતી, એમ સ્પષ્ટ જણાતું હતું. તેણીને એક ભાગ દવાનો આપવામાં આવતાં તેણી નિંદ્રામાં પડી.

સવારના તેણીને સખત તાવ હતો. તેણીની હાલત જોઇને હીરજી તદ્દન નાસિપાસ થઇ ગયો અને હવે અહિં રહેવાથી કાંઇ ફાયદો નથી એમ સમજીને તેજ દિવસે તે ત્યાંથી રવાના થઇ ગયો. તેને ગંગાબાઇએ કે તેના વરે કાંઇપણ કહ્યું નહિ પણ તેની આવી સ્વાર્થી અને હલકી પ્રકૃતિ જોઇ તેઓને તેના પર અતિ તિરસ્કાર આવ્યો. જતી વખત હીરજીએ તેણીની માંદગી માટે ખરચના પૈસા કેટલા જોઇશે એમ પુછતાં ગંગાબાઇએ તેણીના માટે એક પાઇ પણ તેની પાસેથી લેવા ના પાડી.

વિલસુની માંદગી ગંભીર પ્રકારની હતી. તેણી કોઇ વાર શુધ્ધિમાં આવતી અને પાછી બેશુધ્ધ થઇ જતી. ડૉકટરે સૂચના આપી હતી કે આવી બીમારીમાં દવા કરતાં સારવાર વધારે ફાયદો કરે છે. બીચારી ગંગાબાઇ તેણીને પુત્રીના કરતાં પણ વધારે ચાહતી અને તેની માવજત કરતી. તેણીને એ

કામમાં મદદ કરવા એક પાડોશણ નામે જમનાબાઇ જે લગભગ ગંગાબાઇનીજ ઉમ્મરની વિધવા બ્રાહ્મણી હતી તે આવતી અને વારંવાર વિલસુના ખાટલા પાસે બેસી તેણીના પર નજર રાખતી.

એક દીવસ જમનાબાઇ વિલસુની પથારી પાસે બેઠી હતી. તે વખતે ગંગાબાઇ રસોઇના કામમાં રોકાયેલી હતી. તે દિવસે વિલસુ તાવના ઘેનમાં લવારો કરતી હતી. તેમાં "નવિનચંદ્ર," "દુર્લભજી પટેલ," "મોટી માશી" "અલકરંભા" એ નામોનો વારંવાર ઉચ્ચાર કરતી હતી. તેમના વિષે તે શું કહેતી હતી તે તેણીના અર્ધસ્પષ્ટ વાક્યોથી સમજી શકાતું નહોતું. પરંતુ દુર્લભજી પટેલનું અને અલકરંભાનું નામ વારંવાર તેણી બોલતી હોવાથી જમનાબાઇનું ધ્યાન તેણીના તરફ વધારે ખેંચાયું. હવે તેણી વિલસુને ધારીધારીને જોવા લાગી. તેણીના ચ્હેરા ઉપર એક ઓર જાતની ખુશાલી દેખાવા લાગી. ત્યાર બાદ તેણીએ વિલસુના ખભાં આગળનું કપડું ખસેડયું અને ત્યાં આગળ એક રૂપીઆભાર જેટલી જગામાં એક લાંછન જોઇ તેણીની ખુશાલીનો પાર રહ્યો નહિ.

તે દિવસથી જમનાબાઇની વિલસુ માટેની કાળજી વધી. ગંગાબાઇની પાડોશણ–સખી તરીકે નહિ પણ જાણે વિલસુની પોતાની બહુજ નજીકની સગી હોય તેવી લાગણીથી તેણી હવે તે નિર્ભાગી બાળાની ચાકરી કરવા લાગી.

પ્રભુની કૃપાથી તેણીની અને ગંગાબાઇની ચાકરીને યશ મળતો હોય એમ જણાયું. લગભગ એક માસની ગંભીર માંદગી ભોગવી વિલસુ સાજી થઇ. તેણી હજી હરીફરી શકે તેટલી તેણીનામાં શકિત નહોતી. પણ હવે ડૉકટરે તેણીને ભયમુકત જણાવી હતી.

વિલસુને હવે ધીમે ધીમે શકિત આવવા લાગી હતી. એક દિવસે જમનાબાઇ–ગંગાબાઇ બન્ને તેણીની પથારી પાસે બેઠાં હતાં તે વખતે જમનાબાઇએ વિલસુની કૌટુમ્બીક હકિકત જાણવા ચાહી. માત્ર જીજ્ઞાસાને ખાતર નહિ પણ તેણીની

માંદગી દરમ્યાન તેણીએ ઉચ્ચારેલાં અમુક નામો-તેણીની મુખાકૃતિ વગેરે પરથી તેણીને અમુક સંદેહ ઉત્પન્ન થયો હતો અને તેથીજ તેણીએ તે હકીકત જાણવા આટલી ઉત્સુકતા બતાવી હતી. આ ઉપરથી વિલસુએ પોતે જેટલું જાણતી હતી તે બધી હકિકત કહી.

તે સાંભળી રહ્યા બાદ જમનાબાઇએ પુછ્યું:-"પણ તારી મોટી માશી તને લાગણીને ખાતર પાળતી નહોતી ત્યારે તને ઉછેરવાનો તેણીનો શું હેતુ હતો?"

"મને એવો શક છે કે તેણીને દુર્લભજી પટેલ તરફથી મારો ખર્ચ નિભાવવા અમુક રકમ દર મહીને મળતી હતી." વિલસુએ જવાબ દીધો.

"બસ-એમજ-બરાબર છે" જમનાબાઇ હરખથી બોલી અને વિલસુની પથારીમાં તેણીને બાઝી તેણીને ગળે લગાડતાં તેણીની આંખમાંથી હરખનાં આંસુ સરી પડયાં. "તુંજ મારી મંછીની દીકરી-ઓ ભગવાન તેં મારૂં અભાગણીનું જીવન આજે સાર્થક કર્યું!" એમ બોલતી જમનાબાઇ રણછોડ રાયજીનાં ગુણગાન કરવા લાગી.

ગંગાબાઇને જમનાબાઇની આ વર્તણુક આશ્ચર્યજનક લાગી. તેણીએ તે બાબતનો ખુલાસો પુછતાં જમના બોલી: "આ મારી પિત્રાણ ભાણેજની-મારી મંછાની દીકરી. એને તો હું મરી ગયેલી સમજતી હતી. મને એમ સમજાવવામાં એના બાપની મતલબ હતી-તે હવે હું સમજી. પણ તેને તો હું પહોંચીશ" આમ બોલતાં બોલતાં જમના ઉશ્કેરાઇ ગઇ. તેણીને ઠંડી પાડતાં ગંગાબાઇએ કહ્યું:-"તું ખુલાસાવાર વાત કર એટલે શું હકીકત છે તે અમને સમજ પડે. તે ઉપરથી જમનાએ નીચે પ્રમાણે વાત કરી:—

"વિલસુના પિતા ગરીબ હતા, અને તે કારણથીજ તેણીના માતામહે તેને ઘરજમાઇ તરીકે રાખવાના ઇરાદાથી પસંદ કર્યા હતા. પણ લોકોની ઉશ્કેરણીથી મારી મંછાની સાથે લગ્ન કર્યા બાદ તેણે જુદા રહેવાની વાત કરી. આથી તેના

સસરાને ખોટું તો લાગ્યું પણ દીકરી આપેલી એટલે કાંઇ બોલ્યા નહિ. તેને એકની એક દીકરી હોવાથી-અને ઘડ-પણમાં દીકરી-જમાઇને પાસે રાખવાના હેતુથી ગરીબ જમાઇને પસંદ કરેલો છતાં તે સુખ તેમના નસીબમાં નહોતું? આખરે પોતાની મિલકતનો મોટો ભાગ લગભગ પાંચ લાખ રૂપીઆની સ્થાવર તથા જંગમ મિલકત પોતાની દીકરીના નામ પર ચઢાવી આપી. એટલે તે ધણીધણીઆણી મુંબઇ જઇ રહ્યાં. ત્યાં વિલસુનો જન્મ થયો. તેણીના જન્મ પછી તેણીની માતાની તબીઅત લથડી. આથી તેણીની સાથે રહેવા તેણીએ મને મુંબઇ બોલાવી. હું ત્યાં લગભગ એક વરસ તેમની સાથે રહી.

આખરે વિલસુને એક વરસની મુકી તેની માતા મરણ પામી. અને તેણીના પિતાએ તરતજ એક સુંદર કન્યા સાથે લગ્ન કર્યાં. છતાં પણ મારી મંછાની બાળક બેટીને ખાતર હું તેમની સાથેજ રહેતી હતી. વિલસુની સાવકી માતા સ્વભાવે બહુ ઝેરીલી હતી. તેણીને મારૂં તેમની સાથે રહેવાનું પસંદ નહોતું. પણ જો મને ત્યાં ન રાખે તો વિલસુનો નાનો (માતામહ) તેણીને પોતાની સાથે રાખે અને તેણીની માતાની મિલકતનો કબજો માગે તે માટે મને ત્યાં રાખ્યા વિના છુટકો નહોતો. આમ વિલસુ બે વરસની થઇ ત્યારે તેણીની સાવકી માતાએ એક પુત્રીનો જન્મ આપ્યો. આ વાતને છ મહિના થયા એટલામાં મારા સાસરેથી મારા પતિની માંદગીના સમાચાર મળતાં હું ત્યાં ગઇ. મારા પતિની બીમારી ગંભીર હતી. તેઓ છ માસ પથારી વશ રહી મરણ પામ્યા.

આ પ્રમાણે વાત કરતાં જમનાબાઇની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે પોતાનાં લુગડાંના છેડાથી લુછી નાંખતાં તેણીએ તે વાત આગળ ચલાવી.

"મારા પતિ દેવલોક થયા તેને પંદરમે દિવસે વિલસુના પિતા તરફથી મને કાગળ મળ્યો કે વિલસુ સસણીની માંદગી ભોગવી મરણ પામી છે. આ સમાચાર સાંભળી મને ભયંકર

આઘાત થયો. મારાં વૈધવ્યના દુઃખમાં આ નવું દુઃખ મને વધારે દુઃખી કરતું હતું પણ ઇશ્વરને ગમ્યું તે ખરૂં એમ સમજી હું મન વાળીને બેઠી. વિલસુની માતાએ મરતી વખતે કરેલું વિલ તો મારી પાસે હતું પણ તે હવે શા કામનું હતું! કારણ કે વિલસુના મરણ પછી તે બધી મિલ્કતનો માલીક તો તેનો બાપ થતો હતો. પણ મારી ભાણેજની એક યાદગીરી તરીકે તે મેં સાચવી રાખ્યું હતું. પણ રણછોડરાયજીની તેમાં પ્રેરણા હશે. નહિ તો મને એવું સુઝ પડેજ શાનું ?"

"પણ ત્યારે મારાં માતપિતા કોણ હતાં ?" વિલસુએ પુછ્યું.

"હજુ તને સમજાતું નથી ? દુર્લભજી પટેલજ તારા પિતા અને આ અલક તે તારી સાવકી બ્હેન-તારી સાવકી માતાની ઉશ્કેરણીથી તારા પિતાએ તને બેના ડોસીને સોંપી દીધેલી-અને તેણીએ તને પોતાની સગી તરીકે ઉછેરી. કદાચ તેમ ન કરત તો તારી સાવકી માતા તારો કોઇપણ રીતે જીવ લેતે. એ બીકથીજ તારા બાપે આમ કરેલું. એ બેના તે વખતે તારા બાપના ઘરમાં રસોઇનું કામ કરતી હતી તે મને યાદ છે.

વિલસુ મરી ગઇ છે એમ જાહેર કરવા બાદ તેણીની મિલ્કત પચાવી પાડવામાં દુર્લભજી પટેલને કોઇ જાતની અડચણ નહોતી. પણ તે મિલ્કતનું સુખ ભોગવવાનું તેની નવીનાં નસિબમાં નહોતું. કેમકે અલકના જન્મ પછી બે વરસે તે પણ ક્ષયની બીમારીથી મરણ પામી. ત્યાર બાદ દુર્લભજી પટેલ મુંબઇ છોડી પોતાને વતન આવી વસ્યા હતા."

હવે વિલસુને સમજાયું કે દુર્લભજી પટેલ તેણીની મોટી માશીને શા માટે મદદ કરતા હતા. તેમજ તેણીને પણ ડાકોરમાં આવી રહેવાનો ખર્ચ આપવાનું કારણ પણ સ્પષ્ટ થયું.

આ બધી વાત તેજ સાંજના ગંગાબાઇએ તેણીના પતિને કરી. તેણે સરકારી નોકરીમાં ઘણા વરસ કાઢેલાં હોવાથી

તેમને સમજાયું કે દુર્લભજી પટેલની મિલ્કતની ખરી વારસ તો વિલસુ હતી. તે રાત્રે ગંગાબાઇ-તેણીનો વર-જમનાબાઇ અને વિલસુની મંડળી વિચાર કરવા બેઠી. જેમાં એમ ઠર્યું કે વિલસુનો કાયદાસરની માલીકીનો વારસો મેળવવા માટે ઘટતાં પગલાં ભરવા તેઓએ પહેલાં દુર્લભજી પટેલને મળવા જવું.



# પ્રકરણ ૪૧ મું.



દુર્લભજી પટેલ સવારના પહોરમાં પોતાની હવેલીમાં આવેલા એક બેસવાના ઓરડામાં ચ્હા પીતા બેઠા હતા, તે વખતે એક નોકરે આવી ખબર આપી કે રાજપુરના જાગીરદાર તરફથી એક માણુસ ચીઠ્ઠી લઈને આવ્યો છે અને તે આપને રૂબરૂ મળવા માગે છે. રાજપુરનું નામ સાંભળી દુર્લભજી વિચારમાં પડ્યા અને રાજપુરથી આવેલા માણુસને મોકલવા સુચના આપી.

થોડીવારમાં એક પુખ્ત ઉમરનો બ્રાહ્મણુ તે ઓરડામાં દાખલ થયો. અને "જજમાન રાજાનું કલ્યાણુ થાવ" એમ આશીર્વાદ આપી પટેલની સામે બેઠો. પટેલે તેને આવકાર આપતાં પુછ્યું:-"કેમ, મહારાજ શું ખબર લાવ્યા છો?"

મહારાજે માથાપરથી પાઘડી ઉતારતાં જવાબ આપ્યો:-"જજમાન રાજા, આપ જેવા ભાગ્યશાળી સજ્જન માટે સદાએ રૂડાજ સમાચાર હોય. આપના અંતરની અભિલાષા પુરી થવાના શુભ સમાચાર લઈને આવ્યો છું. અને તે આપને રૂબરૂમાં આપી સારી જેવી વધામણી મેળવવા ઉમેદ રાખું છું." એમ કહી એક કાગળ આપ્યો.

દુર્લભજી પટેલ કાગળ ઉઘાડતાં પહેલાંજ તેમાં શું હશે તે બ્રાહ્મણુના કહેવા પરથી સમજી શકયા હતા. અને તે કાગળ વાંચ્યા પછી પુરી ખાત્રી થઈ. પરંતુ આવા શુભ સમાચાર-તેમની એકની એક પુત્રીના જ્ઞાતિમાં સારામાં સારા ગણાતા યુવાન સાથે વિવાહ કરવાની સંમતિના સમાચાર-તેમની લાંબા વખતની મનકામના પુરી થવાના ખબર વાંચીને જે ખુશાલી તેમને થવી જોઇતી હતી તે થતી દેખાઇ નહિ. બ્રાહ્મણુ પણુ આ જોઇ વિચારમાં પડયો. તેને શંકા થઈ કે કદાચ લગ્નના સમાચાર લઈ આવનાર બ્રાહ્મણુને વધાઈમાં સારી જેવી દક્ષણા આપવી પડશે એવા ખ્યાલથી તો પટેલ આવો દેખાવ નહિ કરતા હોય. પટેલ જોકે જ્ઞાતિએ બ્રાહ્મણુ

હોવા છતાં સ્વભાવે અને રોજગારે વણિક હતા અને તેથી વાણીઆ શેઠને ત્યાં પુત્ર પ્રસવતાં વધામણી આપનાર દાઇને શેઠીઆએ કડવું મોઢું કરી "દિકરો તો દિકરો" કહી નિરાશ કરી નાંખવાની કરેલી યુક્તિ પોતાના પર અજમાવાય છે એવી આવનાર બ્રાહ્મણને શંકા થઇ.

પણ વાસ્તવિક રીતે તેમ નહોતું. રાજપુરના જાગીરદારના એકના એક પુત્રને પોતાનો જમાઇ બનાવવાની પટેલની ઘણા લાંબા કાળની આંકાક્ષા પુરી થવાના સમાચાર બહુ મોડા આવ્યા હતા. પટેલની પુત્રી અલકરંભા–જે નવિનચંદ્ર સાથે પરણવાને ખરેખર આતુર હતી તે આશા ભંગ થઇ હતી અને તેને પરિણામે તેણીને ક્ષય રોગ લાગુ પડયો હતો. તેણીની બચવાની આશા હવે હતીજ નહિ. એટલે તેણીના લગ્નના સમાચારથી તેને આનંદ શી રીતે થાય? ઉલટું પટેલને મન તો આ સમાચારથી બળતામાં ઘી હોમવા જેવું થયું હતું. પણ પટેલ ગંભીર સ્વભાવના હતા. કોઇ કામ કરવામાં ઉતાવળ કરવી એ તેમની પ્રકૃતિની વિરૂદ્ધ હતું. એ વિષય ઉપર કાંઇ પણ મત ઉચ્ચારવા પહેલાં તેમણે ઘરમાં જઇને ચંચળ અને અલકને મળવાનો વિચાર કર્યો.

ઘરમાં જતાં જતાં પટેલને એમ પણ વિચાર આવ્યો કે કદાચ આ સમાચારથી અલકના ઉપર સારી અસર થાય અને આ જીવલેણ રોગમાંથી તે બચી જાય. આ વિચારથી તેમના મનમાં કાંઇક આશા ઉત્પન્ન થઇ. પણ ઘરમાં અલકરંભાના ઓરડામાં જતાં તેણીથી હાલત જોઇને તે આશા નષ્ટ થઇ ગઇ.

અલક એક પલંગપર સુતેલી હતી. તેનું શરીર એટલું બધું સુકાઇ ગયું હતું કે પથારીમાં તે ભાગ્યેજ દેખાતી હતી. તેની બાજુએ ચંચળ બેઠી હતી. એવામાં દુર્લભજી પટેલ તે ઓરડામાં આવ્યા–અલકની ખબર પુછી અને રાજપુરથી જાગીરદારનો આવેલો કાગળ ચંચળના હાથમાં મુક્યો. ચંચળે તે કાગળ ઉઘાડયો-વાંચ્યો અને એક નિરાશા સુચક

દૃષ્ટિ પટેલ તરફ ફેંકી. કાગળ કોનો છે એજ અલકે પુછતાં ચંચળે ઉત્સાહ પ્રેરક અવાજથી કહ્યું:-"અલક-દીકરી-હવે તો તું વ્હેલી વ્હેલી સારી થઇ જા-આ કાગળમાં બહુજ સારા ખબર છે. દેશાઇજી નવિનચંદ્ર સાથે તારાં લગ્ન કરવા કબુલ થયા છે અને ખુદ નવિનચંદ્રે પોતે પણ તેમાં સંમતિ આપી છે."

પણ આ ખુશ ખબરથી અલકરંભા બહુ રાજી થઇ હોય એમ દેખાયું નહિ. તેણી પોતે પણ સમજી ગઇ હતી કે હવે તેણી લાંબો વખત જીવવાની નથી. છતાં તેણીના મનને કાંઇક સંતોષ થયો હોય એમ તેણીની મુખમુદ્રા પરથી દેખાયું. પરંતુ બીજીજ પળે પોતીકી શારિરીક સ્થિતિનું ભાન થતાં તેણીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં જે છુપાવવા તેણીએ પાસું બદલી નાંખ્યું.

ત્યાર બાદ દુર્લભજી પટેલને વિચાર થવા લાગ્યો કે દેશાઇજીના કાગળનો જવાબ શું લખી મોકલવો. આખરે તેમણે ચંચળની એ બાબતમાં સલાહ માગી. ચંચળ આશાવાદી હતી. તેણીએ એમ જવાબ લખવાની સુચના કરી કે અલકની તબીઅત હાલ નરમ હોવાથી થોડો વખત લગન મુલતવી રાખવાં પડશે. તેને પુરેપુરો આરામ થવા બાદ સારો દિવસ જોઇ મુહુર્ત જોવરાવી તમને ખબર આપશું.

આ પ્રમાણે કાગળનો જવાબ લખવાનો ઠરાવ કરી પટેલ પોતાની કચેરી તરફ જતા હતા તે વખતે એક નોકરે તેમને કહ્યું કે એક ગૃહસ્થ અને એક બાઇ આપને મળવા આવ્યાં છે. તેઓ કોણ હશે તે સંબંધે તર્ક કરતાં પટેલ પોતાની કચેરીના ઓરડામાં આવ્યા. ત્યાં તેમણે ગંગાબાઇના વરને અને જમનાબાઇને બેઠેલાં દીઠાં. ગંગાબાઇના વરને તો તેમણે અગાઉ કદી દીઠો નહોતો પણ જમનાબાઇને ઓળખતાં તેમને વાર લાગી નહિ. તેઓની મુલાકાતનું શું પ્રયોજન હશે તે બાબત તર્કવિતર્ક કરતાં પટેલે તેઓને ઠંડો આવકાર આપી આગમનનું કારણ પુછયું.

ગંગાબાઇના વરે વિલસુ સંબંધી સઘળી હકીકત પોતે હવે જાણે છે અને એક હકદારનો હક અપાવવા સિવાય તેને કશો સ્વાર્થ નથી એમ જણાવી-પોતાની વાતના સમર્થનમાં જમનાબાઇ પાસેની વિલસુની માતાનાં વિલની નકલ પટેલના હાથમાં મુકી અને એમ પણ જણાવ્યું કે બેના ડોશીએ પણ વિલસુ કોણ છે તે સંબંધી એકરાર બે સાક્ષીની રૂબરૂ કર્યો છે.

"વિલસુ આપની પોતાની હકદાર પુત્રી છે-તેને માટે આપને લાગણી છે. તો તેણીનો હક સ્વિકારી તેણીને તેણીની માતાનો વારસો આપ સોંપી દેશો તો આ વાતને આગળ વધારવાને અમને લેશ માત્ર પણ ઇચ્છા નથી. વિલસુની પોતાની આ ઇચ્છા છે અને આપને તે સંબંધમાં શું કહેવાનું છે તે જાણવા અહિં અમને મોકલ્યાં છે." ગંગાબાઇના વરે ઉમેર્યું.

દુર્લભજી પટેલને આ હકિકત સાંભળી અત્યંત અજાયબી ઉત્પન્ન થઇ એ કહેવાની જરૂર નથી. તેમની પોતાની ઇચ્છા પણ હમણાં હમણાં એવી થઈ હતી કે વિલસુને પોતાની પાસે રાખવી. પણ જાહેર રીતે તેણીને પોતાની પુત્રી તરીકે તે શી રીતે સ્વિકારી શકે! કેમકે તેણી મરણ પામેલી હોવાનું તે સરકારમાં જાહેર કરી ચુકયા હતા. છતાં તેનું અંતઃકરણ તેણીને માટે તલસતું હતું. અકળાયલા સ્વરે પટેલે પુછ્યું:-

"મારી વિલસુ કયાં છે?"

"તેણી બેના ડોશીને ત્યાં છે." જમનાબાઇએ જવાબ આપ્યો.

"તેણીને બોલાવી લાવો-તેને કહેજો કે મારૂં જે કાંઇ છે તે તેનુંજ છે. તેણીની માતાની મિલકત પણ તેને સોંપી દેવા તૈયાર છું. પણ હવે તેને મારી સાથેજ રાખવા ઇચ્છું છું."

સાંજના બાપ દીકરી મળ્યાં-ભેટ્યાં-ભૂતકાળના બનાવો માટે અશ્રુ સાર્યાં. ગઇ ગુજરી ભૂલાઇ ગઇ અને પિતા અને પુત્રી પોતાના ખરા સંબંધનો આનંદ અનુભવતાં હતાં તેવામાં વિલસુએ પુછ્યું, "અલક કયાં છે?"

પટેલનો આનંદ ભૂલાઇ ગયો. પોતાની પુત્રીની માંદગીની યાદ આવતાં તેનું મુખ ગંભીર થઇ ગયું. "ચાલ આપણે ત્યાંજ જઇએ." એમ કહીને પિતા પુત્રી અલકના ઓરડા તરફ ગયાં.

અલકની માંદગી આટલી ગંભીર હશે એની વિલાસુને સ્હેજ પણ ખબર નહોતી. તેણીનું હાડપીંજર જેવું શરીર જોઇ વિલાસુ બહુ દુઃખી થઇ. તેણીને જોઇ અલકના દિલમાં શું વિચારો આવ્યા હશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. છતાં વિલાસુને પોતાનાં દુઃખથી ખરેખર દુઃખી થયલી જોઇને તેણીને તેને માટે સારો વિચાર બંધાયો.

પટેલે તેણીની પાસે બેસતાં કહ્યું:—"કેમ છે બ્હેન?"

અલકની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં–તેણી કાંઇ બોલી શકી નહિ. પટેલ તેણીની તરફ જોઇ બોલ્યાઃ—"અલક આજે હું તને કાંઇ નવી ખબર આપું છું–આ વિલાસુ તારી સાવકી બ્હેન છે એ પણ મારીજ પુત્રી છે અને મારી તમામ મિલ્કતની ખરી હકદાર માલીક છે. તારે માટે તે એક સગી બ્હેન જેવી લાગણી ધરાવે છે તે તું જોઇ શકે છે."

ત્યારબાદ પટેલે તેણીને અત્યારસુધી અલગ રાખવાને લગતી સઘળી વાત કરી. જ્યારે અલકે તે સાંભળી ત્યારે તેણીને પહેલો વિચાર નવિનચંદ્રને માટે આવ્યો. હવે તેને પોતાની સાથે લગ્ન કરવાનું કારણ રહ્યું નથી એ જાણી તેણીને દુઃખ થયું, પણ પોતે હવે આ દુનિઆમાં થોડા દિવસની મેમાન છે એ યાદ આવતાંજ તેની પીડા ઓછી થઇ. તેજ વખતે નવિનચંદ્ર હવે સુખી થશે એ વિચાર આવતાંજ તેણીને અંતઃકરણપૂર્વક આનંદ થયો. ખરાં પ્રેમીને માત્ર પોતાના પ્રેમ પાત્રને સુખી જોવાની અભિલાષા હોય છે-તેનાં સુખમાંજ તે પોતાનું સુખ સમજે છે. તેને પોતાનાં સ્વાર્થી સુખનો ખ્યાલ સરખો પણ હોતો નથી. તેણીને હવે એમજ થયું કે તેણીની જીંદગી–જે થોડા દિવસ તેણીને માટે બાકી હતા તેટલા દિવસની જીંદગીમાં તેણીને મોટામાંમોટું સુખ જો કાંઇ

પ્રાપ્ત થઇ શકે તો તે નવિનચંદ્રને સંપૂર્ણ સુખી જોવાનુંજ હતું. તેથી તેણીએ પોતાના પિતાને કહ્યું:-“ મારી એક છેલ્લી વિનંતી છે-તે તમો તથા બહેન વિલસુ માન્ય રાખશો તો હું સુખેથી મરીશ.”

ત્યારબાદ તે ત્રણે જણાએ થોડો વખત સુધી વાતચિત કરી. અરધા કલાક બાદ જો આપણે તે ઓરડામાં દાખલ થયાં હોય તો તે ત્રણેજણાના મુખ પર સંતોષ-સુખ-આનંદની છાયા સ્પષ્ટ દેખાતી હતી.

## પ્રકરણ ૪૨ મું.

નવિનચંદ્ર દુર્લભજી પટેલની પુત્રી સાથે પરણવા તૈયાર થવાથી તેના પિતા બહુ ખુશીમાં હતા. હવે તેઓ પટેલ તરફથી લગ્નનો દિવસ નક્કી થઇ આવવાની રાહ જોતા હતા. એક દિવસે ટપાલવાળો એક મોટું રજીસ્ટર કીધેલું પરબીડીઉં લઇને આવ્યો. તે જોઇ દેશાઇજી વિચારમાં પડયા. સહી કરી આપીને તે પરબીડીઉં લીધું અને ઉઘાડયું. તેમની ભારે અજાયબી વચ્ચે તેમાંથી એક મોટો દસ્તાવેજ તથા એક કાગળ નીકળ્યાં. કાગળ નીચે મુજબ હતો—

મુરબ્બી શ્રી દેશાઇજી સાહેબ,

આપનો કૃપા પત્ર મળ્યો, વાંચી મારા જેવી સ્થિતિના માણસને કુદરતી રીતે ખુશાલી થવી જોઇએ તે થઇ અને તે માટે આપનો ઉપકાર માનવાની મારી ફરજ છે.

આપણા બન્નેના વારસોનો અરસપરસની લાગણીને માન આપી આ સાથે આપનો ગીરવી દસ્તાવેજ ભરપાઇ કરીને મોકલ્યો છે; તે સ્વિકારશો.

મારી બીજી એક વિનંતી છે. ચી. નવિનચંદ્રને તેમની મરજી મુજબ જ્યાં તેમનું હૃદય અપાયલું હોય ત્યાં લગ્ન કરવા ખુશીથી રજા આપશો. એ અમારા આખા કુટુંબની પ્રાર્થના છે. આપના તરફના ખુશી ખબર લખશો.

લી૦ સ્નેહાધીન,
દુર્લભજી પટેલના
માનપૂર્વક નમસ્કાર.

આવા પત્રની દેશાઇજીએ કદી આશા રાખી નહોતી. તે વાંચી તેઓ ભારે વિચારમાં પડી ગયા. તરતજ તેમણે પોતાના કારભારીને તેડાવ્યો અને તેને કાગળ વંચાવ્યો; સાથે આવેલો ભરપાઇ કીધેલો દસ્તાવેજ પણ બતાવ્યો. કારભારી પણ તાજુબ થયો, અને પટેલને આ પ્રમાણે કરવાનું કારણ સમજી શકયો નહિ. આખરે તેને એમ લાગ્યું કે જ્યારે દેશાઇજીએ પોતાના પુત્રને પટેલની પુત્રી સાથે પરણાવવા-અને તે લગ્ન રાજીખુશીથી કરવા નવિનચંદ્રે કબુલ કર્યું છે ત્યારે પાછળથી દસ્તાવેજ આપવાને બદલે આગળથી તેને ભરપાઇ કરી મોકલી આપવામાં પટેલે માત્ર 'પોલીટીકલ' પગલું ભર્યું છે. કદાચ નવિનચંદ્રનું સ્વમાન ન ઘવાય તેટલા માટે આવું પગલું ભરવાની પટેલને કોઇએ સલાહ આપી હોય અન પટેલ તેને અનુસર્યા હોય એ બનવા જોગ હતું.

આ ખબર નવિનચંદ્રને આપવા તેને બોલાવવામાં આવ્યો. તેને પટેલનો કાગળ વંચાવ્યા બાદ દસ્તાવેજ બતાવતાં દેશાઇજી બોલ્યાઃ-" લે-જો આ દસ્તાવેજ. બિન સરતે ભરપાઇ કરી મોકલેલો છે. હવે તને કે તારાં છોકરાંઓને "અન્નદાસ" થવાનું નથીને? આટલું છતાં દુર્લભજી પટેલ તને તારી મરજી મુજબ લગ્ન કરવાની રજા આપવા મને આગ્રહ કરે છે. બોલ તારે શું કહેવાનું છે?"

નવિનચંદ્રને પણ આ મામલો તાજુબ કરતો હતો. તેને મન લગ્ન એટલે માત્ર માબાપની ઇચ્છાનું પાલન. તેને માટે તો આ દુનીઆમાં લગ્નનું સુખ હતુંજ નહિ. તેને તો માત્ર

એક ફરજ બજાવવા માટેજ પરણવાનું હતું. તો પછી પોતાના કુટુંબ પ્રત્યે આવી મિત્રતા ભરી-ઉદાર લાગણી દર્શાવનારને સસરા તરીકે કબુલ રાખવાની તેની પવિત્ર ફરજ હતી; અને તે પ્રમાણે તેણે પોતાના વિચારો દેશાઇજી આગળ રજુ કર્યા.

આના જવાબમાં દેશાઇજીએ લગ્નનો દિવસ નક્કી કરી લખી જણાવવા દુર્લભજી પટેલને લખ્યું અને હવે તેઓ માત્ર વેવાઇ નહિ પણ હંમેશના મિત્ર બની રહેશે એવી ખાત્રી આપી.

* * *

આજે નવિનચંદ્રનાં લગ્ન હતાં. જો કે આટલા દિવસ લગ્નની વાતથી તેના અંતરમાં કદી ઉર્મી આવી નહોતી છતાં આજે તેનું મન કાંઇક કુદરતી રીતે ઉલ્લાસમાં હતું. બન્ને કુટુંબોને છાજે તેવા ઠાઠમાઠથી લગ્નની ગોઠવણ થઇ હતી. વર કન્યાનો હસ્તમેળાપ થયો. વેદ મંત્રોથી બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા. અંતરપટ ખસેડવામાં આવ્યો. અને—

નવિનચંદ્રના મુખમાંથી એક આશ્ચર્ય ઉદ્દગાર નીકળી ગયો! શું તેની આંખો તેને ઠગતી હતી? શું તે સ્વપ્ન જોતો હતો? તેણે પોતાની આંખો ચોળી ફરીથી જોયું. તેની સામે પોતાની પ્રાણપ્રિય વિલસુ બેઠી હતી! તેણીના મુખ ઉપર મધુરૂં સ્મિત ફરકતું હતું!

નવિનચંદ્ર કાંઇ બોલી બેસે તે અગાઉ ગંગાબાઇ તેમની નજીક આવી અને કહ્યું:-“નવિનભાઇ, આપને એક ખુલાસો કરવાનો છે. મારી વિલસુ અવિવાહીત-કુમારી છે અને સર્વ રીતે આપને યોગ્ય છે. તમારૂં પવિત્ર જોડું ઇશ્વર દીર્ઘાયુષી અને સદા સુખી રાખે.”

આ પ્રમાણે આશીર્વાદ આપી ગંગાબાઇએ વિલસુના હીરજી સાથે લગ્ન કરવા કબુલ થવાનું કારણ-અને તે એજ કે જો એકવાર તે પરણી જાય તો પછી તમારે તેની આશા છોડી તમારાં કુટુંબની આબરૂ-સુખને ખાતર અલકરંભા સાથે લગ્ન કરવામાં કાંઇ બાધા રહે નહિ-તે ખાતર તેણે હીરજી

સાથે પરણી જવા અને પોતાની જીંદગીની આહુતી આપવા નિશ્ચય કર્યો હતો-પરંતુ લગ્ન સમયે તમારૂં ત્યાં આવવાનું થવાથી-તમારો તિરસ્કાર નહિ સહન થવાથી તે બેભાન થઇ થઇ ગઇ-અને તેણીનાં લગ્ન થઇ શકયાં નહિ.

ત્યારબાદ તેણીની દુર્લભજી પટેલ સાથની સગાઇ-અલકરંભાની ક્ષયની બીમારી-નવિનચંદ્ર અને વિલસુનાં લગ્નનું સુખ નજરે જોવાની તેણીની અંતિમ ઇચ્છા-વગેરેનું સવિસ્તર બયાન નવિનચંદ્રને સંભળાવવામાં આવ્યું.

હવેજ નવિનચંદ્રને વિલસુના અનન્ય આત્મ બલિદાનનો ખ્યાલ આવ્યો. તેણે તેણીને કરેલા અન્યાયને માટે તે મનમાં ને મનમાં પસ્તાવા લાગ્યો. ચકોર વિલસુ તેના મનની સ્થિતિ સમજી ગઇ હતી. પોતાના પતિને ગમે તે કારણથી સંતાપ થાય તે તેણીને અસહ્ય લાગતું હતું. તેથી તેનું મન બીજી દિશામાં ખેંચવા તેણીએ સુચના કરી કે લગ્નવિધી બાદ માત્રિકાને પગે લાગવું જોઇએ. માત્રિકાની સ્થાપના ઇરાદાપૂર્વક અલકરંભાના ઓરડાની બાજુના ઓરડામાં કરવામાં આવી હતી. ત્યાં જવા માટે તેઓને અલકરંભાના ઓરડા પાસે થઇને જવાનું હતું.

નવ વિવાહિત વર વધુને માત્રીકાને પગે લાગવા હર્ષભેર જતાં જોઇને-તેમને ખરેખરાં સુખી જોઇને અલકરંભા અંતરમાં આનંદ પામી-એ આનંદની સાથેજ તેણીનો આત્મા પરમાત્મામાં લીન થઈ ગયો.

માત્રિકા દેવીને પગે લાગતાં વિલસુ અને નવિનચંદ્ર આ બનાવથી અજ્ઞાત હતાં. તેઓ પોતાને પ્રાપ્ત થયલાં નવીન સુખ-આનંદ ભોગવવામાં તલ્લીન હતાં.

